# સત્યાગ્રહની મીમાંસા

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



નવજીવન કાર્યાલય
અમદાવાદ

શિક્ષણની દૃષ્ટિએ સત્યાગ્રહના મહાન જીવનસિદ્ધાંતની વ્યવસ્થિત મીમાંસા કરવી એ આવશ્યક વસ્તુ છે. શ્રમવિભાગ, હરીફાઈ, સહકાર, વિનિમય, વિવાહ વગેરે સામાજિક વ્યાપક તત્ત્વો ઉપર જેમ શાસ્ત્રીય ચર્ચા કરતી ગ્રંથસંપત્તિ છે, તેમ જ સત્યાગ્રહની મીમાંસા કરતો એક ગ્રંથરાશિ નિર્માણ થવાનો છે. એના મંગલાચરણરૂપે આ૦ મગનભાઈનો આ ગ્રંથ છે.

. . . સત્યાગ્રહનો સિદ્ધાંત શો છે તેનું નિરૂપણ કરવા માટે જેટલી ચર્ચા જોઈએ તેટલી બધી આમાં આવી છે. સત્યાગ્રહનો સિદ્ધાંત એટલો બધો વ્યાપક છે કે તેનાં અનેક અંગોની સ્વતંત્ર ચર્ચા કરી હોય તો મૂળ સિદ્ધાંત કદાચ વધારે સ્પષ્ટતાથી સમજાય. પણ આ પુસ્તકમાં તેનાં અંગોની મીમાંસા નથી. છતાં મૂળ સિદ્ધાંતની સમજ અને તેનું અનેક દૃષ્ટિએ પરીક્ષણ આમાં આવી જાય છે એથી તે અધૂરું નહિ લાગે. . . . સમાજવાદ, સામ્યવાદ, ઉપયોગવાદ, અર્થવાદ વગેરે અનેક સામાજિક સિદ્ધાંતોની જેમ સત્યાગ્રહ એક સામાજિક સિદ્ધાંત છે. અને સમાજ-શાસ્ત્રમાં ગાંધીજીએ કરેલી એક નવી જ શોધ અથવા ઉપયોગી ઉમેરણી છે. . . .

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ પુ૦ ૩૫

# સત્યાગ્રહની મીમાંસા

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

क्षमा दया शांति । तेथें देवाची वसती ॥

*　　　*　　　*

मऊ मेणाहूनी आम्ही विष्णुदास । कठिण वज्रास भेदूं ऐसे ॥

—तुकाराम



નવજીવન કાર્યાલય
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

સત્યાગ્રહની મીમાંસાની આ નવી આવૃત્તિ વિષે લેખકે પોતાના નવા નિવેદનમાં વિગતે વાત કરી જ છે. અહીં મારે એટલું જ જણાવવાનું રહે છે કે, આ આવૃત્તિથી આ પુસ્તકને ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથમાળામાં લીધું છે. વાચકને આ ચોપડી વિષે એટલું કહેવા જેવું ગણાય કે, શ્રી. મગનભાઈએ પોતાના આ નિબંધને વિદ્યાપીઠની પારંગત (એમ. એ.) પદવી માટેના નિબંધ તરીકે ૧૯૩૪–૫માં રજૂ કરેલો અને તે માટે એ યોગ્ય ગણવામાં આવેલો, જે મુજબ તે પદવી વિદ્યાપીઠના કુલપતિએ ઈ. સ. ૧૯૩૬માં તેમને આપી હતી. આમ આ નિબંધને તે સંસ્થાની ગ્રંથમાળામાં લેવામાં એક પ્રકારનું ઔચિત્ય પણ રહેલું છે.

૧૫–૭–૧૯૪૮

# અનુક્રમણિકા



* ફૂદડીવાળાં પ્રકરણો નવાં છે. અને પ્ર. ૧૩નો થોડો ભાગ બાદ કરતાં તે આ આવૃત્તિમાં ઉમેરવામાં આવ્યાં છે.

# પ્રકરણસૂચિ

[નોંધ: પ્રકરણમાં મૂકેલા જાડા અક્ષરવાળા અંક તેની અંદરના ખંડનો ક્રમાંક બતાવે છે.]

## મંડાણ



## ૧
## સત્યાગ્રહ એટલે શું?

## ૨

## સત્યાગ્રહની મૂળ માન્યતા



## ૩

## સત્યાગ્રહની શોધ

## ૪

## સત્યાગ્રહનો જન્મ

પાનું ૪૩

૫

## સત્યાગ્રહનો પ્રચાર



પાનું ૫૮

૬

## સત્યાગ્રહ અને ઇતિહાસ

**૨. ઇતિહાસનો નૈતિક મર્મ :** ઇતિહાસનો મર્મ એટલે મનુષ્ય-હૃદય ને સમાજની ગતિની દિશા ૭૫. 'નીતિશાસ્ત્ર વિના ઇતિહાસની સાચી સમજ અસંભવ છે' ૭૫. લૉર્ડ ઍક્ટનનો યુરોપીય ક્રાંતિયુગ વિષે મત ૭૫. જગતના ભવિષ્ય વિષે નિરાશાવાદ ૭૬. શરીરબળ નિરાશાવાદનો પિતા ૭૬.

**૩. યુરોપીય ઇતિહાસ :** સામાજિક વિકાસવાદ રચવો અશક્ય છે ૭૭. યુરોપીય સંસ્કૃતિનો વિસંવાદ ૭૮. ભોગૈશ્વર્યપૂજા ને ખ્રિસ્તી અહિંસા-પૂજા ૭૮. ઇતિહાસમાંથી નકરો હિંસાવાદ નથી નીકળતો ૭૮.

**૪. અહિંસાનો વિકાસ :** સ્વજન પરજનનો શાશ્વત ભેદ ૭૯. સ્વજનનો ગોળ વધારવાની ઐતિહાસિક પરંપરાની નીતિ ૮૦. સત્યાગ્રહ તે અનુસાર છે ૮૦. "નીતિના કાયદાનો સનાતન મુદ્રાલેખ અનંતતા પર લખાયલો છે" ૮૦. "એ બળ ન હોત તો પૃથ્વી રસાતલ પહોંચી ગઈ હોત" ૮૧.

**પાનું ૭૪**

## ૭

## સત્યાગ્રહ નિર્બળનું શસ્ત્ર ?

**૧. કેટલીક ગેરસમજો :** સત્યાગ્રહમાં નિર્બળતાને સ્થાન નથી ૮૧-૨. અહિંસા અને અભય ૮૨. શરીરબળની રૂઢિગત પ્રતિષ્ઠા ૮૨. શરીરબળથી ઝઘડા ઉકેલ આવે ? ૮૨-૩. ઊલટો લંબાય ૮૩. વેર સામે વેર વધે ૮૩. ક્ષમાથી જ ઉકેલ ૮૬.

**૨. क्षमा वीरस्य भूषणम् :** 'શઠં પ્રત્યપિ સત્યમ્' એ નીતિ સબળની જ હોય ૮૬-૭. ક્ષમાશસ્ત્રની શક્તિ ૮૭. ક્ષમા અને સત્યાગ્રહ વચ્ચેનો સંબંધ ૮૭.

**૩. લાચારનું શસ્ત્ર નથી :** સત્યાગ્રહ યોજનાપૂર્વક અપાતું આત્મબલિદાન ૮૮. સત્યાગ્રહ : ક્રોધ ને આવેશ પર સશક્તની સંયમશક્તિ ૮૮. અહિંસા કાયરતાની નિષ્ક્રિયતા કે પુરુષાર્થરહિતતા નથી ૮૮. સત્યાગ્રહ વધારે વીર્યવાનનું શસ્ત્ર ૮૮.

**૪. સત્યાગ્રહ ને 'પૅસિવ રિઝિસ્ટન્સ' :** 'પૅસિવ રિઝિસ્ટન્સ' નામથી થયેલો ગોટાળો ૮૯. પૅસિવ રિઝિસ્ટન્સની નિઃશસ્ત્રતા લાચારીની ૮૯. બહાદુરી આત્માનો ગુણ છે ૯૦. હિંદમાં નિર્બળનું શસ્ત્ર છે એવી ગેરસમજ શાથી થઈ ? ૯૦.

**૫. અહિંસા ને હિંદનો ઇતિહાસ :** સ્વ. લાલાજીનો અહિંસા સામે આક્ષેપ ૯૧. અહિંસાનું અતિપાલન હિંદની પડતીનું કારણ ? ૯૧. શરીરબળ કે આત્મબળ બંનેનો અભાવ ૯૨.

**૬. અહિંસા અને શીરક્ષા કે સ્વરક્ષા :** અહિંસા એટલે અપલાયન ને આત્મસમર્પણ ૯૩ અહિંસા સામે આર્તત્રાણની દલીલ ૯૪. ટૉલ્સ્ટૉયનો સચોટ જવાબ ૯૪. અહિંસાનો અત્યાચારી પર પ્રભાવ ૯૪. હિંસાથી પણ અત્યાચાર ક્યા રોકાયા ? ૯૫. અહિંસાબળની ઉત્તમતા ૯૫.

**પાનું ૮૧**

## ૮

## "શસ્ત્રયુદ્ધનો નૈતિક અવેજ"

યુદ્ધનિષેધનાં પરિણામની ભીતિ ૯૬. યુદ્ધની તાલીમની પ્રજાકીય કિંમત : તે દ્વારા કેળવાતા ગુણો ૯૬. તે માટે નૈતિક અવેજની જરૂર : પ્રો. જેમ્સની દલીલ ૯૭.

**૧. જેમ્સનું મંતવ્ય :** યુદ્ધની પુરાણી આદત ૯૭. યુદ્ધના મૂળમાં ભોગૈશ્વર્યવાસના ૯૭ નવા ને જૂના જમાનાનો ફરક ૯૭. સ્વરક્ષાનું બહાનું ૯૭. યુદ્ધથી મળતી ગુણોની તાલીમ ૯૮. યુદ્ધનિષેધની શકયતા નૈતિક અવેજ આપ્યે જ છે ૯૮. જેમ્સની સૂચના : ફરજિયાત નૈતિક તાલીમ ૯૯.

**૨. સત્યાગ્રહ સાથે સરખામણી :** લડતના ભાવથી સર્વોત્તમ શક્તિ ખીલે છે ૯૯. સત્યાગ્રહ નૈતિક લડત છે ૯૯. શ્રી. નટરાજનનો અભિપ્રાય ૧૦૦. સેવાધર્મપ્રધાન એશિયાઈ પરંપરા ૧૦૦. નિઃશસ્ત્રીકરણની કેળવણી ૧૦૦-૧. સત્યાગ્રહથી થતી ગુણકેળવણી ૧૦૧. લડતનું નજીવું ખરચ ૧૦૧.

**૩. સત્યાગ્રહ આગળ જાય છે :** જેમ્સના મંતવ્યની મર્યાદા ૧૦૧ માત્ર યુદ્ધ અટકાવવાનો ઉદ્દેશ ૧૦૧. સત્યાગ્રહ તો શસ્ત્રયુદ્ધનો નૈતિક અવેજ ૧૦૨. 'સૂતરને તાંતણે સ્વરાજ'નું રહસ્ય જેમ્સના મંતવ્યની દૃષ્ટિએ ૧૦૨. ગાંધીજીના લખાણમાંથી તેની સમજ ૧૦૨-૪.

**૪. જેમ્સના મંતવ્યની ઊણપ :** હિંસક યુદ્ધનો અહિંસક અવેજ નથી બતાવ્યો ૧૦૪. યુદ્ધના પ્રસંગો સાવ બંધ નહિ થાય ૧૦૪. સત્યાગ્રહ બેઉ દૃષ્ટિએ અવેજ છે ૧૦૫. સત્યાગ્રહ સંપૂર્ણ નૈતિક અથવા અહિંસક અવેજ ૧૦૫.

**૫. અસહકાર :** શસ્ત્રયુદ્ધનું મહત્ત્વનું અંગ ૧૦૫. અનિષ્ટમાત્ર સામે થવાની સ્વતંત્ર ફિલસૂફી ૧૦૫. યુદ્ધનિષેધમાં મુખ્ય મદદગાર ૧૦૬. બર્ટ્રાન્ડ રસેલનો તે વિષે અભિપ્રાય ૧૦૭.

**પાનું ૯૬**

## ૯
## ગીતામાં હિંસાવાદ?



## ૧૦
## સમાજધર્મના પાંચ સકાર

## ૧૧

## સત્યાગ્રહ, સામ્યવાદ ને સમાજવાદ

**૨. ગાંધીજીનો મત :** સકલતવાળા અને ગાંધીજીનો પત્રવ્યવહાર ૧૫૮. આધુનિક ધાંધલ તે સુધારો છે? ૧૫૯. બૂરાઈ હિંસાથી દૂર ન થાય ૧૫૯-૬૦. શહેરો ને ગામડાં ૧૬૦. મજૂર ને મૂડીવાદી ૧૬૦-૧. ખાદી ને સંપત્તિની વહેંચણી ૧૬૧.

**૩. સત્યાગ્રહ અને સમાજવાદ :** ઇંગ્લંડના સમાજવાદની મતાધિકારમાં શ્રદ્ધા ૧૬૧. સમાજવાદનો સાધનવાદ ૧૬૨. અહિંસા, કાયદો અને મતાધિકાર ૧૬૨-૩. મતબળ ને સત્યબળ ૧૬૩.

**૪. ત્રણ બળની તુલના :** હિંસક ક્રાંતિની અશક્યતા ને ઇતરાજી ૧૬૩. મતાધિકારની ઊણપો ૧૬૪. દુરુપયોગની શક્યતા ૧૬૪. લાસ્કી અને બ્રાઇસના મત ૧૬૫. રાજમાન્ય રસ્તાથી રાહતપ્રાપ્તિ ૧૬૫. તેની નિષ્ફળતાને કારણે સત્યાગ્રહ ૧૬૫. બર્ટ્રાન્ડ રસેલનો મત ૧૬૬. સમાજમાં સત્યાગ્રહનું, મત અને શસ્ત્ર ઉપરાંત, સ્વતંત્ર સ્થાન છે ૧૬૬.

**૫. એક મહત્ત્વનો ભેદ :** સમાજવાદ ને સામ્યવાદની સત્તાપ્રાપ્તિની નેમ ૧૬૬-૭. એક રાજકીય ફિલસૂફી ૧૬૭. સત્યાગ્રહ જીવન અને સમાજની સળંગ ફિલસૂફી છે ૧૬૭. સત્યાગ્રહ ને રાજસત્તા ૧૬૭. સુધારકનું શસ્ત્ર સત્યાગ્રહ ૧૬૭. ગાંધીજીના જીવનમાંથી પ્રમાણ ૧૬૭. સત્યમૂર્તિની એક ચર્ચા ૧૬૮-૯. મહાસભાનો ઉદ્દેશ શો? ૧૬૮. રાજસત્તાપ્રાપ્તિ નહિ પણ કરોડોની સેવા ૧૬૮-૯. ત્રણ વાદોનો ભેદ તાત્ત્વિક છે ૧૬૯. કાકાસાહેબનો મત : પૂર્વપશ્ચિમની પ્રજાનો સ્વભાવભેદ ૧૭૦. સત્યાગ્રહની શ્રેષ્ઠતા ૧૭૦.

**પાનું ૧૫૩**

## ૧૨
## સત્યાગ્રહની મર્યાદા

**૧. શરૂ કરવામાં મર્યાદા:** શસ્ત્રબળ ને સત્યાગ્રહની મર્યાદાઓમાં ભેદ ૧૭૧. સત્યાગ્રહને સાધનની મર્યાદા નથી ૧૭૧. કુશળ સેવાભાવી લોકનાયકની જરૂર ૧૭૨. ભાડૂતી લોક દ્વારા સત્યાગ્રહ ન ચાલે, અન્યાયનો ભોગ બનેલાએ જ મુખ્ય ભાગ લેવો જોઈએ ૧૭૩. ગાંધીજી મોરબી સત્યાગ્રહ વિષે ૧૭૩.

**૨. લોકનાયકનું કામ :** પૂર્વતૈયારીરૂપ માનસિક ક્ષોભ ૧૭૫. અસત્ય કે અપમાન યા અન્યાય સામે સમસમાટની તીવ્રતા ૧૭૫. પ્રજાના ઉકળાટને યોગ્ય વલણ આપવાનું નેતાનું કામ ૧૭૫. લોકજાગૃતિનું માપ ને તેના પર કાબૂ નેતા પાસે હોવાં જોઈએ ૧૭૬-૭. પ્રતિજ્ઞાનું મહત્ત્વ ૧૭૭. પ્રતિજ્ઞાને લીધે નેતાની જવાબદારી ૧૭૭-૮.

**૩. સમુદાયનું અહિંસાપાલન :** શારીરિક અહિંસા પૂરતી જ મર્યાદા? ૧૭૮. સામા પક્ષની મશ્કરીમજાક ૧૭૮-૯. નેતાની જવાબદારી ૧૭૯. મજૂરલડત વેળાનો દાખલો ૧૮૦. સંગીત, સરઘસ વગેરેનો નિર્દોષ ઉપયોગ લોકકેળવણી માટે આવશ્યક છે ૧૮૦.

**૪. પ્રચાર અને જાહેરાત :** વાચા ને કલમની અહિંસાની મુશ્કેલી ૧૮૧. ગાંધીજીનો ચંપારણનો અનુભવ ૧૮૧-૨. સત્ય ને સાવધાનીથી શત્રુનાં તીર ફોગટ જાય ૧૮૨.

**૫. સત્યની મર્યાદા ને લોકમાનસ :** 'ખોટી આશા ન આપો' ૧૮૨ નેતાની અંધપૂજા ન નભવા દેવી જોઈએ ૧૮૩-૪. ભૂલોનો સ્વીકાર ૧૮૩-૪.



## ૧૩

## સત્યાગ્રહની કાર્યપદ્ધતિ

**૧. 'અમલી ઉપાય' :** લડત જરા જરામાં ન ઉપાડાય ૧૮૬. અનેક ઉપાયો લઈ ચૂક્યા પછી લાચારીથી ખેડાય ૧૮૬ ખેડાની લડતનું દૃષ્ટાંત ૧૮૬.

**૨. પંચ કે તપાસસમિતિનું રહસ્ય :** એકે પક્ષ આત્યંતિક સત્યનો દાવો ન કરી શકે ૧૮૭. સત્યાગ્રહી સામાનો પક્ષ સમજવા પ્રયત્ન કરે ૧૮૮. સત્યાગ્રહીની નમ્રતાયુક્ત અડગતા ૧૮૮. લડતના મુદ્દા ચોખ્ખા હોય ૧૮૮.

**૩. હાર અને જીત :** સત્યાગ્રહમાં હારને સ્થાન નથી ૧૮૯. હારજીત સમયના જ પરિણામથી નક્કી થાય ૧૮૯. શસ્ત્રોમાં ઉત્તરોત્તર માત્રાનો ક્રમ ૧૮૯. સત્યાગ્રહ યુદ્ધનાં બે ફળમાં કાયમી ફળ – લોકજાગૃતિ – મહત્ત્વનું છે ૧૯૦.

**૪. કાર્યપદ્ધતિની મુખ્ય વસ્તુઓ :** સત્યાગ્રહ-છાવણીનું કામ ૧૯૧. લોકબળને ટકાવી વધારતા જવાનું ને દોરવાનું કામ ૧૯૨. સામા પક્ષના જુલમની બરદાસ કરવાની શક્તિ કેળવવાનું કામ ૧૯૨. તારીખથી કામ કરવાની રીત ૧૯૩. જુદું મધ્યસ્થ મંડળ ૧૯૪. નેતાની સત્યાગ્રહી પ્રતિભા ૧૯૫.

**૫. દુઃખોના નિવારણનો વિચાર :** દુઃખની માત્રા સામાન્ય રહે ને તે કારણે ભ્રષ્ટતા ન આવે એ જોતા રહેવું ૧૯૫. પરસ્પર હૂંફ ૧૯૫. હાસ્યરસ ને ખેલનું સ્થાન ૧૯૬. બારડોલીની લડતનું દૃષ્ટાંત ૧૯૬. સરદાર પટેલની વિરલ નેતાગીરી ૧૯૬. અદાલતોનો આશ્રય ન લેવો ૧૯૭ પૈસાની મદદ ૧૯૭.

**૬. સામાજિક બહિષ્કારની મદદ :** નાતજાત-પંચ-મહાજનની તાકાતનો ઉપયોગ ૧૯૮. તેની મર્યાદા ૧૯૮.

**૭. ગુપ્તતાનો અભાવ :** સત્યાગ્રહમાં તે મુદ્દાની શરત છે ૧૯૯. તેના ફાયદા ૧૯૯.

કામ કામને શીખવે છે ૧૯૯.

**૨. અસહકારનીતિ અને રચનાત્મક કાર્યક્રમ:** ખૂનરેજીના ખંડનાત્મક માર્ગનો અહિંસક અવેજ ૨૪૬. જેટલી રચના તેટલું જ ખંડન શક્ય બને ૨૪૬. અસહકાર પણ છેવટે ઇષ્ટ સહકાર જન્માવવા માટે ૨૪૭. અસહકારની રચનાત્મક બાજુ ૨૪૭. નબળી પ્રજા અસહકાર ન કરી શકે ૨૪૮. ઠંડી તાકાતની જરૂર: સ્વાવલંબન ૨૪૮.

**૩. અસહકાર નિષેધવાદી નીતિ નથી:** પ્રજા અસહકારથી ચડી ન શકે? ૨૪૮. તેની પાછળ ઝેરવેરની લાગણી? ૨૪૯. મારફાડનો દોષ અસહકારને? ૨૪૯. અસહકારમાં નિષેધ અને વિધાન બેઉની તાકાત ૨૪૯. સાચો સત્યાગ્રહી સહકાર કરવા તલસનાર ૨૫૦.

**૪. અસહકાર માત્ર રાજકીય સિદ્ધાંત નથી:** પિતા, ભાઈ, પતિ, ન્યાત સામે — એમ અનેક જાતના દાખલા ૨૫૧-૧. રચનાત્મક કાર્યક્રમ અસહકારનું અંગ ૨૫૧. અહિંસક યુદ્ધની તાલીમ ૨૫૧.

**પાનું ૨૪૩**

## ૧૮

## મર્યાદિત બહિષ્કાર

બહિષ્કારના શસ્ત્રમાં મૂળગત દોષ ૨૫૨. તેનું અહિંસક રૂપ જ સત્યાગ્રહમાં ગ્રાહ્ય ૨૫૨.

**૧. બહિષ્કારના બે પ્રકાર:** આર્થિક અને સામાજિક ૨૫૩. આર્થિક બહિષ્કાર – સ્વદેશીપાલન દ્વારા ૨૫૩. સામાજિક બહિષ્કારનો મર્યાદાયુક્ત અવેજ અસહકાર ૨૫૩. આપણી અવિચારી બહિષ્કારવૃત્તિ ૨૫૩.

**૨. ખેડાની લડતનું દૃષ્ટાંત:** અમલદારને ભૂખે ન મરાય ૨૫૪. વિનયયુક્ત દૃઢતા ૨૫૫.

**૩. બહિષ્કાર શબ્દનો ઇતિહાસ:** આર્થિક બહિષ્કાર બંગભંગ વખતે ૨૫૫. સામાજિક બહિષ્કાર: 'બૉયકૉટ' ૨૫૬. આયર્લૅન્ડની બીના ૨૫૬. તે શબ્દના અસત્યાગ્રહી સંસ્મરણો દૂર કરવા 'બહિષ્કાર' શબ્દ-૨૫૬.

**૪. બહિષ્કાર: આક્રમણાત્મક અને રક્ષણાત્મક:** અનિષ્ટ સાથે અસહકાર એ સમાજધર્મમાં સહકાર જેવી જ પ્રમાણિત વસ્તુ ૨૫૭. મહંમદ પેગંબરના જીવનમાં અસહકારના પ્રકારો ૨૫૭. અસહકાર સ્વરક્ષાર્થે, હિજરત લાચારીમાં, અને બહિષ્કાર કે યુદ્ધ આક્રમણની બલાઢ્ય સ્થિતિમાં ૨૫૮. રક્ષણાત્મક બહિષ્કાર અને અસહકારમાં બહુ ભેદ નથી ૨૫૮. સજાનો ઉદ્દેશ કે સુધારવાનો? ૨૫૮. બહિષ્કારનો ખરાબમાં ખરાબ દાખલો: અસ્પૃશ્યતા ૨૫૮. બહિષ્કારનો ઉપયોગ સ્વરક્ષા માટેની મર્યાદામાં હોય ૨૫૯.

# લેખકનું નિવેદન

## ૧. પહેલી આવૃત્તિ

સત્યાગ્રહનો પરિચય આજ એટલો બધો વ્યાપક થયેલો છે કે, એના સિદ્ધાંતનું સળંગ નિરૂપણ કરવામાં આવે તો તે ઉતાવળે થયું છે એમ કદાચ ન ગણાય. પરંતુ આ પુસ્તક લખવાનું એ દૃષ્ટિથી નથી સૂઝયું. એમ લખવાનું કદાચ હું સાહસ પણ ન કરત.

પુસ્તક તૈયાર કરવાનું કામ મને વિદ્યાપીઠના મારા કામને અંગે સોંપવામાં આવ્યું હતું. ઈ. સ. ૧૯૩૧માં વિદ્યાપીઠે સ્વરાજ વિદ્યાલયનો વર્ગ શરૂ કર્યો હતો. તેના અભ્યાસક્રમમાં सत्याग्रहनी मीमांसा નામનો નવો વિષય રાખવામાં આવ્યો હતો, અને એ શીખવવાનું કામ મને સોંપાયેલું. સાથે એમ સૂચવવામાં આવેલું કે, આ વિષયના અભ્યાસને માટે એક પુસ્તક પણ તૈયાર કરવામાં આવે તો સારું. તે પરથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

તે લખવાનું કામ ઈ. સ. ૧૯૩૧માં પૂરું થયું હતું. પછી તે છપાવા જાય તે પહેલાં રાજકીય વાતાવરણ બદલાયું અને આ કામને બે વરસ સુધી પડી રહેવાનું થયું. આજ એ લખાણ લગભગ એ ને એ જ રૂપે પ્રસિદ્ધ થાય છે. બે વર્ષ બાદ ફરી વાંચી જતાં કાંઈક થોડાઘણા ફેરફાર કરવા ઉપરાંત એમાં કશો ખાસ ફેરફાર કર્યો નથી. શરૂઆતનું મંડાણ પ્રકરણ પછીથી ઉમેર્યું છે. કેટલીક ચર્ચાનાં પ્રકરણોને તે લખાયેલાં તે જ રૂપે આજ પ્રસિદ્ધ કરવા યોગ્ય નથી માન્યાં, તેથી તે આ પુસ્તકમાં નથી આપ્યાં.* પરંતુ તેથી આ પુસ્તક અધૂરું નથી એમ એક રીતે કહી શકું છું. સત્યાગ્રહનો સિદ્ધાંત શો છે તેનું નિરૂપણ કરવા માટે જેટલી ચર્ચા જોઈએ તેટલી બધી આમાં આવી છે એમ મારું માનવું છે. સત્યાગ્રહનો સિદ્ધાંત એટલો બધો વ્યાપક છે કે તેનાં અનેક અંગોની સ્વતંત્ર ચર્ચા કરી હોય તો મૂળ સિદ્ધાંત કદાચ વધારે સ્પષ્ટતાથી સમજાય. પણ આ પુસ્તકમાં તેનાં

---

* એ પ્રકરણો હવે ઉમેરી લીધાં છે અને અનુક્રમણિકામાં તે ફૂદડીથી બતાવ્યાં છે.

અંગોની મીમાંસા નથી. છતાં મૂળ સિદ્ધાંતની સમજ અને તેનું અનેક દૃષ્ટિએ પરીક્ષણ આમાં આવી જાય છે; એથી મારું માનવું છે કે તે અધૂરું નહિ લાગે.

સમાજવાદ, સામ્યવાદ, ઉપયોગવાદ, અર્થવાદ વગેરે અનેક સામાજિક સિદ્ધાંતોની જેમ સત્યાગ્રહ એક સામાજિક સિદ્ધાંત છે અને સમાજશાસ્ત્રમાં ગાંધીજીએ કરેલી એક નવી જ શોધ અથવા ઉપયોગી ઉમેરણી છે. એ સમજથી આ પુસ્તકમાં મેં આ સિદ્ધાંતની ચર્ચા કરી છે. આપણા દેશમાં એનો રાજકીય ઉપયોગ મોટે ભાગે થયો છે. આ પુસ્તકને એ ઉપયોગ સાથે સીધો સંબંધ નથી. એની લડતને અંગે ચળવળ કરવાનો પણ એનો ઉદ્દેશ નથી. મેં શરૂઆતમાં જ કહ્યું એમ, એની ઉત્પત્તિ વિદ્યાર્થીઓને શીખવવામાંથી હતી. એટલે, સમાજશાસ્ત્રના એક પાઠ્યપુસ્તક તરીકે એ લખાયું છે ને એ દૃષ્ટિએ એના વિષયનું પરીક્ષણ કર્યું છે. છતાં આજ એ વિષય વિદ્યાલયની મર્યાદાનો નથી, બલકે તે પ્રથમ પ્રજાકીય હતો, વિદ્યાર્થી આલમમાં તો પછી આવ્યો છે. એટલે જાહેર પ્રજાના જે લોક સત્યાગ્રહનો સમાજશાસ્ત્રીય દૃષ્ટિથી વિચાર કરતા હશે એમને પણ એમાં રસ પડશે એમ માનું છું.

દરેક સમજદાર ને વિચારવંત માણસ આજ સત્યાગ્રહનો અને ગાંધીજીના જીવનનો તાત્ત્વિક અભ્યાસ કાંઈક ને કાંઈક કરે છે. એનાં વિધવિધ અંગો વચ્ચે સળંગસૂત્રતા છે કે કેમ, એ બધાં અરસપરસ બંધબેસતાં છે કે નથી, એની અંદર કશું કાયમી તત્ત્વ છે કે નહિ, સમાજશાસ્ત્રની આજ જેવી સમજ છે તેમાં આ બધી નવી વાતો ગોઠતી આવે છે કે કેમ, તે બધી વાતો કઈ જાતના સમાજધર્મને કલ્પે છે, કઈ સામાજિક ફિલસૂફી એની પાછળ રહેલી છે, વગેરે અનેક પ્રશ્નો આજે વિચારશીલ વર્ગના મન આગળ ખડા થયેલા છે. આ પુસ્તકમાં, સત્યાગ્રહના સિદ્ધાંતની મારી સમજ પ્રમાણે, કાંઈક સળંગ સંકલના રજૂ કરવાની, જે રીતે ગાંધીજીના સત્યાગ્રહને હું સમજ્યો છું તે નમ્રતાપૂર્વક રજૂ કરવાની — અને ત્યાં સુધી તેમના જ શબ્દોમાં — ધૃષ્ટતા કરી છે.

ગાંધીજીએ એમનાં લખાણો તથા ભાષણોમાં સત્યાગ્રહની એટલી બધી છણુણી કરેલી છે કે તેના અભ્યાસીને આ પુસ્તકમાં કશું નવું નહિ જડે. તેને આ પુસ્તક ગાંધીજીનાં લખાણોનો સંકલિત સંગ્રહ લાગે તો નવાઈ નહિ.

જ્યાં જ્યાં હું તેમના શબ્દો દ્વારા વિષય રજૂ કરી શકું એમ લાગ્યું છે, ત્યાં ત્યાં મેં છૂટથી તેમનાં લખાણોનાં અવતરણો લીધાં છે. એથી મને બે લાભ થયા છે: ચર્ચાના વિષયને પ્રમાણ મળે છે એ તો છે જ. ઉપરાંત, બેકનના શબ્દોમાં કહું તો, "એટલી સુંદર રીતે હું ન કહી શકું તે બીજાઓ પાસે કહેવડાવું છું," એ સ્વતંત્ર લાભ ગણાય.

યુરોપીય રાજનીતિશાસ્ત્ર ને સમાજશાસ્ત્રને નજરમાં રાખીને આ પુસ્તકમાં કેટલીક ચર્ચા કરેલી હોવાથી, તે શાસ્ત્રના કેટલાક લેખકોના ઉલ્લેખ પણ આવે છે. તે શાસ્ત્રોમાં મારી પારંગતતા તો છે જ નહિ એક સામાન્ય અભ્યાસીને ધોરણે એનું મારું જ્ઞાન ગણાય. એટલે એ વિષે મેં પૂરેપૂરું પરીક્ષણ કર્યું છે એમ તો નથી જ. જેટલું કરેલું છે તે એક સામાન્ય દિશા–સૂચન પૂરતું જ છે એમ ગણાય.

મારા જેવા કાચા ને નવાસવા લખનારને ભાષા અને શૈલીની ઠીક ઠીક મુશ્કેલી પડેલી છે તે જણાવવા રજા લઉં છું. તેમાં શક્ય હોય એટલો સુધારો સૂચવીને વિદ્યાપીઠના મારા સાથી મિત્રોએ જે મદદ કરી છે તેનો સાભાર સ્વીકાર કરું છું. છતાંય દોષો રહેલા હોય તેને વાચક દરગુજર કરશે એવી પ્રાર્થના છે.

ધારણા તો એવી હતી કે, આ પુસ્તકને જોઈ જઈ પૂ૦ ગાંધીજી એનું આદિવચન લખી આપે. એને સારુ તેઓશ્રીએ કેટલાંક પ્રકરણો વાંચ્યાં પણ હતાં. પરંતુ હરિજનકાર્યને અંગે એક પછી એક કામો નીકળતાં ગયાં ને પછી તેમાંથી વખત મળવો તેમને માટે અશક્ય થયો. તે ધારણા આજ તો ફળી નથી શકી.

પુસ્તક છપાવા લાગ્યું ત્યારે શ્રી. કાકાસાહેબ કાલેલકર છૂટા હતા. તેમણે એનો આમુખ લખી આપી પુસ્તકની એક ઊણપ રહી

જાત તે દૂર કરી આપી છે, એ મારા પ્રત્યેનો તેમનો સદ્ભાવ સમજું છું.

મારા મિત્રો ભાઈ ગોપાળદાસ પટેલ તથા જીવણજી દેસાઈએ આ પુસ્તકનાં પ્રૂફ જોવામાં તથા તેની પ્રસિદ્ધિ વખતે બીજી રીતે અનેક સૂચનાઓ આપીને જે કીમતી મદદ કરી છે તે મિત્રકાર્યની, અને અંતે આપેલી વિષયસૂચિનું મહત્ત્વનું કામ ભાઈ ગોપાળદાસે કરી આપીને કરેલી મદદની નોંધ લઈ આ નિવેદન પૂરું કરું છું.

પટના, માર્ચ, ૧૯૩૪

## ૨. પંદર વર્ષ બાદ

આ ચોપડી ૧૯૩૪માં પહેલી બહાર પડી, ત્યાર બાદ થોડાંક વરસોમાં તે ખપી ગયેલી. પરંતુ એ એવા સામાન્ય ખપની ચોપડી નહોતી કે તેની માગણી લોકો તરતોતરત કરે. છતાં તે મળતી રહેવી તો જોઈએ. એટલે આ તેની નવી આવૃત્તિ અત્યારે પ્રસિદ્ધ થાય છે.

આમ પંદરેક વરસ બાદ બહાર પડતી ચોપડી એ જ રૂપે બહાર પાડવી? કે આ વરસોમાં જે મોટી મોટી ઘટનાઓ હિંદમાં અને જગતમાં પણ બની, તે બધીની દૃષ્ટિએ તેમાં કશા ફેરફારની જરૂર છે? ટૂંકમાં, આથી કરીને સત્યાગ્રહની મીમાંસામાં તેના મૂળ સિદ્ધાંત વિષે કશી નવેસરથી વિચારણાની જરૂર છે કે નહિ?

છેલ્લાં ૧૫–૨૦ વર્ષ જબરાં પરિવર્તો નીવડ્યાં છે એમાં શંકા નથી. બીજું વિશ્વયુદ્ધ લડાયું તે આ જ વરસોમાં. તેને કારણે જગતમાં સામ્રાજ્યવાદ લગભગ બેઆબરૂભરી હીન વસ્તુ બની ગયો, એ પણ ખરું. શસ્ત્રાસ્ત્રમાં વિજ્ઞાને જાતજાતનાં આયુધો નવાં આપ્યાં અને છેલ્લે અણુબૉમ્બ શોધી આપ્યો, એ પણ આ જ કાળની પેદાશ છે. અને આપણે ત્યાં જોઈએ તો, આ વરસોમાં આપણે સ્વાતંત્ર્યયુદ્ધ આદર્યું. વિશ્વયુદ્ધ-કાળમાં તેની એક લડાઈ તરીકે યુદ્ધનિષેધનો સત્યાગ્રહ લડ્યા. જર્મની–જાપાન સામેનું બ્રિટનનું વિશ્વયુદ્ધ ન્યાયી હોવા છતાં, તેનો ઉદ્દેશ, ગર્ભિત રીતે, ૧૯મી સદીમાં ગોરાઓએ બાંધેલાં સામ્રાજ્યોની જ રક્ષા કેવળ છે, એવો આક્ષેપ કરીને આપણે બ્રિટિશ યુદ્ધહેતુઓની ચોખવટ માગી. ચર્ચિલ–સરકારે તે ન આપી

તે ન જ આપી; પરંતુ ક્રિપ્સ દ્વારા તે હિંદને મનાવવા મથી. તેમાં અફળ જતાં હિંદે લડત આદરી. આ લડત અગાઉની લડતોથી જુદા પ્રકારે ચાલી. છતાં છેવટે તેમાંથી ગાંધીજીની સત્યાગ્રહી નીતિ જ ઉદ્ધારક અને સફળ નીવડી: હિંદને ૧૯૪૭ના ઑગસ્ટમાં સ્વતંત્રતા આપી અંગ્રેજો પોતાની હકૂમત છોડીને ગયા છે.

આ બધા ફેરફારો એટલા બધા મોટા અને પ્રબળ અસરવાળા છે કે તેમનો સ્વતંત્ર ઇતિહાસ જ લખવો જોઈએ. પરંતુ સત્યાગ્રહની મીમાંસા કરવા માટે એમાં જોઈ લેવાનું એ આવે છે કે, આ વર્ષોના ઇતિહાસને અનુભવે તે સિદ્ધાંતમાં કશો મૂલગત ફેરફાર કરવા જેવું મળે છે કે કેમ? એ દૃષ્ટિએ કહી શકાય કે, આ બધાં વરસોના ઇતિહાસે આ સિદ્ધાંતને વધારે દૃઢ કર્યો છે અને એ સાચો ઠર્યો છે. તેથી મીમાંસાનાં પ્રકરણોને ફરી જોઈ જતાં, તે તત્ત્વના નિરૂપણમાં મને કશો ફેરફાર કરવાની જરૂર નથી લાગી. હા, તેમાં કેટલોક ઉમેરો કર્યો છે ખરો; પરંતુ તે ઉમેરો આ વરસોના ઇતિહાસને કારણે કરેલો નથી; અને બીજી રીતે જોતાં પણ નવો ન કહેવાય. પહેલી આવૃત્તિના નિવેદનમાં જોતાં જણાશે કે, કેટલાંક પ્રકરણો ત્યારે જ લખેલાં, પરંતુ ૧૯૩૪માં છપાવતી વખતે સત્યાગ્રહની લડત ચાલતી હતી, જેથી તે પ્રકરણો કદાચ પુસ્તકના સ્વરૂપ વિષે ગેરસમજ ઊભી કરે એવી દહેશતને લઈને, પ્રસિદ્ધ કર્યાં નહોતાં. સદ્ભાગ્યે ત્યારનાં લખેલાં એ પ્રકરણો સચવાઈ રહેલાં મળી ગયાં, જે આ નવી આવૃત્તિમાં તેમને સ્થાને આપી દેવામાં આવ્યાં છે. તેમને અનુક્રમણિકામાં ફૂદડીથી બતાવ્યાં છે.

મુ૰ કાકાસાહેબે ગઈ આવૃત્તિની પ્રસ્તાવના લખેલી. આટલાં વર્ષ બાદ પોતે નવું લખવા ઇચ્છે તો તેમ કરવા મેં તેમને વિનંતી કરી. તે પરથી તેમણે આ નવી આવૃત્તિ જોઈ જઈને આશાની દિશા મથાળા તળે જે લખી મોકલ્યું છે, તે માટે તેમનો આભારી છું.

ભાઈ ગોપાળદાસે જૂની સૂચિ જવા દઈ નવેસર ફરી કરી આપી છે, તે આપવામાં આવી છે. વાચકો વતી પણ એમનો આભાર માનવો જોઈએ.

ગઈ આવૃત્તિમાં ગ્રંથને અંતે ઉપયોગી પુસ્તકોની સૂચિ આપી હતી, તે આ વેળા આપી નથી; કેમ કે આખા ગાંધી સાહિત્યની એક મોટી સૂચિ અલગ પુસ્તક રૂપે વિદ્યાપીઠ તરફથી તૈયાર થાય છે, એટલે પુસ્તકમાં તેની ગરજ રહેતી નથી.

એક બાબત ઉમેરવાની આવી શકે ખરી, અને તે આ વર્ષો દરમિયાન સત્યાગ્રહના સાધનની પ્રગતિની નોંધ. તેનો આછો ઉલ્લેખ આ નિવેદનમાં જ કરવો ઠીક થશે, એમ માનું છું.

ગાંધીજીએ સત્યાગ્રહના સાધનની શોધ દક્ષિણ આફ્રિકામાં કરી, તેને લગભગ અર્ધી સદી થઈ. એટલાં વરસોના તપને બળે હિંદે આજે પોતાની સ્વતંત્રતા મેળવી છે. અને તેની સાથે સ્વરાજ માટેના સત્યાગ્રહનો યુગ પૂરો થઈ, સુરાજ્ય કે રામરાજ્ય સ્થાપવા માટેના સત્યાગ્રહનો નવો પ્રજાકીય પ્રયોગ આદરવાનું કામ દેશ પાસે આવે છે. પરદેશી રાજ્યબળ સામે અહિંસા અને સત્યથી લડવાનો પ્રયોગ અને પોતાના સ્વરાજને અહિંસા અને સત્યથી રામરાજ્યે પહોંચાડવાનો પ્રયોગ — એ બેની ભાત જુદી પડે છે એ ઉઘાડું છે. છતાં આ બીજા પ્રયોગ માટે પણ સત્યાગ્રહનું સાધન એટલું જ સારું, સચોટ અને સફળ છે. આ પ્રયોગ માટે સત્યાગ્રહ કામમાં લેતાં તે લગભગ એક પરમ સામાજિક ધર્મના રૂપે પહોંચી જાય છે, એમ કહી શકાય.

આ બે અલગ પડતા તબક્કા વિષે કાંઈક ઝાંખી મીમાંસાનાં પ્રકરણો લખ્યાં ત્યારે હતી, તે નીચે પ્રમાણે શબ્દબદ્ધ કરી હતી:

> "૧૯૩૦થી . . . પૂર્ણ સ્વરાજપ્રાપ્તિની છેલ્લી મજલ શરૂ થઈ. એ મજલ ક્યારે પૂરી થશે એ તો પ્રભુ જાણે. પરંતુ આ બધા ઇતિહાસ-પરીક્ષણ પરથી આપણે એટલું જોવા માગતા હતા કે, પોતાને જે વિશ્વાસ હતો કે હિંદનાં સામાજિક, ધાર્મિક, તેમ જ રાજકીય બધાં દરદોની દવા સત્યાગ્રહ છે, તે વિશ્વાસ ગાંધીજીએ દેશનો પણ ઠીક ઠીક અંશે કર્યો છે; અને એમ કરીને પ્રજાજીવનનાં અનેક અંગોમાં નવું ધાર્મિક જોમ અને સંસ્કરણ-બળ આપ્યું છે.
>
> "આ છેલ્લી મજલ પૂરી કર્યા પછી પણ એક મજલ રહે તે હિંદ-સ્વરાજમાં સત્યાગ્રહનો સાર્વત્રિક ઉપયોગ કરી બતાવવાની. એક વિશાળ દેશ એટલે સુધીની માણસાઈની કક્ષાએ પહોંચશે ? એ

તો ભવિષ્ય દેખાડશે. પરંતુ એટલું ચોકસ છે કે, એ થશે ત્યારે સત્યાગ્રહનો દિગ્વિજય થશે અને અશોકના યુગે અટકેલું એવું ધર્મચક્ર-પ્રવર્તન પાછું હિંદે દુનિયામાં સ્થાપ્યું હશે” (પા. ૭૨).

(ત્યારે લખેલી આ વાત ઉપર અત્યારે શું કહેવા જેવું છે તે એ પાન પર નીચે ટીપમાં આપ્યું છે તે ત્યાં જ વાચક જુએ.)

અને ગ્રંથના ઉપસંહારમાં આ બાકી રહેતી બીજી મજલ સંબંધે લખેલું કે,

“સત્યાગ્રહ કેવળ રાજદ્વારી શસ્ત્ર નથી; આપણે જોયું કે તે સુધારકનું સાચું સાધન છે. . . . આપણો પ્રશ્ન આખા રાષ્ટ્રનો પુનરુદ્ધાર છે. કોમી ઐક્ય, અસ્પૃશ્યતા, ગ્રામસંગઠન, સામાજિક સડો, અનારોગ્ય, સાચી કેળવણી, વગેરે અનેક રાષ્ટ્રીય મહત્ત્વના પ્રશ્નો આપણી પાસે ઉકેલ માગી રહ્યા છે. તે બધાને માટે સત્યાગ્રહથી વધારે શ્રેષ્ઠ સાધન ન હોઈ શકે.

“ભાઈ ભાઈ વચ્ચેના આ બધા પ્રશ્નો છે. તેને માટે પ્રેમબળ જ ઉત્તમ ઉકેલ આણનાર હોય. અને અહીં પ્રેમસંબંધ સહજ હોવાથી સત્યાગ્રહનો પ્રયોગ પણ સરળ હોવો જોઈએ. પણ કદાચ ત્યાં જ તે મુશ્કેલ પણ બને: પ્રતિષ્ઠાનો પ્રશ્ન, માનઅપમાનની ખણખોદ, . . . સ્થાનિક અહમહમિકા, પ્રાંતીય પક્ષપાત, નાતજાતના ઊંચનીચ-ભાવ, પરંપરીણ રાગદ્વેષ વગેરે. . . અરાષ્ટ્રીય બળો. . . ” (પા. ૨૭૫-૬).

પણ આ લખ્યું ત્યારે એ તો કલ્પનાનીય બહાર હતું કે, દેશના પુનરુદ્ધારના સ્વતંત્ર યુગને આરંભે શરૂ થતા સત્યાગ્રહી પ્રયોગનું પહેલું બલિદાન તેના સર્જક રાષ્ટ્રપિતાનું જ લેવાશે.

બીજું, આ વરસોમાં એક નવું જે જોવા મળ્યું તે એ કે, પ્રેમની પેઠે, અને તેના કરતાં સહેલાઈથી અને વધુ વેગભેર, દ્વેષ અને વેરઝેરથી પણ લોકોને એકઠા કરી સંગઠનપૂર્વક કામ લેવાય છે. શ્રી. ઝીણાએ,— કોમી એકતા બાબતની આપણી કચાશના પાયા ઉપર, અને અંગ્રેજ રાજકર્તાની કૂટનીતિના તે બાજુના પક્ષપાતને જોરે,— મુસ્લિમ લીગ મારફત જે કામ સાધ્યું, તે ગાંધીજીની સત્યાગ્રહ-પદ્ધતિને માટે કદાચ મોટો જબરો પડકાર હતો. અને એ એમણે ઝીલ્યો. આ પડકાર અંગ્રેજોના પડકાર કરતાંય મોટો હતો, કેમ કે અંગ્રેજો સામે

બવાના સત્યાગ્રહમાં તો પ્રજાનો એમને સાથ હતો. પણ આમાં તો એ એકલવીરને લોકોનો સાથ નહોતો. છતાં તેમાં એ તો અડગ રહીને ઝૂઝયા અને પૂરા યશની સાથે પાર પડ્યા.

આજે જગતમાં દ્વેષ અને વેરઝેરથી બેહું યુદ્ધ લડવાનું — અને તે સીધાં શસ્ત્ર ઉઠાવ્યા વગર — પણ શાસ્ત્ર ખોલ્યું છે. જુઓ હિટલર ઝીણા ઇ૦નું કામ. સત્યાગ્રહે તેની સામે પોતાનું શાસ્ત્ર ખીલવવાનું છે. આમ તો પહેલું શાસ્ત્ર પણ શસ્ત્ર વગર જો ચાલે તો ચલાવવા તૈયાર છે. તે અસત્યપ્રચાર, કૂડકપટ, ગુપ્તતા, ભાંગફોડ, (લોકસંગ્રહ નહિ પણ) લોકવિગ્રહ, વગેરે મારફત લોકબળ તથા સરકારને આબાદ હચમચાવી મૂકીને ચૂપકીથી કામ લે છે. સત્યાગ્રહ એવી કપટી નિર્બળતાની અને પ્રજાઘાતક લોકવિગ્રહી રીતમાં માનતો નથી. એ જ એની શ્રેષ્ઠતા છે અને વિલક્ષણતા પણ છે. તેથી તેમાં ગુપ્તતાને સ્થાન નથી; તેનું હરકોઈ સાધન લોકસંગ્રહી જ હોવું જોઈએ — ગમે તેવું સાધન ન ચાલે; કયારે પણ જૂઠથી દેખાતો લાભ હોય, છતાં તે ખોટો જ ગણીને તેને છોડે છે અને સત્યથી જ પોતે બળવાન થવા તાકે છે. તેથી તેનું બળ કેવળ સંખ્યા કે બાહ્ય કદ નહિ, પણ લડતના મુદ્દાનું લોકહિતકારી સત્ય જ હોય છે. લડત દ્વારા આ સત્ય પ્રગટે છે અને સૌ તેને અંતે સ્વીકારે છે, એટલે તેનો વિજય થાય છે!

આ સાદી વાતનાં સાધનોનો પાર નથી. મનુષ્ય આચારનાં બધાં પાસાંમાં તથા સ્થાનોએ એનાં સાધનો રહેલાં છે. સદાચાર સત્યાગ્રહનું જ રૂપ ગણાય. છતાં સમુદાયમાં કામ કરતાં ગાંધીજીએ કેટલાંક સામાજિક સાધનો પ્રયોગસિદ્ધ રૂપે આપણી આગળ મૂકયાં છે:

૧. સવિનય કાનૂનભંગ
૨. શાંતિમય અસહકાર
૩. મર્યાદિત બહિષ્કાર
૪. કરબંધી

આ ચાર સાધનો ૧૯૩૫ સુધીમાં આપણે મુખ્યત્વે સરકાર સામે અખત્યાર કરેલાં. તેની ચર્ચા આ મીમાંસામાં કરેલી છે (જુઓ પા. ૨૩૪ અને આગળ). ત્યાર પછી ૧૯૪૨માં સ્વાતંત્ર્યનો છેલ્લો

મોરચો આવ્યો. તે વખતે એક નવો રસ્તો કેટલાક લોકોએ લીધો તે ભાંગફોડ. આ માર્ગ સત્યાગ્રહમાં ખપી શકે કે કેમ, એ તપાસવું જોઈએ.

વળી સત્યાગ્રહના પ્રચારનાં આ વર્ષો દરમિયાન અનેક વાર ગાંધીજીએ સત્યાગ્રહના એક સાધન તરીકે ઉપવાસનો ઉપયોગ કર્યો છે; આમરણ અનશન પણ લીધેલું. ધીમે ધીમે કરતાં હમણાં હમણાં લોકો આ સાધનને પણ વાપરવા લાગ્યા છે. એવું નથી કે ગાંધીજી હતા ત્યારે તેમના ઉપરાંત બીજાએ આ સાધન નહોતું જ વાપર્યું. પરંતુ તે હયાત હતા ત્યારે ઓછું ચાલુ થયેલું, અને જ્યાં કોઈ તે ખોટી રીતે ઉગામતું ત્યાં પોતે તેને સુધરાવી લેતા. આ પ્રમાણે તો તે સત્યાગ્રહના આખા પ્રયોગ માટે જ કરતા હતા. એમણે એટલે સુધી કહી રાખેલું કે, મારા જીવતા સુધી બીજા લોકો સ્વતંત્ર અખતરા ન કરે તો સારું. હવે એ કાબૂ રહ્યો નથી. એટલે સત્યાગ્રહનું નામ લઈ ગમે તેવાં પજવણાં માંડવામાં આવે છે. તેમાંય લોકલાગણી ઉશ્કેરી દયા ખવડાવવાની દૃષ્ટિએ, ઉપવાસ તો લોકો જરી જરીમાં સામે મારે છે, અને ઘણી વાર તો કેવળ પોતાનો ધાર્યો સ્વાર્થ સાધવાને માટે. આથી કરીને, ઉપવાસ સાધનનો વિચાર પણ કરવા જેવો ગણાય.

એવું જ હડતાલનું શસ્ત્ર પણ હવે વ્યાપક બનવા લાગ્યું છે. આ શસ્ત્રનો પણ ગાંધીજીએ ઉપયોગ નથી કર્યો એમ નથી. જેમ કે, દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ ચાલતો હતો તે જ વખતે અમુક હડતાલ પાડવા માટે કારણ હોવા છતાં તે ન પાડવી એ સત્યાગ્રહને શોભે, એમ તેમણે કહ્યું. અને ૧૯૧૮માં અમદાવાદના મજૂરોની હડતાલને ધર્મયુદ્ધ માની પોતે તેનું નાયકપદ લીધું. છતાં એ શસ્ત્ર સ્વાતંત્ર્યયુદ્ધના સમયમાં, સરકાર સામે એક વિરોધ-દર્શક દેખાવથી વધારે આગળ ખાલ્યું છે એમ ન કહેવાય. સમાજવાદીઓ સામાન્ય હડતાલને રાજદ્વારી શસ્ત્ર તરીકે વાપરવામાં માને છે. ૧૯૪૨ના કાળમાં તેનો એ ઉપયોગ કરવા માટે કાંઈક પ્રયત્ન થયો. અમદાવાદના ગાંધીવાદી મહાજને જ એમાં રંગ રાખેલો, બાકી કોઈ જગ્યાએ ઝાઝું થઈ શક્યું હોય એમ જોવા ન મળ્યું. તે વખતે ગાંધીજીએ સરકારી નોકરોનેય સલાહ આપી હતી, પણ તે હડતાલની નહિ, પણ નોકરી પર રહેવા છતાં જૂઠા, જુલમી

અને અન્યાયી હુકમોનો અમલ કરવાની ના પાડવાની. મતલબ કે, સત્યાગ્રહી હડતાલમાં પણ નીતિ, સત્ય-અહિંસા ઇ૦ નો વિવેક જોઈએ. પરંતુ આજે તો હડતાળ જ્યાં ત્યાં પડવા લાગી છે. અને તેમાં સત્યાગ્રહ અને ગાંધીજીનું પણ નામ લેવાય છે. તેથી કરીને આ શસ્ત્રનો પણ સત્યાગ્રહી દૃષ્ટિએ વિવેક કરવો જોઈએ.

આમ આ નવાં ખીલેલાં સાધનો તપાસવાં જોઈએ (જુઓ પા. ૨૩૪ ઉપર નોંધ.) આ શસ્ત્રો અત્યારની પરિસ્થિતિમાં વધારે આગળ આવશે અને વપરાશે એવું પણ લાગે છે. એમને જો સાચી રીતે વાપરવાં હોય — એટલે કે તેમને સત્યાગ્રહનાં સાધન બનાવવાં હોય, તો તેમાં લોકસંગ્રહ અને સત્ય-અહિંસાની દૃષ્ટિએ જરૂરી વિવેક-મર્યાદાઓ વિચારવી જોઈએ.

'સત્યાગ્રહ સત્યબળ, આત્મબળ કે માનવ ચારિત્ર્યનું બળ છે; અને તે રીતે એ પશુબળથી કે શરીરબળથી સાવ જુદું પડે છે, એ વસ્તુ દીવા જેવી ચોખ્ખી છે. એટલે એ બાબતમાં પ્રશ્ન ઊઠે તો નિકાલ કરવામાં બહુ મુશ્કેલી નથી પડતી.

' પરંતુ સત્યાગ્રહને વિચારવાની એક બીજી રીત પણ ગાંધીજીએ તેના આદિકાળથી કહેલી છે. સત્યાગ્રહ એ સબળનું શસ્ત્ર છે; તે નિર્બળતામાંથી નહિ, પણ આત્માની એકતા અને અમરતાના ભાનમાંથી જન્મતું સત્ય બળ છે. અને તેથી તે એક જાગ્રત અને સક્રિય પ્રતિકાર-શક્તિ છે. તે નિષ્ક્રિય પ્રતિકાર કે 'પેસિવ રિઝિસ્ટન્સ' નથી. સત્યાગ્રહ તેનાથી સાવ જુદી તાકાત છે. 'પેસિવ રિઝિસ્ટન્સ' નિર્બળતામાંથી જન્મે છે. સત્યાગ્રહ શૂરાનો ધર્મ છે; પેસિવ રિઝિસ્ટન્સ નબળાની લાચારી છે.'

ઉપરનાં સાધનોનો વિચાર કરવામાં આ મોટો ફેર યાદ રાખવાની જરૂર છે. ગાંધીજી માનતા કે, હિંદમાં પોતે સબળના સત્યાગ્રહનો પ્રયોગ કરે છે. પરંતુ છેવટમાં તેમને એમ લાગતું ગયું કે, એમ નથી; હિંદના લોકો લગભગ 'પેસિવ રિઝિસ્ટન્સ'ની વૃત્તિથી જ કામ કરે છે. ગયે વરસે એમણે એ જાહેર પણ કર્યું.

૧૯૪૦ બાદનાં વરસોમાં આ વસ્તુ બીજી રીતે પણ જોઈ શકાતી હતી. હિંદના કેટલાક નેતાઓને લાગતું હતું કે, ગાંધીજીની

બળવાન રીતને દેશ અમુક હદ સુધી જ જીરવી શકે છે; તેથી આગળ જઈ સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર તે વાપરી શકે એમ નથી. તો પછી સ્વતંત્રતા લેવા માટે શું કરવું? ગાંધીજીની રીત ઉમદા છે, અમોઘ છે; પરંતુ તેના અમલ માટેની પોતાની મર્યાદા આંકી લઈ, પ્રજાએ પોતાને ફાવે એવાં સાધનોથી વેળાસર કામે લાગવું જોઈએ, એ સારું નહિ? આમ વિચારી કેટલાક મુત્સદ્દીઓએ અંગ્રેજોની યુદ્ધકાળની આંપટીનો લાગ જોઈ, તેમાં આંટી નાંખીને સ્વરાજ લેવાનો દાવ પણ તાકયો હતો. એ અફળ જતાં પ્રજાએ પાછું ગાંધીજીનું નેતૃત્વ લીધું, અને તેમણે યુદ્ધનિષેધનો સત્યાગ્રહ અને તે પછી હિંદ છોડોનો સત્યાગ્રહ શરૂ કર્યો. પરંતુ લોકની શક્તિ વિષે ઉપરના જે કેટલાકનો ક્યાસ હતો એ તો સાચો હતો. એટલે પ્રજાએ સત્યાગ્રહની જગાએ નબળાની નીતિ લીધી. ઉઘાડી વાત છે કે, અસહકાર, હડતાલ, વગેરેથી સામા પક્ષને અમુક સતામણી કે પજવણી થઈ શકે છે; તેને કાયર કરી શકાય છે. એમ પજવી પજવીને કાયર કરીએ એટલે તે થાકશે, એવું નિદાન કાઢી, ઘણી વાર, લોક સાચા સત્યાગ્રહને બદલે આવા 'પેસિવ રિઝિસ્ટન્સ'ના વિકારી રૂપને પકડે છે. તેથી હડતાલ, ઉપવાસ, છૂપી ભાંગફોડ ઇ૦ આ પ્રકારની 'પેસિવ રિઝિસ્ટન્સ' નીતિનાં રૂપે જોવા મળે છે. કેટલાય ઉપવાસ કેવળ ત્રાગું કે ભાવાના ધરણા જેવા જ નથી હોતા? કેટલીય હડતાલો બિનજરૂરી, સમાજહિતના સમગ્ર વિચાર વિનાની, સામાને પજવીને કે આંટીમાં લઈને પોતાનું ખોટું ખરું કામ કઢાવી લેવા માટે હોય છે. આવી હડતાલો ને ઉપવાસો સત્યાગ્રહ નથી.

૧૯૪૨માં કેટલાકે યુક્તિથી ભાંગફોડના ઉપાયને સત્યાગ્રહમાં ઘુસાડ્યો. એને વિષે એવો વાદ પણ રચી કાઢયો કે, માનવજીવ લેવો એ હિંસા છે; ભાંગફોડમાં એ નથી. કોઈ તો વળી એમેય કહેવા લાગ્યા કે, ગાંધીનો સત્યાગ્રહ આ રીતે એક પગલું આગળ વધે છે! તે વખતે ગાંધીજી જેલમાં હતા. આ બધી તર્કપરંપરા વિષે પોતાનો મત તે કહી શકતા નહોતા. તેનો લાગ સાધી લોકોને ભાંગફોડમાં પ્રેરવા માટે આવું કેટલુંક થયું. પરંતુ એક વસ્તુ ચોખ્ખી છે કે, ભાંગફોડ ગુપ્તતા વગર ન ચાલી શકે અને સત્યાગ્રહમાં એવી ગુપ્તતાને સ્થાન

નથી. બીજું, ભાંગફોડ કરવાનો પેંતરો ગોઠવતાં ખરે ટાંકણે ક્યારેક વચ્ચે કોક માણસ વિઘ્ન રૂપે આવી જાય તો તેનો ફેંસલો કરવો પડે છે — યા તો વિઘ્ન દૂર કરવા માટે કે પછી પોતે પકડાઈ જવામાંથી બચવા માટે. મતલબ કે, જીવહિંસાની મર્યાદા રહેતી નથી. ઉપરાંત, એ પણ સ્પષ્ટ છે કે, ૧૯૦૫ના ત્રાસવાદીઓની ફિલસૂફીની જ પરંપરામાં ગોઠી શકે એવી જ ફિલસૂફી ભાંગફોડ પ્રવૃત્તિની છે.

આથી આગળ પણ કેટલુંક વિચારવા જેવું છે. માનવને ઉપયોગી કે લોકસંગ્રહમાં ખપની કોઈ પણ મિલકતનો નાશ કરવો તેનેય સત્યાગ્રહશાસ્ત્ર હિંસા ગણે છે. ત્યાં આગળ મિલકત લગભગ જીવન સમાન છે. જે મિલકત માનવ સમાજ માટે ઝેરરૂપ છે (એટલે તે મિલકત પણ કેવી રીતે કહેવાય?) તેનો જ નાશ તેને માન્ય છે. જેમ કે, ૧૯૩૦માં તાડ ખજૂરાં કેવળ તાડીનું ઝેર જ આપનારાં છે, માટે તેમનો નાશ કરવો ઘટે, એ દૃષ્ટિએ તે કાપવામાં આવ્યાં. પરંતુ બંગાળમાંથી ખબર મળી કે, તેમાંથી તો સરસ ગોળ બને છે, એટલે એમનો નાશ બંધ કરવામાં આવ્યો.

ભાંગફોડની બાબતમાં હવે તો ગાંધીજીનો મત પણ ૧૯૪૫ બાદ મળી ચૂક્યો છે. તેમણે સ્પષ્ટ કર્યું છે કે, ભાંગફોડ હિંસા છે અને તે સત્યાગ્રહના શસ્ત્રાગાર બહાર છે. સશસ્ત્ર ખુલ્લો બળવો કે જાહેર યુદ્ધ ન કરી શકનાર અથવા તેવા કાર્યની ગૌણ મદદ રૂપે આ રસ્તો લેવામાં આવે છે. પણ તેને સત્યાગ્રહ-યુદ્ધમાં સ્થાન નથી.

ઉપવાસનું શસ્ત્ર ઝીણું તથા આકરું છે. તે ધરણું નથી એ આપણે ઉપર જોયું. ગાંધીજીએ ધરણાને ત્યાજ્ય માન્યું છે; એ હિંસા છે એમ સાફ બતાવ્યું છે. છતાં, સત્યાગ્રહમાં સાચા અને શુદ્ધ ઉપવાસના શસ્ત્રને સ્થાન છે જ, એમ કહ્યું છે. તે શસ્ત્ર વાપરવા માટે અધિકાર જોઈએ, પૂર્વ લાયકાત મેળવવી પડે છે; અમુક કટોકટીમાં જ એ રામબાણ કાઢવું જોઈએ.— આ બધું ખરું; પરંતુ તે વગર સત્યાગ્રહનું શસ્ત્રાગાર ઊણું ગણાય, એમ તેમણે બતાવ્યું છે. આ અધિકાર, લાયકાત વગેરે વિષે તેમણે सत्याग्रहाश्रमनो इतिहासमां ઉત્તમ ચર્ચા કરી છે. એવી ચોખવટ એમનાં બીજાં લખાણોમાં ક્યાંય

મળતી નથી. વાચકને એ પુસ્તકમાંથી આ ભાગ જોવા વિનંતી કરું છું (જુઓ તે ચોપડીનાં પાન. ૧૧–૧૮).

લંબાતા જતા આ નિવેદનમાં હજી એક વસ્તુ જોવાની રહે છે. તે છે સત્યાગ્રહનું ભવિષ્ય. તેના શોધક અને પ્રયોગકાર ગાંધીજી આજે ગયા છે. એમણે દુનિયાને આપેલી આ અણમોલ સામાજિક ભેટ એમની સાથે જ ખતમ થાય છે એમ માનવું? કે એમના અર્ધ સદીના પ્રયોગને અંતે અને જગતનો આ સમયનો ઇતિહાસ જોતાં, તેમાંથી હકીકતરૂપે એવું કાંઇક નીપજી રહેલું છે, કે જે માનવ સમાજને આ નવીન સામાજિક સિદ્ધાંતના વિકાસ તરફ ખેંચશે જ એમ કહી શકાય? સત્યાગ્રહને માટે હિંદમાં અને જગતમાં હવે પછી કેવું ભવિષ્ય છે?

આ સવાલનો વિચાર બે ભાગમાં કરવો જોઈએ. એક તો હિંદની દૃષ્ટિએ; બીજો જગતની માનવવ્યાપી દૃષ્ટિએ. ગાંધીજીએ સત્યાગ્રહને માટે હિંદને પોતાની પ્રયોગભૂમિ બનાવ્યો. એટલે સુધી કે, જ્યાં સુધી તે પ્રયોગની કાંઈ કે સફળતા હિંદમાં ન કરી બતાવી શકું ત્યાં સુધી યુરોપ અમેરિકાની પ્રજા બોલાવે તોય ત્યાં જવામાં શો સાર?— એમ એમણે માન્યું. હિંદના પ્રયોગનો પહેલો તબક્કો —રાજકીય આઝાદી મેળવવી એ પૂરો કર્યો. બીજા તબક્કામાં પહેલો જ ઘા સત્યાગ્રહ-નીતિ ઉપર આવ્યો. પ્રજાએ તેમાં એમને સાથ ન આપ્યો; છતાં તે અડગ રહ્યા. તે અંગે તેમણે ઉપવાસ સુધીનો સત્યાગ્રહ પ્રજા સામે ખેડ્યો. તેની કેવી પ્રબળ અસર થઈ તેનો પૂરો ખ્યાલ તો હજી હવે આપણને આવશે. છતાં, સબળના સત્યાગ્રહનો આ નવો પ્રયોગ હિંદ ન ઝીલી શક્યો. પહેલા તબક્કામાં ચાલી શક્યું એમ, બીજા શરૂ થતા તબક્કાના આ નવા પ્રયોગમાં નિર્બળતા ન ચાલી શકે. છતાં પ્રજાને, તેના નેતા ને સેવક તરીકે, પોતે આગળ લેવી જોઈએ; તેનો સાચો માર્ગ સત્યાગ્રહ-વિહિત કોમી એકતા જ છે; તેથી તે નીતિ પર પોતે અડગ રહ્યા અને તેમ કરતાં તે પડ્યા.

આ બીજા તબક્કાનું કામ બરોબર રીતે કરવાને માટે તેમણે દિલ્હીને પોતાનું મથક બનાવ્યું. તેમણે જોયું કે, સ્વતંત્ર સરકારે પણ

પોતાની રીતે સત્યાગ્રહી ઢબે જ કામ કરવું જોઈએ. કેમ કે આ નવા પ્રયોગમાં તેણેય ભાગ ભજવવાનો આવે છે. સરકારનાં સૂત્ર હાથ લેનારાઓ તેમના જ જૂના સાથીઓ હતા. નવા યુગમાં ગાંધીજીની દૃષ્ટિએ સાચી સરકારી નીતિથી તેઓ ચાલવાને તત્પર હતા. આમ, એક નવી જ દિશામાં સત્યાગ્રહ-નીતિ અજમાવવી હોય તો તેનો પ્રયોગ કરી શકાય, એવી સ્થિતિ આજ જન્મી છે. આ દિશા તે સરકારની. આપણે યાદ રાખવું જોઈએ કે, સત્યાગ્રહ કેવળ વૈયક્તિક ધર્મ નથી; તે સામુદાયિક — સામાજિક પણ છે. તે કેવળ પ્રજાને માટે જ નથી, રાજા અને સરકારો માટે પણ છે. આજે હિંદમાં કૉંગ્રેસ સરકારો સામે આ સવાલ છે. તેઓ સરકાર માટે સત્યાગ્રહી રાજનીતિ કેવી હોય, એનો વિકાસ કરી બતાવશે? સત્યાગ્રહમાં કેળવાયેલી હિંદી પ્રજા પોતાની સરકારોનાં તંત્રને આ રીતે ચલાવી શકશે?

આ સવાલ પ્રજાના લક્ષમાં આવ્યો નથી. પણ એ ધ્યાન દઈને લાવવા જેવો છે.

એ રીતે જોઈએ તો હિંદની સરકાર વિષે તથા પ્રજા વિષે શું લાગે છે? આનો ઉત્તર ચર્ચવા માટે લાંબી જગા રોકવી ન જોઈએ. જે બેચારેક તારણો ચોખ્ખાં રજૂ કરી શકાય એવાં છે, તે ટૂંકમાં ગણાવી જાઉં :

૧. કોમી એકતાની બાબતમાં સરકારી નીતિ સાચી રહી છે. હિંદનું રાજ્ય કોઈ એક સંપ્રદાયી નહિ, પણ તેથી પર એવું સર્વ-કોમી — પ્રજાકીય કે લોકશાહી રાજ્ય હશે. આ બાબતમાં હિંદની સરકારે મક્કમ રહીને, 'પાકિસ્તાન'-વાદનાં માઠાં ફળથી ઉશ્કેરાયેલી પ્રજાના ગાંડપણને પણ કાબૂમાં લીધું છે. અને તેથી તે ગાંધીજીના પ્રમાણપત્રને પાત્ર પણ બની.

૨. એક રાષ્ટ્ર તરીકે તેણે શાંતિપ્રિયતા બતાવી છે અને પોતાના આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં સાચી વૃત્તિ રાખીને કામ કર્યું છે. આથી તેણે રશિયાના કે બ્રિટન-અમેરિકાના એકે મોરચાબંધ પક્ષમાં ન જતાં સંયુક્ત રાષ્ટ્રમંડળ કે 'યૂનો'ની પરિષદોમાં સાચી શાંતિની

રાજનીતિ શી હોય તે સંભાળવા પ્રયત્ન કર્યો છે. જેને માટે તેને ખમવું પણ પડે છે.

૩. એક ત્રીજી વસ્તુ પણ નોંધવી જોઈએ તે કાશ્મીર. એ પ્રકરણમાં હિંદી સરકારે ફોજ મોકલી અને તેમાં ગાંધીજીએ તેને આશીર્વાદ આપ્યા. અને તેમણે એમ કહ્યું કે, ન્યાયને સારુ સરકાર શાંતિના માર્ગો લે; તે છેવટે ન ફળે તો સરકારો જેવી આજે છે તેવીએ શસ્ત્રથી પણ ન્યાય મેળવવો જોઈએ, એ સાચી નીતિ છે. કહો કે, ધર્મયુદ્ધ લડવાનું હોય તો સરકારને માટે તે વિહીત છે, એ ગીતા-જૂની વાત એમણે ઉચ્ચારી. હિંદી સરકારે કાશ્મીર-હૈદરાબાદમાં જે શાંતિ અને ખામોશીથી છતાં ન્યાયની અડગતાથી કામ કર્યું છે, તે સત્યાગ્રહની રીતે જોતાં દુનિયાની સરકારો માટે ધડારૂપ છે. આવી દિલી શાંતિપ્રિયતા અને મેળવૃત્તિ જો જગતની સરકારોમાં હોય તો જ 'યૂનો'ના સિદ્ધાંતનો વિજય થઈ શકે. આ વૃત્તિથી હિંદ આગળ ઉપર પણ વર્તી શકે અને, ન કરે નારાયણ ને નવું યુદ્ધ આવે તો, તે વખતે જરૂર પડે તો આયર્લૅન્ડની જેમ તટસ્થ રહીને પણ આ વૃત્તિનો ધ્વજ ફરકતો રાખે, તો ગાંધીજીના સત્યાગ્રહની એક બાજુ હિંદી સરકારે આગળ ચલાવી એમ જરૂર કહી શકાય.

૪. હિંદની પ્રજાના પક્ષે જોતાં કહેવું જોઈએ કે, તેણે પોતાની શરૂઆત ગાંધીજીના ખૂનથી કરી છે. તેવું જ તેનાં કાળાં બજાર લાંચરુશવત, નફાખોરી, સ્વાર્થી સંકુચિતતા, પ્રાંતીય વાડાનીતિ, રાષ્ટ્ર-ભાષાના વિચારમાં કોમાંપણું ૯૦ પરથી જોવા મળે છે. આ બાબતો માટે સરકાર પ્રજાને પાલે પડેલી છે. જે પ્રજાનો મોટો ભાગ આ પ્રકારની વૃત્તિ પર ચડી જાય, તેને લોકશાહી સરકાર ઝાઝી સુધારી ન શકે. બહુ તો તે બધાં અનિષ્ટોનું ઝેર સમાજશરીરને મારી ન નાંખે એટલું તે સંભાળી શકે. એને માટે ઘટતા દાબ રૂપી ઇંજેક્ષનો આપવાથી કામ નભી જાય; પણ તેથી લાંબું ન નભાય; અને તે પ્રજા ગાંધીજીના સત્યાગ્રહમાં કેળવાયેલી છે એમ તો ન કહી શકાય.

જરાક જોઈએ તો આનું પ્રતિબિંબ માઠું પડ્યું છે, એ બતાવી શકાય. જુઓ આપણી આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાની પારાશીશી. એશિયાઈ

પરિષદની ગૌરવભરી વાતથી શરૂ કરનારા આપણે. 'યૂનો'માં ૬૦ આફ્રિકા અંગે જબરી જીત મેળવનારો આપણો રાષ્ટ્ર. પરંતુ પછી પાકિસ્તાનવાદી કત્લેઆમ અને અમાનવતા આવી. દક્ષિણ આફ્રિકાએ મચક આપવી બંધ કરી; બલ્કે સ્મટ્સે સામું સંભળાવ્યું. પછી તો બાપુને જ મારવામાં આવ્યા. આ એક કૃત્યે આપણા રાષ્ટ્રની પ્રતિષ્ઠાને પણ એવો જ ઘા કર્યો છે. દુનિયામાં હવે આપણે હિંદુઓનું રાષ્ટ્ર છીએ, એ એક અણલખી વાત જ જાણે હોય, એમ ગોરાં આગેવાન રાષ્ટ્રો માનીને વર્તે છે. જોકે ઉપર (૧) (૨) માં આપણે જોયું કે, હિંદી સરકાર સચ્ચાઈભેર એ સામે ઝૂઝે છે, તો તેની અસર પણ જોવા મળે છે.

૫. એટલે સવાલ હવે એ છે કે, ગાંધીજીના ગયા બાદ હિંદની પ્રજામાં સત્યાગ્રહી રીતની પ્રાણપ્રતિષ્ઠા શી રીતે કરવી? આજે તો જૂના કાળમાં અને દેશી રાજ્યોના જમાનામાં જોવા મળતી પ્રજા જેવા જ ઘાટ દેખાય છે. આ પ્રજાને લોકશાહી ઢબનું સંગઠન અને સમાજજીવન કોણ શીખવે? પેઢીધર ચાલતી રાજાશાહી કે નવાબીના અને મઠ મહંતાઈ અને પીર ખલીફાઈના સંસ્કારોમાં ઊછરેલી પ્રજા ગાંધીજીનો મૂર્તિમંત વારસ ખોળે; પણ એ ખોટું છે. એ કામ સત્યાગ્રહના તત્ત્વે કરવું ઘટે; જીવનનાં બધાં ક્ષેત્રોમાં જાગૃતિ સેવતા ધર્મ-પરાયણ પ્રજાનાયકો મારફતે એ થઈ શકે. તેનો સૌથી વિશેષ ભાર હિંદની સ્વતંત્ર કેળવણી રચી જે જીવંત જ્ઞાનતંત્ર રચીએ તેની ઉપર પડવાનો. આજે આ બાબતમાં પણ પૂરું લક્ષ ગયું નથી, એ એક આપણા લોકમતનું નોંધપાત્ર દૂષણ છે. અસ્તુ.

ઉપરની ચર્ચા પરથી સ્પષ્ટ થશે કે, સત્યાગ્રહને માટે હિંદમાં ભવિષ્ય છે જ. આપણે લોકો પરદેશી સરકાર સામે જ અત્યાર સુધી સત્યાગ્રહ કરતા આવ્યા, તેથી આમ-સમજ એવી બંધાઈ ગઈ છે કે, સત્યાગ્રહ પ્રજાનું સરકાર સામેનું જ જાણે શસ્ત્ર છે. પરંતુ "સત્યાગ્રહ સાથીની સામે, સગાંની સામે, સમાજ સામે, રાજ્ય સામે, જગતની સામે થઈ શકે." (સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ, પા. ૮૮). ભાન ભૂલેલી પ્રજા સામે તેના નેતાઓ, સાચી હોય તો તેની ચૂંટેલી સરકાર પણ સત્યાગ્રહ કરી શકે. પ્રજા ગમે તેવા ખોટા રાહ લેવડાવે તેને જ અપનાવવા એ લોકશાહી

નથી. તેમાં ન માનતા તેના પ્રતિનિધિઓ તેને વશ ન થાય; પરંતુ જો પ્રજા ન માને તો તેઓ સત્યને નામે પણ જાલિમ કે સરમુખત્યાર બની ન શકે. સત્યાગ્રહ એમ શીખવે છે કે, તો પછી તેમણે તે પ્રજાનું પ્રતિનિધિત્વ છોડી દેવું જોઈએ, અને તે રીતે પોતાના સત્યને વળગી રહેવું જોઈએ. પછી પ્રજા ઠીક માને તેમને પોતાનું રાજતંત્ર સોંપે. અહીં સત્યાગ્રહનો અર્થ અહિંસા અને લોકસંગ્રહ-પરાયણ-ધર્મનીતિ એવો કરી શકાય.

આ વ્યાપક દૃષ્ટિથી જોતાં ગાંધીજીની સત્યાગ્રહની શોધે જગતનું પણ ધ્યાન ખેંચ્યું છે. અને તેમના શુદ્ધ બલિદાને એ વસ્તુ પર પાકી મહોર મારી છે. આખરે જોતાં, સત્યાગ્રહની આ શોધમાં જગત-દૃષ્ટિએ તરી આવે એવા મોટા મુદ્દા બે છે:

૧. સાધ્ય અને સાધન વચ્ચે અતૂટ મેળ છે. જેવું સાધન તેવું જ સાધ્ય ફળવાનું એ, 'વાવો તેવું લણશો'–ના જેવું જ અટળ સત્ય છે. ગમે તેવાં સાધનો લઈને પણ સાધ્ય મેળવવા ઇચ્છવામાંથી કેવળ તકવાદ કે પરિણામવાદ પર જ જઈ રહેવાય છે, આદર્શવાદ કે સાધ્ય સધાતાં નથી. અને તેથી સરવાળે જોતાં સમાજનું કલ્યાણ નથી થતું.

માર્ક્સવાદી વિચારણામાં આ વસ્તુ માન્ય નથી. અંતે જઈને જોતાં જણાય છે કે, ગાંધીવાદ અને માર્ક્સવાદ વચ્ચે રહેલો મૂળ ફિલસૂફિક ભેદ એનું કારણ છે. હિંસા દ્વારા શાંતિ નહિ, પણ વધુ ને વધુ હિંસા જ આગળ વધે, એ વસ્તુ માર્ક્સવાદ માનતો નથી. પોતાને ગમતું સાધ્ય લાવવાને માટે તે હિંસાનું સાધન પણ વાપરી લે છે.

૨. ગમે તેવા સંઘબળ, સંગઠનતંત્ર કે શસ્ત્રબળ છતાં જો વ્યક્તિ અને એના સત્યે પાર પડવું હોય તો સત્યને ખાતર અહિંસક ઢબે મરણ સુધી પણ ઝૂઝવું એ માર્ગ જ સાચો કલ્યાણમાર્ગ છે. અર્વાચીન જગતમાં તો જેમ જેમ સંઘ અને સંગઠન યાંત્રિક યુક્તિથી તથા શસ્ત્રબળથી જબરાં ને જબરાં બનતાં જાય છે, તેમ તેમ એક સવાલ થઈ પડ્યો છે કે, વ્યક્તિ પાસે આ સામે શું બળ છે? અરે, કોઈ પણ બળ છે ખરું? પ્રચંડ રાક્ષસ આગળ વામન જેવી લાગતી

આ વાતનો જવાબ સત્યાગ્રહ છે, કે જે ખરેખર કહે છે કે, હિરણ્ય-કશિપુઓ સામે એકલ સત્યવીર પ્રહ્લાદો જ જીતી શકે છે.[1]

આ બંને વિચારો જગત સામે આવતા જાય છે. એ આજના મૂળભૂત વિચારો તરફ જગત અનુભવે આપમેળે વળે છે.[2] ગાંધીજી જેવા મહાપુરુષોને જડતાં નવદર્શનો થોડાક દસકા દરમિયાન જામી શકતાં નથી. આજના ૨૦મી સદીના જગતની સામે જો કોઈ પણ નવીન ક્રાંતિનો મુદ્દો હોય તો માનવ માનવ વચ્ચે અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે — આખા માનવકુટુંબમાં શાંતિ શી રીતે સ્થાપવી? યુદ્ધનું શું કરવું? તેનાં કારણો નાબૂદ થઈ જાય એવો વ્યવહાર કયો? એવી કેળવણી કઈ? એવું અર્થતંત્ર કયું? એને માટેનો વેપાર, વહેંચણી, ઉત્પાદન ઇ૦ કેવી રીતે હોવાં જોઈએ? એ સારુ માનવ-પ્રાણીએ કયો હૃદયધર્મ કેળવવો અને ધારણ કરવો જોઈએ?

મૂળ પ્રશ્ન આ પ્રકારે, માનવકુટુંબમાં શાંતિ અને સુખનું જીવન અને તેનો માર્ગ શોધવાનો હોવા છતાં, હજી ૧૯મી સદીના પોકારો ને દૃષ્ટિબિંદુઓ રટાયે જાય છે. ધર્મસંપ્રદાયમાં જ નહિ, આમાં પણ આ જાતની જુનવાણી જડતા ચાલુ છે.[3] સત્યાગ્રહનું ગાંધીજીનું દર્શન આ સામે પડકારરૂપ છે. રાજકારણ, સમાજશાસ્ત્ર, યુદ્ધશાસ્ત્ર પણ પરમ માનવધર્મ–પરાયણ કરવાનો એનો આદેશ છે. એ વગર માનવ-સમાજની અને માનવતાની વ્યાપક રક્ષા અશક્ય છે. સત્યાગ્રહ 'આર્મ્ડ પીસ'—શસ્ત્રભીરું શાંતિ નથી ચહાતો. આજે તો 'યૂનો'ની દૃષ્ટિ તેનાથી આગળ નથી વધતી. અણુબોમ્બને જોરે — તેની ધાકે તે શાંતિ તાકે છે. વ્યવહારમાં માનવપશુ એમ જ વર્તે, એમ માનીએ

---

૧. અહીંયાં પણ માર્કસવાદ જુદો પડે છે, લોકશાહીવાદ વ્યક્તિના વિકાસ-સ્વાતંત્ર્યને પરમ વસ્તુ માને છે. માર્કસવાદી સંઘ કે સમુદાયને પરમ માની વ્યક્તિને તેમાં ગોઠવાઈ જવાના ધર્મવાળો કેવળ મૂક ઘટક જ માને.

૨. જેમ કે જુઓ આલ્ડસ હક્સલેનાં નીચેનાં બે પુસ્તકો :

(१) ऍन्ड्झ ऍन्ड मीन्स

(२) सायन्स, लिबर्टी, ऍन्ड पीस

૩. જુઓ જોન મિડલટન મૂરેનું પુસ્તક धी नेसेसिटी ओफ पॅसिफिझम.

તોપણ એ એની હદ્ધતિ નથી. તેણે એથી આગળ જવું જોઈએ. શાંતિનો મૂળ ઊગમ ધર્મભીરુતામાં હોય, શસ્ત્રભીરુતામાં નહિ. ગાંધીજીનો સત્યાગ્રહ આ ચાહે છે. વ્યક્તિને સાચો માનવ બનાવી તે એના સમાજના સંગઠનને શાંત ને ન્યાયી બનાવવા માગે છે. સત્યાગ્રહ એનું સાધન અને શસ્ત્ર છે. એ વસ્તુ આજે એમના જવા છતાં સાચી જ છે, એટલે એનું ભાવી સત્યની જોડે અંકાયેલું છે. સ્વતંત્ર હિંદ પાસે આશા રખાય છે કે, તે એક રાષ્ટ્ર અને રાજ્ય તરીકે દુનિયાને સત્યાગ્રહની શાંતિનો માર્ગ બતાવે.' બાપુએ પોતાના લોહીની સાથે સોંપેલી સત્યાગ્રહની પરમ ભેટને હિંદ કેમ ભૂલી શકે?

આ નિવેદન તેને માટે સામાન્ય રીતે ગણાય તેથી વધારે લંબાણવાળું થયું છે. પણ તે, એક રીતે જોતાં, ૧૫ વર્ષ પર લખેલી મીમાંસાની પરિપૂર્તિરૂપ હોઈ વાચકો ક્ષમ્ય ગણશે.

૨૪–૬–'૪૮

# આશાની દિશા

સત્યાગ્રહ જેવા સનાતન છતાં અભિનવ જીવનતત્ત્વની શાસ્ત્રીય મીમાંસા કરતી આ ચોપડી લખ્યાને ૧૪–૧૫ વરસ થયાં છે. લખતી વખતે જ એના વિદ્વાન લેખકની મુરાદ હતી કે, આને પ્રચારકી રૂપ આપવું નહિ. અને તેથી અમુક પ્રકરણો સત્યાગ્રહની સાંગોપાંગ ચર્ચા કરવા માટે આવશ્યક હોવા છતાં, તેમણે તે વખતે એ પ્રકરણો પ્રકાશિત થવા ન દીધાં. એ જમાનો કટોકટીનો હતો અને આખો દેશ ઉગ્ર સત્યાગ્રહમાં રોકાયો હતો. એવે વખતે છપાત તો એ પ્રકરણો, શાસ્ત્રીય દૃષ્ટિએ લખેલાં હોવા છતાં, કદાચ પ્રચારકી ગણાત અને તેથી આખા ગ્રંથના મંડાણનું સ્વરૂપ ખોટું સમજાત.

પા સૈકા સુધી ચલાવેલાં સત્યાગ્રહયુદ્ધોને અંતે હિંદુસ્તાન હવે સ્વતંત્ર થયું છે. હવે એની આગળના સવાલો બદલાયા છે. તેથી બાજુએ રાખેલાં એ જૂનાં પ્રકરણો આ નવી આવૃત્તિમાં ઉમેરી અધ્યાપક મગનભાઈએ એ મીમાંસા એક રીતે પૂરી કરી છે.

છતાં સત્યાગ્રહની મીમાંસા કોઈ કાળે પૂરી થઈ એમ કહેવાય જ નહિ. સત્યાગ્રહ એક રીતે યુદ્ધનો એક પ્રકાર છે; બીજી રીતે એ સંસ્કારી માનવજાતનો જીવનધર્મ છે. અને તેથી યુગે યુગે સત્યાગ્રહના નવા નવા અવતાર પ્રગટ થવાના જ. સત્યાગ્રહના આદ્ય આચાર્ય મહાત્મા ગાંધીએ, પોતાના જીવનકાળમાં, એની અનેક વિભૂતિઓ પ્રગટ કરી. હિંદુસ્તાન સ્વતંત્ર થતાં એના જે ભાગલા પાડવામાં આવ્યા, અને એના જ અનુસંધાનમાં આખા દેશમાં જે ઝેર રેડાયું, તેને પહોંચી વળવાના પ્રયત્નમાં ગાંધીજીએ સત્યાગ્રહતત્ત્વને એક અવનવું રૂપ આપ્યું, જે એટલું અદ્ભુત અને સૂક્ષ્મ હતું કે, તેનું સ્વરૂપ ન ઓળખવાથી, પોતાની જ ભૂલોથી અકળાયેલા અને આંધળા થયેલા દેશે એ રાષ્ટ્રપિતાનો જ ભોગ લીધો અને એમના આખરી પ્રયોગને સત્યાગ્રહની અદ્ભુત શક્તિ પ્રગટાવતો અટકાવ્યો.

એક પ્રશ્ન ઘણાના મનમાં ઊઠે છે કે, સત્યાગ્રહનો હવે પ્રતિનિધિ કોણ છે? સત્યાગ્રહથી ટેવાયેલા અનેક લોકો અને અધીરી વ્યક્તિઓ જ્યાં ત્યાં સત્યાગ્રહ કરી બેસે છે અને થોડી ચર્ચા બાદ ઓછોવત્તો વિજય મેળવીને અથવા માંડવાળ કરીને સત્યાગ્રહ પાછો ખેંચી લે છે. ઘણી વાર હવે સત્યાગ્રહ ઉપવાસનું રૂપ લે છે, અને થોડીક ચિંતા પેદા કરી સમાધાન ઉપર આવી જાય છે. પણ આવાં નાનાં મોટાં પ્રકરણોને સત્યાગ્રહના પ્રયોગ તરીકે ભાગ્યે જ ઓળખી શકાય.

ગાંધીજીએ પોતાના સત્યાગ્રહ-યુદ્ધમાં અનેક સાથીઓ મેળવ્યા અને કેળવ્યા. એમાંના કેટલાકને ભાગે સ્વરાજ-સરકારના અધિકારી થવાનું આવ્યું છે, જ્યારે બીજા એ સરકારને સામાન્યપણે ટેકો આપવાને બંધાયેલા છે. એટલે એ બંને પ્રકારના સત્યાગ્રહીઓ રાજકીય કે સામાજિક અન્યાય દૂર કરવા માટે જે કાંઈ કરવું હોય તે હવે સરકારી તંત્ર મારફતે કરી શકે. સામાજિક, ધાર્મિક અન્યાયો દૂર કરવા માટે તેમ જ ધર્મ ધર્મ વચ્ચેના ટોળાધર્મી ઝઘડાઓ પતાવવા માટે સત્યાગ્રહને ઘણો અવકાશ છે. પણ અત્યારે તો કોઈને એ સૂઝતું નથી. લોકો તરફથી કાં તો કાયદો હાથમાં લઈ ગુંડાશાહી ચલાવવામાં આવે છે અથવા 'એ બધું સરકારનું કામ છે' એમ કહી ઉદાસીનતા ધારણ કરવામાં આવે છે.

એક વાત સ્પષ્ટ છે કે, સત્તા જેમ તેના હાથમાં હોય. સત્તાધારી જો પોતાનો રાજધર્મ ઓળખી મજબૂત હાથે કાયદાનું રાજ્ય ન ચલાવે તો અધીરી થયેલી પ્રજા સરકારની તત્પરતા ઉપરનો વિશ્વાસ ખોઈ બેસી કાયદો પોતાના હાથમાં લેવાની જ. પોતે જ સત્તાધારીને આપેલી સત્તા જો એ ન વાપરે તો પ્રજા બીજું કરી પણ શું શકે?

આવી હાલતમાં પ્રજા અવળે રસ્તે ન જાય એટલા માટે એને દોરનારા સત્યાગ્રહી નેતાઓ મળવા જ જોઈએ. પ્રજા જો કાયદો પોતાના હાથમાં લે તો તે પોતાની સરકારને નબળી પાડે છે અને જોતજોતામાં એનો નાશ કરે છે. પ્રજાએ મોટા પાયા ઉપર કાયદો હાથમાં લીધો કે સત્તાધારીઓએ રાજીનામું આપી સત્તાનો ત્યાગ કર્યે જ છૂટકો. તેઓ તેમ ન કરે તો તેમણે પોતાના હાથમાં ટકી શકે એવું

પશુબળ સંગઠિત કરી, પ્રજાને દબાવી, જોહુકમી રાજ્ય ચલાવ્યે જ છૂટકો. બંને રીતે પ્રજાજીવન જોખમમાં જ આવે છે. આનો એકમાત્ર ઇલાજ સત્યાગ્રહ છે. સત્ય, અહિંસા અને લોકકલ્યાણ એ ત્રિવિધ મર્યાદા જાળવીને સજ્જન લોકો જ્યારે સત્યાગ્રહ આદરે છે, ત્યારે લોકસત્તા પર નભનારું રાજ્ય નબળું પડવાને બદલે આત્મશુદ્ધિ કરી મજબૂત થાય છે. સત્યાગ્રહની આ બાજુની મીમાંસા હવે આપણે ખીલવ્યે જ છૂટકો.

અત્યાર સુધી વ્યક્તિઓ અને સંગઠિત પક્ષો સત્યાગ્રહ કરતા આવ્યા છે. આખી પ્રજાએ સ્વતંત્રતા મેળવવા માટે અનેક વાર સત્યાગ્રહ કરી બતાવ્યો. હવે પછીનો સવાલ છે કે, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના મતભેદોમાં કે ઝઘડાઓમાં રાષ્ટ્રો, એટલે કે તેમના પ્રતિનિધિરૂપ સરકારો, સત્યાગ્રહ કરી શકે કે નહિ? સરકારો પાસે પશુબળ છે એટલા માટે એણે એ વાપરવું જ જોઈએ, એમ સિદ્ધ નથી થતું. કોઈ પહેલવાન પાસે શરીરબળ છે એટલા માટે તે સત્યાગ્રહ ન જ કરી શકે એમ જેમ આપણે કહી શકતા નથી, તેવી જ રીતે સરકારો વિષે પણ છે. દાખલા તરીકે, હિંદુસ્તાન જેવું પ્રબળ રાષ્ટ્ર પોતાની શક્તિના ભાનમાં હૈદરાબાદ જેવી નાની સરકારની સામે પશુબળ વાપરવાને બદલે સત્યાગ્રહના બધા પ્રકારો અજમાવી શકે છે. હિંદની પ્રજા જ્યાં સુધી પોતાની સરકાર ઉપર વિશ્વાસ રાખી શકે છે અને તે સરકાર પ્રજાના જાનમાલના રક્ષણના કર્તવ્યમાં ચૂકતી નથી, ત્યાં સુધી એ જરૂર સત્યાગ્રહનાં અનેક પગલાં અજમાવી શકે છે.

પણ સવાલ એથી વ્યાપક છે. આખી દુનિયાની (લગભગ ૫૭ કે વધારે) સરકારો જો અંદર અંદરના વહેવારમાં સર્વરાષ્ટ્રીય પરિષદ ('યૂનો' – સંયુક્ત રાષ્ટ્રમંડળ) આગળ ન્યાય મેળવવામાં અસફળ થાય તો સત્યાગ્રહ કરી શકે કે નહિ, અને કરી શકે તો તે કઈ રીતે, એની પણ મીમાંસા હવે થવી જોઈએ.

વ્યાપક સત્યાગ્રહ માટે હજી પણ અનેકાનેક પ્રસંગો કલ્પી શકાય. આજકાલની અમેરિકા, ઇંગ્લંડ, રશિયા જેવી સરકારો શસ્ત્રબળની અસાધારણ શક્તિ ધરાવે છે. એવી સરકારની પ્રજા, પ્રજા તરીકે લગભગ

નિઃશસ્ત્ર જ હોય છે. હવે જો કોઈ પણ કારણે એવી કોઈ સરકાર લોકસભાને પોતાના ધાકમાં રાખી જોહુકમી બની શકી તો પોતાની સ્વતંત્રતા જાળવવા માટે અથવા પાછી મેળવવા માટે જનતાએ શું કરવું ? સરકાર પાસે આધુનિક વિજ્ઞાને તૈયાર કરેલાં શસ્ત્રોનું શસ્ત્રબળ કલ્પનાતીત હોય અને પ્રજા પાસે શસ્ત્રબળનો પૂરો અભાવ હોય, એવે વખતે પ્રજાના હાથમાં કેવલ સત્યાગ્રહ જ રહેવાનો. એ સત્યાગ્રહ પ્રજા કેવી રીતે વાપરી શકે એનો પણ વિચાર હવે થવો જોઈએ.

જગતમાં લગભગ બધાં જ રાષ્ટ્રો લોકશાહીના તત્ત્વને સ્વીકારતાં થયાં છે. એટલે હડહડતા અન્યાયના નિરાકરણ માટે લોકમતનો કોલ લેવાનો ઇલાજ પ્રજાના હાથમાં આવેલો હોવાથી, હવે પછી લોકમત જ્યાં જાગ્રત નથી એવે ઠેકાણે, સરકારને તેમ જ લોકમતને જાગ્રત કરવા માટે, ન્યાયની કલ્પનામાં લોકમતથી ઘણે દૂર સુધી ગયેલા સુધારકો જ સત્યાગ્રહ કરી શકવાના છે. એવા પ્રસંગો એક તો વિરલા હશે, અને બીજી બાજુ લોકમતના ટેકાને અભાવે તે ઉગ્ર રૂપે ચલાવવા પડવાના. સરકારમાં જો અહિંસા તત્ત્વ ઊતર્યું હોય તો જ આવા સત્યાગ્રહો સૌમ્ય રૂપમાં ચાલી શકે. પણ એ સત્યાગ્રહો લોકમતને અને લોકરૂઢ આદર્શને નહિ ગણકારતા હોવાથી સરકાર તેમ જ જનસમાજ બંને એવા સત્યાગ્રહીઓની પૂરતી કસોટી કરવાની જ. કેમ કે સરકારો પોતાની શક્તિનો ઇનકાર સાંખી શકતી જ નથી. દરેક સરકારમાં આત્મરક્ષાનું તત્ત્વ એટલું બધું જાગ્રત હોય છે કે, બીજાં કર્તવ્યો પાર પાડી શકે કે નહિ, પણ આત્મરક્ષાનું કર્તવ્ય તે પાર પાડવાની જ. અને તેથી સત્યાગ્રહની હવે ઘણી જ ઊંડી અને વ્યાપક કસોટી થવાની છે.

ગાંધીજી હતા ત્યાં સુધી તેઓ સત્યાગ્રહના પ્રમાણભૂત આચાર્ય ગણાતા. એ સત્યાગ્રહનો પ્રતિનિધિ આપણા દેશમાં કે દુનિયામાં હવે કોણ છે ? વ્યક્તિઓ તરફ નજર નાખતાં કહેવું પડે છે કે, સત્યાગ્રહના શાસ્ત્રનો યથાર્થ જાણકાર કોઈ દેખાતો નથી./સત્ય અને અહિંસાની જેનામાં એકાગ્ર નિષ્ઠા છે તે જ સત્યાગ્રહનો શાસ્ત્રકાર થઈ શકે છે. પણ એનામાં સામાજિક, ધાર્મિક, રાજનૈતિક અને હવે આંતરરાષ્ટ્રીય બળોનું

યથાર્થ જ્ઞાન હોવું જોઈએ. દરેક પ્રકારના માણસનું મન કઈ રીતે કામ કરે છે એનું પણ ઊંડું અને નાજુક જ્ઞાન એ વ્યક્તિને હોવું જોઈએ, અને એની સાથે સત્યાગ્રહ જેવા સૂક્ષ્મ આધ્યાત્મિક તત્ત્વનાં થતાં ઇંદ્રિયાતીત પરિણામોનું સૂક્ષ્મ ભાન પણ એને હોવું જોઈએ. ઉપરટપકે જ્યાં પરાજય દેખાય છે ત્યાં પણ વિજયનો ઉદય થતો જોવાની ક્રાન્તદૃષ્ટિ જો એનામાં ન હોય, તો તે સત્યાગ્રહનો સફળ સેનાની ન જ બની શકે.

જેનું હૃદય જાતિ, ધર્મ, ભાષા, પંથ અને પૂર્વગ્રહની સંકુચિતતાને વીંધીને, પોતાની આસપાસની એકેએક વ્યક્તિ પ્રત્યે દોડી શકે છે, અને સ્વજન-પરજન, પાપી અને પુણ્યવાન, નાજુક અને રીઢા — બધાને અપનાવી શકે છે, તેને હાથે જ સત્યાગ્રહની દોરવણી સફળ રીતે થઈ શકે છે.

પોતાની આસપાસના સમાજને દોરનાર સત્યાગ્રહી સામાજિક જીવનથી અલિપ્ત રહી શકે ખરો? "અત્યારે મારી પાસે કોઈ સત્યાગ્રહી ઇલાજ નથી, તે હું શોધીશ અથવા ઘડતો રહીશ, ત્યાં સુધી સમાજની જવાબદારી બીજા કોઈ લે અને એને સૂઝે તેમ કરે," એમ જવાબદાર સત્યાગ્રહી કહી શકે ખરો? કે પરિસ્થિતિ પરત્વે જે યોગ્ય હોય તે ઇલાજ અજમાવીને જ સમાજને આગળ લઈ જાય?

યુદ્ધ ટાળવા માટે અને રાષ્ટ્રોમાં કુટુંબધર્મની સ્થાપના કરવા માટે 'હેગ કાઉન્સિલ' સ્થપાઈ. એની જ વ્યાપક આવૃત્તિરૂપ 'લીગ ઑફ નેશન્સ' સ્થપાઈ. એના દોષો દૂર કરી આંતરરાષ્ટ્રીય દરબાર જેવી 'યૂનો' સ્થપાઈ. અને છતાં એ બધી સંસ્થાઓનું વાતાવરણ જોતાં એમને હાથે વિશ્વકુટુંબ સ્થપાય એવાં લક્ષણો દેખાતાં નથી. 'યૂનો'ને હાથે જ અન્યાય થાય તો એની સામે નાનું મોટું ગમે તે રાષ્ટ્ર સત્યાગ્રહ કરી શકે અને સત્યાગ્રહ દ્વારા માનવવ્યાપી રાષ્ટ્રકુટુંબ સ્થપાય, એવી આશા ઉત્પન્ન થઈ છે? એને માટે કાળ પરિપક્વ થયો છે? અને પરિપક્વ ન હોય તો પોતાનાં બલિદાનથી તે પરિપક્વ કરવાના દિવસો આવ્યા છે?

જબરદસ્ત રાષ્ટ્રો ગમે ત્યારે 'યૂનો'થી નોખા પડી 'તરવારનો ન્યાય' અજમાવી શકે છે અને 'યૂનો'ને નિરર્થક બનાવી શકે છે. અને

તેથી 'યૂનો'ને હંમેશાં બલાઢ્ય રાષ્ટ્રોથી બી બીને ચાલવું પડે છે. નાનાં રાષ્ટ્રોએ હજી સુધી 'યૂનો' પાસેથી ન્યાય મેળવ્યો નથી. 'યૂનો'ના અન્યાય સામે સત્યાગ્રહ કરવાની પોતાની યોગ્યતા પણ તેઓએ માની નથી. કેટલાક દેશો સરકાર તરીકે બલાઢ્ય હોય, પણ રાષ્ટ્ર તરીકે શિથિલ હોય. એવા દેશો આંતરરાષ્ટ્રીય દરબાર સામે સત્યાગ્રહ કરી શકે ખરા?

આવા મોટા મોટા જગદ્વ્યાપી સવાલો આપણી આગળ પ્રત્યક્ષ થતા જાય છે. એ સવાલોની શાસ્ત્રીય મીમાંસા દુનિયા આગળ રજૂ થવી જોઈએ.

'યૂનો'ની નબળાઈ કે નાલાયકી સિદ્ધ થતાં આખી પૃથિવીનું એટલે કે આખી માનવજાતિનું એક રાજ્ય સ્થાપન થઈ શકે ખરું? અને તેમ થાય તો તેવા રાજ્યની પ્રજા નિઃશસ્ત્ર હોય તો ઠીક કે સશસ્ત્ર હોય તો ઠીક? અને પ્રજાને જો નિઃશસ્ત્ર રાખવામાં આવે અને જગદેક-રાજ્ય જુલમી બની જાય તો એ સરકાર સામે પ્રજા શી રીતે ઝૂઝી શકે? એ વખતે સત્યાગ્રહનું રૂપ કેવું હોય? એ સવાલ તો જોતજોતામાં વહેવારુ સવાલ થવાનો છે. અને એ સવાલ સાથે જ સરકારની શક્તિ અહિંસક ઢબે તોડવા માટે ભાંગફોડ ('સૅબોટેજ') કેટલે દરજ્જે યોગ્ય ગણાય અને એની મર્યાદા કે વ્યાકરણ શું, એ સવાલ આપણે ટાળી શકવાના નથી.

અત્યાર સુધી આપણે જેટલા સત્યાગ્રહો અજમાવ્યા, તેટલા પરથી આપણે એટલું તો જોઈ શક્યા કે, 'સાચા સત્યાગ્રહ દ્વારા આપણે નક્કર શુદ્ધ વસ્તુ જ માગણીમાં મેળવી શકીએ છીએ. આપણી માગણીમાં જો મલિનતા હોય, અન્યાયભર્યો સ્વાર્થ હોય, અદૂરદૃષ્ટિ હોય અથવા માનવતાનો અભાવ હોય, તો તે સત્યાગ્રહ — શુદ્ધ સત્યાગ્રહ હોય તો — તો ફળી શકવાનો નથી. એટલે જેમ જેમ સત્યાગ્રહ કરતા જઈએ છીએ, તેમ તેમ આપણી માગણીઓ શુદ્ધ કરવી જ પડે છે. સત્યાગ્રહ દ્વારા થતી આ અંતઃશુદ્ધિ જ સત્યાગ્રહનો સૌથી મોટો લાભ છે. સામા પક્ષ ઉપર સત્યાગ્રહની થતી અસરનો આપણે એટલો બધો વિચાર કરતા આવ્યા છીએ કે, એની પોતાના પર થતી અસર જોવા માટે

આપણે શોધ્યા જ નથી. સત્યાગ્રહની ખરી શક્તિ આ આંતરિક શુદ્ધિને લીધે જ પ્રગટ થાય છે અને તેથી જ સત્યાગ્રહ સર્વહિતકારી પરમ મંગલ તત્ત્વ સિદ્ધ થાય છે.'

આ યુગના સર્વશ્રેષ્ઠ શસ્ત્રનું સ્વરૂપ ઓળખવા માટે દરેક રીતે ઉપયોગી એવી આ સત્યાગ્રહની મીમાંસા પ્રજાએ અભિનંદન સાથે આવકારવી જોઈએ, અને ઉચ્ચ કેળવણીની સંસ્થાઓએ રાજનીતિના તેમ જ સમાજશાસ્ત્રના અધ્યયનમાં એને આવશ્યક સ્થાન આપવું જોઈએ. શ્રી દિવાકરે લખેલી સત્યાગ્રહની મીમાંસા હજી મારા હાથમાં આવી નથી, એટલે એ ચોપડીની આ ચોપડી સાથે સરખામણી હું કરી શક્યો નથી. ખરું જોતાં શ્રી મગનભાઈએ અને દિવાકરે એકબીજાની ચોપડીનાં અવલોકનો લખીને આ વિષયને વધુ ચાલના આપવી જોઈએ.

શસ્ત્રયુદ્ધશાસ્ત્ર પોતાની વિકરાળ સિદ્ધિમાં અણુબૉંબ સુધી પહોંચ્યું છે અને ગાંધીજીએ ધર્મયુદ્ધશાસ્ત્રને સત્યાગ્રહ સુધી પહોંચાડી દીધું છે. એ બે શસ્ત્રો જ ભવિષ્યની માનવતાનો નિવેડો આણનાર છે. બેમાંથી એક્કેની આપણે ઉપેક્ષા કરી શકવાના નથી અને બે વચ્ચે માંડવાળ તો અશક્ય જ છે.

જૂન, ૧૯૪૮ કાકા કાલેલકર

# મીમાંસાનું સ્વરૂપ

[ પહેલી આવૃત્તિની પ્રસ્તાવના ]

સત્યાગ્રહની હિલચાલને અંગે આ ચોપડી લખાઈ નથી. તે માટે ગાંધીજીએ કાંઈ નહિ તો પા શતક સાહિત્યનો ધોધ વહેવડાવ્યો છે.' લોકો સત્યાગ્રહને એક રાજદ્વારી શસ્ત્ર તરીકે વધારે ઓળખે છે. પણ સત્યાગ્રહ એ જીવનવ્યાપી તત્ત્વ છે, એ સામાજિક ધર્મ છે. સત્યાગ્રહનો ઉપયોગ દરેક કુટુંબમાં અનાદિ કાળથી થતો આવ્યો જ છે. જ્યારે એનો રાજદ્વારી ઉપયોગ થવા લાગ્યો ત્યારે રાજદ્વારી સત્તા એનાથી ગભરાઈ ઊઠી એટલું જ. ખરું જોતાં સત્યાગ્રહ અખત્યાર કરનારને અને સત્યાગ્રહના બળને વશ થનારને બંનેને એમાં આનંદ આવે અને બંનેને શોભાવે એવું એ તત્ત્વ છે. જીવન સાથે જેમ

શ્વાસોચ્છ્વાસ વણાયેલો જ છે, તેવી જ રીતે સામાજિક જીવનમાં સહકાર અને સત્યાગ્રહ વણાયેલા જ છે, અને બંને બરાબર ચાલે તો જ સમાજશરીર નીરોગી રહેશે અને બલિષ્ઠ થશે.'

શિક્ષણની દૃષ્ટિએ આ મહાન જીવનસિદ્ધાંતની વ્યવસ્થિત મીમાંસા કરવી એ આવશ્યક વસ્તુ છે. શ્રમવિભાગ, હરીફાઈ, સહકાર, વિનિમય, વિવાહ વગેરે સામાજિક વ્યાપક તત્ત્વો ઉપર જેમ શાસ્ત્રીય ચર્ચા કરતી ગ્રંથસંપત્તિ છે, તેમ જ સત્યાગ્રહની મીમાંસા કરતો એક ગ્રંથરાશિ નિર્માણ થવાનો છે. એના મંગલાચરણરૂપે અ૦ મગનભાઈનો આ ગ્રંથ છે. ઉચ્ચ કેળવણીમાં રાજ્યવ્યવસ્થા, રાજાના અધિકાર, પ્રજાના જન્મસિદ્ધ અધિકાર, બળવાની મીમાંસા, વગેરે વ્યાપક સવાલોની હમેશાં ચર્ચા ચાલે છે. એની ચાલતી રાજ્યવ્યવસ્થા ઉપર અસર પડે છે, પણ એ રાજ્યદ્વારી પ્રચાર ગણાતો નથી. પ્લેટો, ઍરિસ્ટૉટલથી માંડીને બ્લંટશીલી, વુડ્રો વિલ્સન અને લાસ્કી સુધી અનેક વિચારકોનાં ભેદક વિવેચનો વાંચ્યા વગર વિદ્યાર્થીઓની કેળવણી પૂરી થઈ ગણાતી નથી. થોડા દિવસોમાં, આપણે ધારીએ છીએ તેથીયે વહેલા, બધા જ દેશોમાં સત્યાગ્રહની મીમાંસા એ ઉચ્ચ કેળવણીનું આવશ્યક અંગ ગણાશે. જે દેશમાં આ નવીન, આધ્યાત્મિક અને માણસની માણસાઈને છાજે એવા બળનો ઉદય થયો, તે દેશમાં જ એની શાસ્ત્રીય મીમાંસા રહસ્યવિવરણ પદ્ધતિએ અને તુલનાત્મક પદ્ધતિએ થવી જોઈએ. અને સમય જતાં એમાં વિકાસક્રમની પદ્ધતિ પણ દાખલ કરવી પડશે. એ પદ્ધતિ વગર ભવિષ્યની દિશાનું યથાર્થ આકલન ન થઈ શકે.

વિકાસક્રમની પદ્ધતિ એ જ ઐતિહાસિક પદ્ધતિ છે. દરેક વ્યક્તિને, સમાજને, અને જીવનવ્યાપી તત્ત્વને જેમ એનો સ્વભાવ હોય છે, તેમ ઇતિહાસ પણ હોય છે. આજે સત્યાગ્રહ ઉપર જો તાત્ત્વિક હુમલો થતો હોય તો, સામાન્ય મનુષ્ય સ્વભાવમાં એને સ્થાન નથી અને ઇતિહાસમાં એનો દાખલો નથી, એ બે વાંધાઓ જ મહત્ત્વના છે. ભવિષ્યનો ઇતિહાસ તો એનો જવાબ આપશે જ, પણ આજે આપણે મીમાંસાની દૃષ્ટિએ આ વાંધાઓનો વિચાર કરવો ઘટે છે. ઇતિહાસને પણ ભૂત અને ભવિષ્ય એવા બે છેડા છે એ ઇતિહાસવાદીઓ

ભૂલી જાય છે. જે ઐતિહાસિક દૃષ્ટિ કેવળ ભૂતકાળનો જ વિચાર કરે છે તે ઊલટે પગલે ચાલનાર ભૂત જેવી છે, અશાસ્ત્રીય તો છે જ. જે મનુષ્યસમાજે નરમાંસભક્ષણ છોડી દીધું, પશુમાંસભક્ષણ પ્રત્યે અણગમો ઉત્પન્ન કર્યો; જે મનુષ્યસમાજે ગુલામીની પ્રથા સામે જેહાદ ચલાવી, યુદ્ધમાં પણ માણસાઈના અમુક નિયમો દાખલ કર્યા; જે મનુષ્યસમાજે સમાજની અંદર અંદર યુદ્ધો બંધ કર્યાં, પંચાયતનો કાયદો સ્વીકાર્યો; અને જે મનુષ્યસમાજે આદર્શવાદી પેગંબરોની પાછળ પાછળ જઈ પોતાના જીવનમાં પરિવર્તન કરતાં કુદરતને પણ ગણકારી નહિ, તે મનુષ્યસમાજ સત્યાગ્રહને, એના પ્રેમતત્ત્વને અને ત્યાગશક્તિને સમાજજીવનવ્યાપી ન કરે એમ માનવાનું કારણ નથી. જે લાગણીઓ કે વહેમો કે અશ્રદ્ધા આડે આવે છે, તે દૂર કરવાના એક સાધન તરીકે પણ મીમાંસાનો ખાસ ઉપયોગ છે. સવાર પડ્યે વસંત ચાલે છે અને બપોર થયે ઉનાળો બેઠો છે એમ માનનાર ધીરજશૂન્ય લોકોમાં પણ આવી મીમાંસા વાંચીને સામાજિક શક્તિઓની કાર્યપદ્ધતિ તપાસવા જેટલી ધીરજ આવી જાય, તો એ પણ મોટો લાભ ગણાય.

આનો ખાસ ઉપયોગ તો રીતસર કેળવણી લેતા વિદ્યાર્થીઓ માટે અને નવરાશને કારણે જીવનનાં અંગપ્રત્યંગોનો આમૂલાગ્ર વિચાર કરનાર યુવકોને છે. આવી મીમાંસા કરવા માટે જે જાતની શાસ્ત્રીય બુદ્ધિ જોઈએ છે તે વિશેષ રીતે મગનભાઈમાં પહેલેથી દેખાઈ આવેલી હોવાથી એમને જ આ કામ સોંપેલું હતું. વિદ્યાપીઠને એ પસંદ પડ્યું હતું. પણ અંતે તો એની સફળતા સમાજને પસંદ પડવામાં છે. શાંતપણે અને વ્યાપકપણે સત્યાગ્રહ જેવા સર્વમંગળ સિદ્ધાંતની વિચારણા કરવા લોકો પ્રેરાય એ જ આની સફળતા અને ફલશ્રુતિ છે.

ખ્રિસ્તજયંતી, **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**
૧૯૩૩

# મંડાણ

"સત્યાગ્રહ એવું બળ છે કે જો તે સર્વમાન્ય થાય તો તે સમાજના આદર્શોમાં પરિવર્તન કરે અને નિરંકુશ વ્યક્તિતંત્ર તથા સદા વધતા જતા લડાયક ભાવનો નાશ કરે."

"કેટલાક એમ માને છે કે સત્યાગ્રહ તો માત્ર ધાર્મિક વિષયોમાં જ થઈ શકે. મારો બહોળો અનુભવ એથી ઊલટું સિદ્ધ કરે છે. બીજા વિષયોમાં તેનો પ્રયોગ કરીને આપણે તેમાં ધર્મને દાખલ કરીએ છીએ, અને તેમ કરીને વહેલો જય મેળવીએ છીએ, અને અનેક પ્રકારનાં પાખંડોમાંથી બચી જઈએ છીએ."

—ગાંધીજી

## ૧

કોઈ પણ દેશનો કોઈ પણ કાળનો તમે ઇતિહાસ જુઓ; આ લક્ષણ તો બધે જ સર્વસાધારણ જોવામાં આવશે કે, માનવહિતના હરેક ક્ષેત્રમાં, વર્તમાન વસ્તુસ્થિતિને વફાદારીથી વળગી રહેવા છતાં, તે તે કાળના લોકો તેનાથી અસંતુષ્ટ પણ હશે જ, અને તેટલા સારુ તેમાં કાંઈક ને કાંઈક સુધારણા ઇચ્છતા જ હશે; તે તે કાળના વિચારકો વર્તમાનનું સૂક્ષ્મ પરીક્ષણ કરી, ક્યાં ક્યાં કેવી કેવી ભીતિઓ, ઊણપો કે અપેક્ષ્ય દુષ્પરિણામો રહેલાં છે તે બતાવતા હશે—તે સામે સાવચેત રહેવા પ્રજાને સાવધાન કરતા હશે; વિચારશીલ સાહિત્યકારો, તેમની કલ્પનાશકિત દ્વારા, તે સ્થિતિનાં અસંગતતા, અધૂરાપણું, તારતમ્ય-ભંગ વગેરેનું આબેહૂબ વર્ણન તેમની રસાળ શૈલીમાં ચીતરતા હશે; રાજ-પુરુષો એ અવદશાને પહોંચી વળવા ને સમાજ-નૌકાને ખરાબાઓથી બચાવતા રહેવા ચિન્તામગ્ન રહેતા હશે, ને પોતાને ઉપલબ્ધ એવાં કાયદા, કેળવણી કે મંત્રણા વગેરે સાધનો દ્વારા મદદ કરતા હશે. એમ સમાજના સર્વ ક્ષેત્રના ધુરંધરો પોતપોતાની રીતે આ એક જ પ્રશ્નનો ઉકેલ લાવવા મથતા હશે.

પણ આ તો જાગ્રત સમાજમાં જ સંભવે, જે સમાજમાં આ જાતની સ્વયંજાગૃતિ ન હોય તે સમાજ સડી જઈને મોડોવહેલો પાયમાલ થવાનો જ, એમ કોઈ અહીં વાંધો ન ઉઠાવે. એ આગળની વાત આપણે અહીં નથી ચર્ચવા માગતા. આપણે તો આટલા ઐતિહાસિક વિધાનમાત્રની વાત કરીએ છીએ કે, દરેક કાળમાં, દરેક પ્રજામાં પોતાની વર્તમાન વસ્તુસ્થિતિથી ઉદાત્ત અસંતોષ હોય ને તેમાંથી ઊગરવાનો સતત સામુદાયિક પ્રયત્ન બન્યો રહેતો હોય. આ પ્રયત્ન સફળ છે કે વિફળ, સન્માર્ગે છે કે ઉન્માર્ગે, બધાં ક્ષેત્રોનો સમવાયી છે કે વિભક્ત, એ બધી વાતો સ્વતંત્ર અને ત્યાર પછીની છે. અહીં આપણે તે છોડી દેવી જોઈએ. ઇતિહાસના એ વિભાગમાં ઊતરવું આપણે માટે અહીં અસ્થાને છે. આપણે જે ઐતિહાસિક વિધાન વિચારીએ છીએ તેને માટે એ અપ્રસ્તુત ચર્ચા છે. અહીં તો એટલું જ સામાન્ય સ્થાપન આપણે વિચારી રહ્યા છીએ કે, દરેક સમાજમાં સુધારણાનો ઇરાદો અને એને માટે બનતો પ્રયત્ન હમેશ મોજૂદ હોય છે: જેમ પ્રાણીશરીરનું તેમ જ સમાજશરીરનું, આવી સતત પરિવર્તના એક લક્ષણ જ છે. શરીરને માટે એ મોટે ભાગે પ્રાકૃતિક છે અને સમાજ માટે એ મોટે ભાગે સાંસ્કૃતિક છે એટલો ફરક.

૨

આ પરિવર્તનાના બે પ્રકાર, સાધારણ રીતે, ગણાવવામાં આવે છે: ક્રમશઃ થતી પ્રગતિ (evolution) અને શીઘ્રતઃ ફળ મળવાની આશાએ કરાતી ક્રાંતિ (revolution). આ ભેદ શા આધારે પાડવામાં આવે છે એ તપાસી જોવાની જરૂર છે.

ક્રાંતિ ને ક્રમિક પ્રગતિનાં લાક્ષણિક દૃષ્ટાંતો ઇંગ્લંડ અને ફ્રાંસનાં લેવાય છે. ઇંગ્લંડની સુધારણા-પદ્ધતિ ક્રમિક ગણાય છે ને ૧૮ મા સૈકાના ફ્રાંસની કે, તાજું દૃષ્ટાંત જોઈએ તો, રશિયાની પદ્ધતિ ક્રાંતિકારી કહેવાય છે. આ તપાસતાં જણાય છે કે, પ્રસ્તુત પ્રકાર-ભેદના મૂળમાં સુધારણાની ઇચ્છાનો આવેગ, તે સાધવાની અધીરાઈ અને વિહ્વળતા તથા તીવ્રતા એક કારણ હોય છે. ૧૮ મા સૈકાના અંતમાં ફ્રેન્ચ

લોકો પોતાની પરિસ્થિતિથી એવા તો કંટાળ્યા હતા કે તેને તોડી જ નાખવી અને તે પહેલે જ તડાકે એ એમની બૂમ હતી. એના મૂળમાં સ્વતંત્રતા અને બંધુતા અને સમતાને આધારે નવી જ મૌલિક રચના કરવાની પ્રવર્તક ભાવના હતી.

અંગ્રેજ લોકો વ્યવહારકુશલ. જેવો વખત તે અનુસાર, તેમની સુખાકારી ને સમૃદ્ધિને ધ્યાનમાં રાખીને, ફેરફારો કરતા રહે. આ રીતે કરાતી સુધારણા લાંબે સમયે સધાય; તેના રસ્તા કાયદો તથા કેળવણી જેવા સૌમ્ય હોય; જે કાંઈ નવું નીપજે તે જૂનામાંથી સરળ રીતે પરિણમતું હોય; — આ તો ઉધારું જ દેખાય એવું છે. ક્રાંતિકારી પણ ઇચ્છે છે તો સુધારણા જ. પણ તેનો દાવો એ છે કે, તે સુધારણા મૂળગત હોય છે, — પરિસ્થિતિ પર પ્રગતિવાદી જેમ ટાભા-ટેભા કરતો જ જણાય છે એવી નહીં, પણ મૂળ દોષને જ દૂર કરનારી હોય છે. પ્રગતિવાદની હળવાશ અને સૌમ્યતા તેને દીર્ઘસૂત્રતાના લક્ષણ જેવું લાગે છે. પ્રગતિવાદીનાં આવેગના ઊભરાનો અભાવ તથા બુદ્ધિપૂર્વક પ્રયોજના એને મન નીરસ મનમનામણાં લાગે છે. આવેગ ન હોય તો સુધારણા જ કેમ થાય, એવી એને શંકા થાય છે. અને આવેગનું એક જ લક્ષણ એના મનથી સંભવે છે; અને તે એ કે, લોક પોતાના પશુબળથી સૌ સત્તાનો સંહાર કરી દે ને નવાં સર્જનનો માર્ગ મોકળો કરે.

સુધારણાના બે પ્રકાર વચ્ચેનો આ ભેદ કેટલે અંશે સાચો છે, તે સાચો જ ભેદ છે કે કાલ્પનિક માત્ર, એ સવાલ અહીં નથી વિચારતા. આપણે તો એટલું જ સમજવા માગીએ છીએ કે, લોકના મનમાં રહેલા એ ભેદનું સ્વરૂપ શું છે. એ રીતે જોતાં આટલું દેખાય છે કે:

(૧) પ્રગતિવાદનું લક્ષણ ક્રમિકતા છે; ક્રાંતિવાદને એ નથી ગમતું. મૂળથી જ પલટો કરવો ને તે ઝટ, એવી એને તલપાપડ હોય છે.

(૨) પ્રગતિવાદનાં સાધનો સૌમ્ય એવાં વ્યવસ્થિત સમાજબળો હોય છે: જેવાં કે, કેળવણી, કાયદો, સમાજ-બંધારણ વગેરે. ક્રાંતિવાદ લોકના શરીરબળને જ તંત્રબદ્ધ કરી, કોઈક નવીન જ વ્યવસ્થાના ધ્યેયથી પ્રેરાઈ, અણગમતી વ્યવસ્થાને ઉથલાવવા ઇચ્છે છે.

(૩) આમ, એકનાં સાધન લોહી રેડ્યા વિના કામ આવી શકે છે. ક્રાંતિનાં સાધન લોહીખરક્યાં જ ઘણે ભાગે જોવામાં આવ્યાં છે.

આ ભેદ પરથી એક જાડી કસોટી એ કાઢવામાં આવે છે કે, ક્રાંતિ સંહારમય હોય, પ્રગતિ પ્રચાર- અને રચના-યુક્ત હોય.

૩

ક્રાંતિ અને પ્રગતિના ભેદનું આ સ્વરૂપ વસ્તુતાએ આજે પણ એમ જ સમજાય છે. છતાં એમાં બે વસ્તુઓથી એક એવી ઉમેરણી થઈ છે કે જેને કારણે, પ્રગતિ અને ક્રાંતિના આજના આપણા ખ્યાલો જ એવા તો ફરવા લાગ્યા છે કે, તે નવા સમાન દેખાય છે.

આ બે વસ્તુઓ આ છે: (૧) ૧૯ મા સૈકાથી ઊતરી આવેલા યુરોપીય યંત્રયુગને પરિણામે ઉદ્ભવતી સામાજિક સ્થિતિ, જેને કારણે સામાજિક તંત્રરચના અને બળો એવાં તો ચૂંથાઈ ગયાં છે કે, તેમણે આખા જગતમાં ખળભળાટ જગવ્યો છે. પરિણામે, સુધારણા ત્વરિત કરવાની અધીરાઈ અને ઉત્કંઠા વિલક્ષણ થઈ છે. (૨) એક બાજુથી આમ ક્રાંતિકારી મનોવૃત્તિ ઘડાતાં છતાં, લોકને લોહીખરક્યો તેનો માર્ગ ઓછો ને ઓછો રુચતો થાય છે. તેમાં કારણરૂપે કાંઈક ધાર્મિક ઉદાત્તતા પણ છે. સામાજિક કલ્યાણની કલ્પના આખા માનવકુટુંબ જેટલી વ્યાપક થતી જવાથી કાંઈક માનવ્ય વધારવાની સદ્બુદ્ધિ જાગે છે એમ પણ ખરું. પરંતુ, આવા સૂક્ષ્મ ભાવોને ઝટ જે નથી ગણકારતા એવા રાજપુરુષોને પણ વિચારવું પડે એવી વસ્તુસ્થિતિ થઈ છે. એમને વિચારવું પડે એવું સીધું કારણ એ બન્યું છે કે, આજનું યુદ્ધ એવું ભયંકર અને વ્યાપક અસરવાળું હોય છે કે તે વિજેતા કે વિજિત ઉભયને હાનિકર થતું જાય છે, અને આખા જગતને શાપ સમાન નીવડે છે; અને એના પરિણામે, આ રીતે કે તે રીતે, સૌને માટે પાયમાલી જ આવી રહે એમ ચોક્કસ જણાય છે.

આ બે કારણોથી આપણી આગળ એક વિચિત્ર વિસંવાદ ઊભો થયો છે: ક્રાંતિમય માર્ગોમાં શ્રદ્ધા વધે છે; અરે, દિવસે દિવસે એમ શંકા થતી જાય છે કે, કોઈ પણ જાતની વિનવણીને જડ બનેલા સત્તારૂઢ

લોક બીજી કોઈ રીતે માને એમ જ નથી, માની શકે એમ નથી. એક બાજુથી આમ પ્રતીતિ પડતી જવા છતાં, તે માર્ગો અમાનુષી અને અસંસ્કૃતિકર પણ લાગતા જતા હોવાથી, હેય લાગે છે!

આ વસ્તુસ્થિતિમાંથી એક જ માર્ગ દેખાય છે, અને તે એ કે, પ્રગતિવાદમાં એવી તીવ્રતા ઉમેરાવી જોઈએ કે જેથી તે ક્રાંતિ જેવો શીઘ્રસાધક બને. તો પછી સુધારણાના માર્ગોમાં ક્રાંતિ જેવો સ્વતંત્ર ભેદ ન રહે. અથવા જો ભેદ રહે જ, — પ્રગતિ, પોતાની ક્રમિકતા રાખવા છતાં, તેમાં શીઘ્રતા ન જ ઉમેરી શકે એમ હોય, — તો અહિંસક ક્રાંતિનો માર્ગ શક્ય હોવો જોઈએ. જો તેવો માર્ગ શક્ય હોય તો પ્રગતિમાર્ગનાં સર્વ શુભ સાધનો તો તેમાં સમાઈ જ જવાનાં એ દેખીતું લાગે છે. કદાચ, પ્રગતિવાદનાં બધાં સાધનોની પરાકાષ્ઠારૂપ જ આ ક્રાંતિની નવીન ઢબ નીવડે.

સત્યાગ્રહનો જીવનસિદ્ધાંત તેના સામાજિક સ્વરૂપમાં આવી જાતનો માર્ગ છે, એમ એના પ્રણેતાએ કહ્યું છે. એક પ્રસંગે એમણે આ માર્ગને, જગતમાં શાંતિસ્થાપનના પ્રયત્નોમાં પોતાનો ફાળો છે, એ રીતે ઓળખાવ્યો હતો. નવીન દુનિયા મને કમને આ અહિંસક ક્રાંતિની દિશામાં દોરાઈ રહી છે, એ આજ આપણે જોઈ શકીએ છીએ. ધીમે ધીમે સર્વમાન્ય થતી જતી આર્થિક યુદ્ધની પદ્ધતિ આજના વહનની દિશાસૂચક ગણી શકાય. જુદી જુદી જાતની પ્રજાપરિષદો ભલે આજે કાંઈક દંભમિશ્ર કે સ્વાર્થપટુ લાગતી હો, છતાં આપણા જમાનાના નવા લક્ષણ તરીકે એનો અર્થ ઉપરના વિધાનને જ પ્રમાણિત કરવાનો થાય છે.

## ૪

એક નવી બીના પણ લક્ષમાં લઈ લેવાની જરૂર છે. દુનિયાના પ્રગતિમાન દેશોમાં પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ ('ડેમોક્રસી') વિષે અશ્રદ્ધા ઉત્પન્ન થતી જાય છે. કેટલુંય લોહી રેડીને પ્રજાઓએ પોતાને માટે સ્વતંત્ર રાજપદ્ધતિનો આદર્શ ઘડેલો તે વિફળ થશે કે શું, એમ લાગે છે. જ્યાં એવી પદ્ધતિ ચાલુ છે ત્યાં પણ એ સાચા અર્થમાં તેવી જ

છે એમ નથી દેખાતું. ઘણે ભાગે, તેને બદલે વર્ગસત્તાક (oligarchic) કે એકહથ્થુ સત્તા જ જોવામાં આવે છે. આમ બનવાનું કારણ એ નથી કે લોકોને પ્રજાસત્તાક પદ્ધતિ ગમતી અટકી છે. પણ અનુભવ એમ દેખાડતો જાય છે કે, એવી પદ્ધતિ સફળ થવાને જોઈએ તેવી તંત્રરચના જ કરી નથી શકાતી, કરી હોય તો તે સ્વચ્છ નિર્દોષ નથી રહેતી. આપણા જમાનાની આ અનુભવ-બીના પણ ભારે સામાજિક ક્રાંતિકારી પરિણામો લાવે તો નવાઈ નહીં. યુરોપમાં રાજા જઈ સરમુખત્યારો આવે છે ને સ્વયંસત્તાક (autonomous, sovereign) રાજસભાઓ જઈ નાનાં સલાહકાર પ્રધાનમંડળો આવે છે, એ આવું એક પરિણામ ગણાય. આ પરિણામ ઇષ્ટ જ આવ્યું છે એમ કહેવા જેટલો કાળ હજી વીત્યો નથી, એટલે કશું ન કહીએ. અને પ્રજાસત્તાક પદ્ધતિ શુદ્ધ રીતે દોષિત છે જ એમેય ક્યાં સિદ્ધ થયું છે? જો એ ભાંગી પડે છે તો સંજોગાનુસાર જે શક્ય હોય તે પદ્ધતિથી રાજ્યનું ગાડું તો ગબડતું રહેવાનું જ. આ પરથી સ્પષ્ટ તો એમ થાય છે કે, આખા પ્રશ્નનો કાંઈક ઉકેલ શોધવાની સ્થિતિમાં આપણે છીએ.

સત્યાગ્રહના સિદ્ધાંતમાં આ ગૂંચનો કાંઈકેય જવાબ છે કે કેમ એ પણ આપણે જોવા ઇચ્છીએ છીએ. એના પ્રણેતાનો દાવો પહેલા દાવા જેવો જ આ બાબતમાં પણ છે એમ તેમનાં લખાણો પરથી માનવા કારણ રહે છે. એમની દૃષ્ટિએ સત્યાગ્રહ એ સમગ્ર જીવનધર્મનો સિદ્ધાંત છે. સામાજિક પુનર્ઘટનાના અનેક વાદ આજ બતાવવામાં આવે છે. તે બધામાં મનાયું હોય છે તેમ, સત્યાગ્રહ એમ નથી માનતો કે, વ્યક્તિ-જીવન અને સમાજ-જીવન એવા બે ભિન્ન નિરાળા વિભાગો છે, એકને બીજા જોડે સંબંધ નથી અથવા હોય તો તે દરેકનો ખાનગી વિષય છે. એથી જ તેને જીવનસિદ્ધાંત મેં કહ્યો છે. માનવજીવનના દરેક પાસામાં તેની વ્યાપ્તિ છે. આજે એનો વ્યાપ અથવા વિનિયોગ એટલો ન વધ્યો હોય. પણ તેનું કારણ તો એ છે કે, આપણે એને અનેક રીતે કસી નથી જોયો, અનેક રીતે એના પ્રયોગો કરી વિકાસ નથી કર્યો. બાકી, એ સિદ્ધાંત તો પ્રયોગ માગે છે ને પ્રયોગે વધે છે. સત્ય

અને અહિંસા એ સર્વમાન્ય સનાતન જીવનતત્ત્વો એ જ એની મર્યાદા છે. એક મિત્ર જોડે આ વાતની ચર્ચા થતી હતી ત્યારે તેમણે કહ્યું હતું એમ, સત્યાગ્રહ એ હિંદુધર્મ જેવો સર્વ-શુભ-સંગ્રાહી, વિકાસક્ષમ એવો વિશાળવ્યાપી સિદ્ધાંત છે.'

એનું સ્વરૂપ હું જે રીતે સમજ્યો છું તે રીતે મૂકવા આ પ્રકરણોમાં પ્રયત્ન કરું છું.

# ૧

# સત્યાગ્રહ એટલે શું?

["સત્યાગ્રહને એક સિક્કાની ઉપમા આપી છે, જેની એક બાજુ પ્રેમની છાપ છે અને બીજી બાજુ સત્યની છાપ છે. તે સિક્કો આખી દુનિયામાં ચાલી શકે એવો છે, અને એનું મૂલ્ય આંકી ન શકાય તેટલું છે." ]

**— ગાંધીજી**

કહેવાય છે કે, સમાજવાદ અને સામ્યવાદની સેંકડે ગણાય એટલી બધી વ્યાખ્યાઓ અપાઈ છે, અને મુંડે મુંડે નવી વ્યાખ્યા નીકળે તો નવાઈ નહીં. મહાન સિદ્ધાંતોની વ્યાખ્યામાં આવું અરાજક જોવામાં આવે છે એનું કારણ એ નથી હોતું કે તે અવ્યાખ્યેય હોય છે. એમાં કારણ તો એ હોય છે કે, આવા સિદ્ધાંતોનો વ્યાપ એટલો મોટો હોય છે કે, તેને તપાસનાર તેમાં જે વખતે પોતાની જેટલી નજર ખૂંપે તે વખતે તેટલું જ જુએ છે અને તે પરથી તેની વ્યાખ્યા કલ્પે છે. તેથી હાથી જોવા ગયેલા પેલા સાત આંધળાની વાત જેવું થાય છે: જે જેટલું જુએ તેટલા પરથી વ્યાખ્યા કરે. સત્યાગ્રહની વ્યાખ્યામાં પણ આવું જ બનતું જોવામાં આવે છે.

૧

કોઈ પણ સામાન્ય પ્રાકૃત માણસને પૂછો કે સત્યાગ્રહ એટલે શું, તો તે તમને કહેશે, ગાંધીજી સરકાર જોડે લડે છે તે. એને મન ગાંધીજીની લડત એટલે સત્યાગ્રહ છે. તેથી કાંઈક વધારે જાણનાર કે

સમજનાર હશે તે તેમાં સુધારો કરશે કે, "ના, સરકાર સામે જ નહીં. લડત તો ગમે તેની જોડે લડાય. પણ સત્યાગ્રહની લડત એટલે તેમાં મારામારી નહીં કરવાની." શ્રી. કાકાસાહેબના શબ્દોમાં કહું તો, એ માણસને "સત્યાગ્રહ એટલે લડાઈની એક નવી ઢબ, યુદ્ધશાસ્ત્રનો એ એક નવો પ્રયોગ છે" એમ લાગે છે.

આ બે પ્રકારની સમજમાં એટલું તો સાચું છે કે, સત્યાગ્રહ મારામારી કર્યા વગર લડવાની એક રીત છે અને તે ગાંધીજીએ શરૂ કરેલી છે. આ અર્થમાં ઊણપ હશે, પણ એ ખોટો છે એમ કોઈ ન કહી શકે. સત્યાગ્રહનો શબ્દાર્થ તો આટલો જ થાય કે, સત્યનો આગ્રહ, સત્યને વળગી રહેવું તે. આમ વળગી રહેવા સારુ બળ જોઈએ; તે વિના સત્યનું પાલન કરતાં સામે જે વિરોધ થાય કે વિઘ્નો નડે તે છતી ન શકાય. એટલે, ગાંધીજીએ સત્યને વળગી રહેતાં જે બળ નીપજે તેને સત્યાગ્રહ કહ્યો છે અને એ બળના વાચક તરીકે સત્યાગ્રહ શબ્દ યોજ્યો છે. એક જગાએ તે જણાવે છે, "દક્ષિણ આફ્રિકામાં પૂરાં આઠ વર્ષ સુધી હિંદીઓએ જે બળનો ઉપયોગ કર્યો તે બળને મેં તે વખતે સત્યાગ્રહ નામ આપ્યું હતું. એ જ અરસામાં બ્રિટિશ ટાપુઓમાં અને દક્ષિણ આફ્રિકામાં 'પૅસિવ રિઝિસ્ટન્સ'ની ચળવળ ચાલતી હતી, તેનાથી ભેદ બતાવવાને મેં આ શબ્દ યોજ્યો હતો."

૨

પણ સત્યને વળગવા માટે તો શરીરબળ પણ વપરાતું આવ્યું છે. મારા વિરોધીઓ કે વિઘ્નકર્તાઓને મારીને પણ હું મારા માર્ગમાંથી દૂર કરી શકું. આ બળ મનુષ્ય તેમ જ પશુમાં સમાન રીતે રહેલું છે. તેથી તેને ઘણી વાર પશુબળ પણ કહેવામાં આવે છે. અને તેનું રહસ્ય બીજાને ઈજા કરવામાં રહેલું છે તેથી તે હિંસાબળ પણ કહેવાય છે.

સત્યાગ્રહી જે બળ ઉપર આધાર રાખે છે તે આ બળ નથી. તે તો પ્રહ્લાદે તેના પિતાના વિરોધ સામે ટકવા જે બળ વાપર્યું તે બળ પોતાના સત્યને વળગવા સારુ વાપરે છે; એ તો સત્યના જ બળ પર ઝૂઝે છે. શરીરબળથી મુકાબલો કરવામાં સત્યાસત્યનો નિર્ણય તો

બાજુએ જ રહી જાય છે, અને કોણ વધારે પાશવ બળ વાપરી જાણે છે એટલો જ અર્થ રહી જાય છે. પ્રહ્લાદે જો પોતાના પિતાને શરીરબળથી હંફાવવા વિચાર કર્યો હોત તો? એમ કરવાને બદલે, એ તો, હિરણ્યકશિપુએ જે અનેક દમનના પ્રકારો તેને વશ કરવાને સારુ યોજ્યા, તે બધાને રામને નામે સહન કરતો ગયો. એમાંય તેણે બળ તો જરૂર વાપર્યું. પણ તે બળ શરીરબળથી ભિન્ન હતું. શરીરબળ જ જોવા જઈએ તો તો હિરણ્યકશિપુ પાસે તે અપાર હતું. પ્રહ્લાદ તો તેની આગળ બિચારો બાળક માત્ર હતો.

અને પ્રહ્લાદનું બળ શરીરબળથી ભિન્ન હતું એટલું જ નહીં, પરંતુ તે સંખ્યા પર પણ આધાર નહોતું રાખતું. પ્રહ્લાદ તો અનેકની સામે એકલો જ હતો: અને છતાં તે અનેકનું શરીરબળ એને માત નહોતું કરી શકતું. આવા તેના બળની ઉત્પત્તિ તેની રામભક્તિના આગ્રહમાંથી હતી. રામભક્તિને તે સત્ય માનતો હતો. તેથી કોઈ પણ ભોગે તેને વળગી રહેવાનો પોતાનો તેણે ધર્મ માન્યો હતો. તેનું અડગ પાલન અથવા તે સત્યનો આગ્રહ એ જ તેનું શાંત બળ હતું. તેથી તે બળને શરીરબળથી ભિન્ન એવું આત્મબળ કહેવાય છે. સત્યનો આગ્રહ રાખવાથી તે ઊપજે છે એટલે સત્યાગ્રહનો અર્થ એ આત્મબળ અથવા સત્યબળ એવો કરવામાં આવે છે. આપણે જોયું કે, તે બળ શરીરબળથી ભિન્ન છે એટલું જ નહીં, પરંતુ તે તેનાથી ભિન્ન જાતિનું — તેથી ઊલટું જ બળ છે.

૩

ઇતિહાસ જોતાં, જેમને જીવનમાં સત્ય પ્રગટ કરવાની ધૂન લાગી છે એવા બધા જ લોકો આત્માના આવા શાંત બળનો જ ઉપયોગ કરતા લાગે છે. સત્ય માટે સહન કરીને તેઓ પોતાના સત્યને પ્રગટ કરી શકશે એમ એમને સહેજે સૂઝી જાય છે. ગાંધીજી પોતાનો અનુભવ આમ જણાવે છે:

[1] "સત્યાગ્રહનો અમલ કરતાં છેક શરૂઆતમાં જ મને જણાયું હતું કે, સત્યને પાળવામાં સામા માણસ ઉપર બળાત્કાર કરવાનો ઇરાદો હોય જ નહીં, પરંતુ ધીરજથી અને સહાનુભૂતિથી તે માણસને

તે ભૂલ કરતો અટકાવવાનો જ હેતુ હોય; કારણ કે એકને જે સત્ય લાગે તે બીજાને ભૂલભરેલું લાગે. ધીરજ એટલે દુઃખ સહન કરી લેવું. એટલે આ સિદ્ધાંતનો અર્થ એવો થાય છે કે, સામા માણસ ઉપર નહીં, પણ પોતાની જાતે દુઃખ ખમીને સત્યને પાળી બતાવવું."

આમ પાળી બતાવ્યાનાં દૃષ્ટાંત લગભગ દરેક દેશમાંથી ને દરેક પ્રજામાંથી આપણને મળી આવે. હરિશ્ચંદ્ર, મીરાંબાઈ, ઇમામ હુસેન, સૉક્રેટીસ, ડૅનિયલ, ગેલીલિયો, ઈશુ ખ્રિસ્ત, પ્રહ્લાદ વગેરે ઓછાવત્તા પ્રમાણમાં સત્યાગ્રહી હતા. દરેકે પોતાને જે સત્ય પ્રતીત થયું તે પાળી બતાવવા સારુ દુઃખો સહન કર્યાં, પણ સામે શરીરબળ ન વાપર્યું.

આવી સત્યાગ્રહી વ્યક્તિઓ ઉપરાંત કુટુંબના કજિયાની પતાવટ જોઈએ તો સત્યાગ્રહનો જ પ્રયોગ ઘેરેઘેર થતો જોવા મળે. બાપદીકરા વચ્ચે, ભાઈભાંડુ વચ્ચે, મિત્ર મિત્ર વચ્ચે અનેક વાર વાંધો પડે છે. એ વખતે કોઈ કજાત જ લડાલડી કરી બેસે. બાકી તે બધા ઘરમેળે પ્રેમપૂર્વક પતવાય એને જ ખાનદાની અને સંસ્કારિતા ગણવામાં આવે છે. એટલે સત્યાગ્રહનો પ્રયોગ કુટુંબમાં પણ થાય છે.

એનો એક પ્રસંગ ગાંધીજીએ તેમની આત્મકથામાં નોંધ્યો છે તે જોવાથી આત્મબળ કે સત્યાગ્રહ વિષે વધારે સમજ પડશે. ગાંધીજી પોતાની નાની નાની ચોરીની કબૂલાત તેમના પિતાજી પાસે કરતાં ડરતા હતા. છતાં અંતરમાં એમ લાગતું હતું કે, કબૂલાત તો કરવી જોઈએ. એટલે તેમણે ચિઠ્ઠી લખી તેમના પિતાજી આગળ મૂકી. એ વાંચ્યાથી તેમના ઉપર જે અસર થઈ તેને ગાંધીજીએ શુદ્ધ પ્રેમબળ કે સત્યાગ્રહનો પ્રયોગ ગણાવ્યો છે. તે લખે છે,

"તેમણે ચિઠ્ઠી વાંચી. આંખમાંથી મોતીનાં બિંદુ ટપક્યાં. ચિઠ્ઠી ભીંજાઈ. તેમણે ક્ષણ વાર આંખ મીંચી, ચિઠ્ઠી ફાડી નાંખી, ને . . . પાછા સૂતા. . . . એ મોતીબિંદુના પ્રેમબાણે મને વીંધ્યો. હું શુદ્ધ થયો. . . . મારે સારુ આ અહિંસાનો પદાર્થપાઠ હતો. તે વેળા તો મેં એમાં પિતાપ્રેમ ઉપરાંત બીજું ન જોયું; પણ આજે હું એને શુદ્ધ અહિંસાને નામે ઓળખી શકું છું. આવી અહિંસા જ્યારે વ્યાપક સ્વરૂપ પકડે ત્યારે તે પોતાના સ્પર્શથી કોને અલિપ્ત રાખે? એવી વ્યાપક અહિંસાની શક્તિનું માપ કાઢવું અશક્ય છે."

આવી વ્યાપક અહિંસા સત્યાગ્રહના વ્યાપક પ્રયોગ માટે આવશ્યક છે. પણ એ વાત અહીં છોડી દઈ આપણે ઉપરનો કિસ્સો વધારે સમજીએ.

બાળક આડુંઅવળું જાય કે ન ભણે ત્યારે વડીલ કે શિક્ષક ગુસ્સે થાય છે; તેને મારવાની વૃત્તિ થઈ આવે છે. ગાંધીજી પોતાના પિતાના સ્વભાવ વિષે કહે છે, "આવી શાંત ક્ષમા પિતાજીના સ્વભાવથી પ્રતિકૂળ હતી. તે ક્રોધ કરશે, કટુ વચન સંભળાવશે, કદાચ માથું કૂટશે, એમ મેં ધાર્યું હતું." પણ તેમણે તો શાંતિ જ ધરી અને તેને લીધે, ગાંધીજી લખે છે તેમ, "તે મોતીબિંદુના પ્રેમબાણે મને વીંધ્યો. હું શુદ્ધ થયો." જો તેમના પિતાજી ક્રોધ કરત કે કટુ વચન કહેત, તો તે હિંસાબળ વાપર્યું ગણાત. તેની અસર પણ જુદી જ થાત. પણ એમણે તો એમાંનું કાંઈ જ ન કર્યું. "તેનું કારણ" ગાંધીજી કહે છે કે, "દોષની નિખાલસ કબૂલાત હતી એમ હું માનું છું."

૪

આ કિસ્સા ઉપરથી આપણને સત્યાગ્રહ કે આત્મબળનું એક નવું તત્ત્વ જોવા મળે છે. શરૂઆતમાં જે પ્રાકૃત સમજ જોઈ તેની ઊણપ હવે આપણે બરાબર બતાવી શકીએ. સત્યાગ્રહની પ્રાકૃત સમજ એટલી જ હોય છે કે, મારામારી ગાળાગાળી ન કરવી, એટલું જ તેનું નિયમન છે; બાકી સામા પક્ષને લંઝાવવા બીજા જે ઇલાજ લઈ શકાય તે લેવામાં વાંધો નથી. તેથી કરીને ધરણું કે ત્રાગું, છૂપી ધમકી વગેરે બળાત્કાર પણ સત્યાગ્રહમાં ખપવવામાં આવે છે. એનું કારણ એ છે કે, સામાન્ય લોકોને અહિંસા એક અભાવાત્મક વસ્તુ જ છે એમ લાગે છે. સામા પક્ષને મારવો નહીં કે બીજી શારીરિક ઇજા ન કરવી એટલું તેઓ અહિંસાથી સમજે છે. તેથી તેઓ અહિંસાના શસ્ત્ર સત્યાગ્રહને નિર્બળનું શસ્ત્ર સમજવાની પણ ભૂલ કરે છે. પરંતુ અહિંસા ભાવાત્મક પણ છે. ઉપરના કિસ્સામાં જોયું કે, એનો ભાવાત્મક અર્થ પ્રેમ થાય છે. અને પ્રેમ એ મહાન બળ છે.

પ્રાણીમાત્ર તેનો અંકુશ ખુશીથી સ્વીકારે છે. યોગસૂત્ર કહે છે* તેમ, તેની આગળ વેરભાવ છૂટી જાય છે: વિરોધ એની મેળે ઓગળતો જાય છે. આ પ્રેમબળ પર સત્યાગ્રહ રચાયો છે.

વિરોધી પ્રત્યે પણ સત્યાગ્રહી સત્ય નથી છોડતો. એટલે તેનો વિરોધ કરતો છતો, તેની પ્રત્યે પ્રેમધર્મનું પાલન કરવું એને તે પોતાની ફરજ સમજે છે. અને એમાં જ સત્યાગ્રહની એકમાત્ર શક્તિ રહેલી છે, જે દ્વારા શત્રુનું શત્રુત્વ હણાઈ તે સત્યાગ્રહીનો મિત્ર બને છે. અને આ બળ અચૂક અસર કરે છે એ સત્યાગ્રહીની અમર શ્રદ્ધા છે. શરીરબળથી શરીર નમાવી શકાય છે, પણ શત્રુત્વ તો અક્ષત રહે છે — ઊલટું વધે છે; જ્યારે સત્યાગ્રહનું પ્રેમશસ્ત્ર આત્માને જીતે છે. આમ બે બળ વચ્ચે તાત્ત્વિક વિરોધ રહેલો છે.

સત્યાગ્રહની પ્રાકૃત સમજમાં આ પ્રેમધર્મનું પાલન ઉમેરી લઈએ તો આપણને સત્યાગ્રહની સંપૂર્ણ સમજ મળી જાય. એટલે, સત્યાગ્રહનો આવો અર્થ થાય કે, પ્રેમધર્મને અનુસરીને સત્યનો આગ્રહ રાખતાં જે બળ ઉત્પન્ન થાય છે તેને સત્યાગ્રહ કહેવાય. એથી, ટૂંકમાં એને પ્રેમબળ કે અહિંસાબળ પણ કહે છે.

સત્યાગ્રહ શબ્દની શોધ કેવી રીતે થઈ તે જોતાં જણાય છે કે, સત્યાગ્રહનો આ અર્થ બરાબર છે. દક્ષિણ આફ્રિકાવાસી હિંદીઓની હિલચાલને શરૂઆતમાં 'પૅસિવ રિઝિસ્ટન્સ' નામ અપાયેલું. પણ તે નામ પૂરું સૂચક ન હોવાથી ને કેટલીક બાબતમાં ભ્રામક પણ હોવાથી, તે બદલવાની જરૂર પડી. સ્વ. મગનલાલ ગાંધીએ સદાગ્રહ એટલે કે સારો આગ્રહ એવું નામ સૂચવ્યું. ગાંધીજી લખે છે,

> "મને એ નામ પસંદ પડ્યું. છતાં હું જે સમાવવા ઇચ્છતો હતો એનો સમાવેશ એમાં નહોતો થતો. તેથી મેં 'દ્'નો 'ત્' કરી તેમાં 'ય' જોડીને 'સત્યાગ્રહ' નામ બનાવ્યું. સત્યની અંદર શાંતિનો સમાવેશ માની, કંઈ પણ વસ્તુનો આગ્રહ કરતાં તેમાંથી બળ ઉત્પન્ન થાય છે તેથી આગ્રહમાં બળનો સમાવેશ કરી, હિંદી હિલચાલને 'સત્યાગ્રહ' એટલે સત્ય અને શાંતિથી નીપજતા બળનું નામ આપી ઓળખાવવાનું શરૂ કર્યું'."

---

* अहिंसाप्रतिष्ठायां तत्संनिधौ वैरत्यागः ।

૫

આ બળ જીવનના દરેક ક્ષેત્રમાં ઉપયોગી છે. એ બળથી શ્રેયાર્થી તેનું શ્રેય સાધે, કેળવણીકાર તેની ફરજ ઉત્તમોત્તમ રીતે અદા કરી શકે, અને કજિયાનો પ્રસંગ જાગે તો તેનો પ્રેમપૂર્વક ઉકેલ પણ આ બળથી લાવી શકાય. જો એ ધ્યાનમાં રાખીએ કે, જીવનમાં મોટે ભાગે બધા પ્રશ્નો સારાનરસા વચ્ચે એક યુદ્ધ રૂપે જ આવે છે, તો કહી શકાય કે, સત્યાગ્રહ એ પ્રેમબળ વાપરીને લડવાની રીત છે. દરેકના ચિત્તમાં દૈવી આસુરી સંપદનું યુદ્ધ ચાલ્યા કરે છે. સત્યાગ્રહ કહે છે કે, સત્ય એવી જે દૈવી સંપદ એને વળગો. તેમ કરવા જે ત્યાગ, તિતિક્ષા વગેરે કેળવવાં પડે તે કેળવો. સત્યાગ્રહ, એ રીતે જોતાં, જીવનની કેળવણી છે.

શ્રી. કાકાસાહેબે એક જગાએ તેનો આવો અર્થ કરી બતાવ્યો છે:

"જીવનના દરેક પ્રસંગે પોતાને પ્રતીત થતા સત્ય પ્રત્યે અનન્ય નિષ્ઠા કેળવવી એનું જ નામ સત્યાગ્રહ."

એક જગાએ ગાંધીજીએ સત્યાગ્રહને દૈવી સંપદ સાથે જ સરખાવ્યો છે:

"સત્યાગ્રહ અને શસ્ત્રક્રિયા બંને અનાદિ છે. બંનેની પ્રશંસા પ્રચલિત ધર્મશાસ્ત્રોમાં જોવામાં આવે છે. આ દૈવી અને આસુરી સંપદનાં સ્વરૂપ છે."

શ્રી. કિશોરલાલભાઈ તેમના 'જીવનશોધન' પુસ્તકમાં સત્યાગ્રહને શ્રેયાર્થીની સાધનસંપત્તિ તરીકે ગણાવે છે:

"પહેલી મહત્ત્વની વસ્તુ તે સત્યનો આગ્રહ છે. સત્યનો આગ્રહ રાજકારણી અર્થમાં નહીં, પણ જે કાંઈ આચારનો કે વિચારનો પ્રસંગ આવે તેમાં તાત્ત્વિક રીતે અને સર્વના હિતની દૃષ્ટિએ યોગ્ય શું તેનો જ સ્વીકાર કરવાની તૈયારી: એથી લોક નિંદે કે વંદે, કોઈ રિસાય કે મનાય, પૂર્વસંસ્કારોને પોષક લાગે કે આઘાત પહોંચાડનારો લાગે, રમણીય લાગે કે કઠોર લાગે, આનંદજનક હોય કે ન હોય, સહેલો લાગે કે કઠણ, એ બધા વિષે તટસ્થ વૃત્તિ. 'સત્યને પહેલું મૂકવું કે બીજું', એ બે વચ્ચે આસમાન જમીનનું અંતર છે.'"

શ્રેયાર્થીને રુચે તેવો સત્યાગ્રહનો આ અર્થ થયો. તેમાં પણ આપણે જોઈએ છીએ કે, સત્યાગ્રહ એટલે પ્રેમબળથી લડવાની રીત એવો અર્થ કરીએ તો ચાલે, વ્યાપ્તિદોષ નહીં આવે.

શ્રી. કાકાસાહેબ એક જગાએ કેળવણીકારને પ્રિય થાય એવો અર્થ બતાવે છે:

> "સત્યાગ્રહી એ ખરેખરો લડવૈયો નથી પણ કેળવણીકાર છે. બોધ અને ધીરજ, સેવા અને આપભોગ, એ જ એનાં સાચાં સાધનો છે. સાચા કેળવણીકારનાં પણ આ જ સાધનો હોય."

આ સાધનો એટલે કે પ્રેમનાં સાધનો. એ સાધનો સત્યાગ્રહી વાપરે છે; સાચો કેળવણીકાર પણ તેમને જ વાપરે છે. પણ તેથી સત્યાગ્રહીને કેળવણીકાર કહેવા કરતાં કેળવણીકારને સત્યાગ્રહી કહેવો એ જ યોગ્ય થશે. કેળવણી પણ એક પ્રકારનું જ્ઞાન-અજ્ઞાન વચ્ચેનું યુદ્ધ જ છે. પ્રેમબળ તેમાં ઉત્તમોત્તમ કામ આપે છે. તે બળથી કેળવણીકાર અજ્ઞાન સામે લડે છે. એટલે કેળવણીકાર પણ લડવૈયો જ છે એમ ગણવું એ યોગ્યતર થશે.

આમ વિચારતાં આપણે જોઈએ છીએ કે, ભિન્ન ભિન્ન દેખાતા આ બધા અર્થોમાં એક જ વસ્તુ રહેલી છે; તે એ કે, સત્ય ને પ્રેમધર્મનું પાલન. સત્યાગ્રહનો અર્થ સત્યબળ કે પ્રેમબળ કે આત્મબળ કરવાથી આ બધી દૃષ્ટિઓ એમાં સમાઈ જાય છે. પછી જે ક્ષેત્રમાં તે બળ વપરાય તેમાં તેનો એને અનુરૂપ અર્થ દેખાય. શરૂઆતમાં જ આપણે જોયું કે, વિશાળ વ્યાપ્તિ એ મહાન સિદ્ધાંતોની ખૂબી હોય છે.

સત્યાગ્રહની પણ એ ખૂબી છે કે, તે દરેક ક્ષેત્રમાં કામ આવે છે. પરંતુ આજે સ્થિતિ એવી છે કે, અમુક બાબતોમાં શરીરબળ યોગ્ય મનાય છે, અમુકમાં પ્રેમબળ. આપણે જોયું કે, વ્યક્તિ અને કુટુંબના વ્યવહારમાં સત્યાગ્રહ વપરાય છે. પરંતુ સમુદાયના વ્યવહારમાં હિંસાબળનો ઉપયોગ થાય છે. ગાંધીજી કહે છે કે, આમ વિચિત્ર વિભાગ પાડીને આપણે નાહક દુઃખી થઈએ છીએ. જો મનુષ્યસમાજ

સત્યાગ્રહનો કાયદો શીખે તો આ દુઃખ ટળી જાય. આ ટૂંકમાં સત્યાગ્રહની ફિલસૂફી છે.

૬

છતાં સત્યાગ્રહના અર્થમાં બે મુખ્ય ભેદો જોવામાં આવે છે તે સમજી લેવાની જરૂર છે. એક તેનો આત્મલક્ષી અર્થ, કે સત્યાગ્રહ એટલે સત્ય અને પ્રેમ દ્વારા જીવનસાધના. બીજો પરલક્ષી અર્થ, કે સત્યાગ્રહ એટલે પ્રેમબળથી લડાતું યુદ્ધ. પ્રેમબળથી લડવાની તેની એક નવી ઢબ. પહેલા અર્થમાં સત્યાગ્રહ એટલે શ્રેયાર્થીનો જીવનસિદ્ધાંત. બીજા અર્થમાં, સત્યાગ્રહ એટલે, પ્રો. વિલિયમ જેમ્સના શબ્દમાં, 'શસ્ત્રયુદ્ધનો નૈતિક અવેજ.' એક અર્થ વ્યક્તિગત ક્ષેત્રમાં મહત્ત્વનો છે, બીજો સામુદાયિકમાં. જો સત્યાગ્રહની સમુદાયને અર્થે થયેલી ઉત્પત્તિ યાદ કરીએ તો તેનો બીજો અર્થ ખરો અર્થ ગણાય. એ અર્થમાં જ સત્યાગ્રહ જોઈને દુનિયા ચકિત થઈ છે. આપણે શરૂઆતમાં જોયું કે, પ્રાકૃત માણસ પણ આ અર્થ સમજે છે.

પરંતુ, ગાંધીજીના જીવન તરફ જોઈએ તો પહેલો અર્થ યાદ આવ્યા વિના નથી રહેતો. આ દૃષ્ટિએ તેમણે 'નવજીવન'ના પહેલા અંકમાં લખ્યું લાગે છે કે, "મારે મન સત્યાગ્રહ એ પોથીમાંનું વેંગણ નથી. મારું એ જીવન છે." બીજી દૃષ્ટિએ પણ આ અર્થમાં મહત્ત્વ રહેલું છે. ગાંધીજીનું જીવન વિજ્ઞાનશુદ્ધ છે છતાં ધર્મપરાયણ છે: ધર્મ અને વિજ્ઞાનનો તેમણે સુંદર મેળ પોતાના જીવનમાં સાધી બતાવ્યો છે. આનું મહત્ત્વ, આજના વિજ્ઞાનજન્ય નાસ્તિકતાના જમાનામાં, ભારે છે. વળી આજના સાંપ્રદાયિક અને ધાર્મિક ઝઘડાઓની ટૂંકી દૃષ્ટિ તેમાં નથી. સર્વધર્મસમભાવની ઉદાત્ત કલ્પના એમાં જોવા મળે છે. આમ જોઈએ તો સત્યાગ્રહમાં વૈયક્તિક અર્થનું મહત્ત્વ પણ એટલું જ લાગે.

'હિંદ સ્વરાજ'માં ગાંધીજી નીચેનો તુલસીદાસજીનો દુહો ટાંકી, તેમાં સત્યાગ્રહનું રહસ્ય રહેલું છે એમ જણાવે છે. એ દુહો આ છે:—

दया धर्मको मूल है पापमूल अभिमान,
तुलसी दया न छोडीअे जबलग घटमें प्रान.

આ દુહો સત્યાગ્રહના પહેલા અર્થનું રહસ્ય મુખ્યત્વે બતાવે છે: કે દયા એ દરેકનો ધર્મ છે. પરંતુ તુલસીદાસનો આ બીજો દુહો પણ તેનું સાચું રહસ્ય બતાવનારો છે:

तुलसी हाय गरीबकी कब्बू न खाली जाय,
मूए ढोरके चामसे लोहा भस्म हो जाय. ।

સત્યાગ્રહના બીજા અર્થનું રહસ્ય આ દુહો સુંદર ઉપમાથી સમજાવે છે. જે લોકો અભિમાનને ઘોડે ચડેલા છે તેમને સત્યાગ્રહ કહે કે, 'દયા ધર્મકા મૂલ હૈ પાપમૂલ અભિમાન.' પરંતુ જો તેમનો મદ ન ઊતરે તો?* તેઓ દયાધર્મ ન સમજે તો, તેમના મદના ભોગ થયેલા માટે કશી પણ ગતિ છે ખરી? મદનો ભોગ થઈ બેઠેલા તે લોકો પણ દયાધર્મ કે સત્યાચરણ તો ન જ છોડી શકે, કેમ કે તેમને માટેય સત્યાગ્રહનો એ પ્રથમ પાઠ છે. પરંતુ સત્યાગ્રહ એમને એ શીખવવા ઉપરાંત એમ પણ આશ્વાસન આપે છે કે, "તમારી હાય પણ બળવાન છે. મરેલા ઢોરના ચામડાની ધમણ જેમ લોઢા જેવા પદાર્થને પણ ભસ્મ કરવા તાકાતવાન બને છે, તેમ તમારી ગરીબાઈ પણ બની શકે. માત્ર તમારે મારું, સત્યાગ્રહનું, શરણ લેવું જોઈએ."

આમ, જે અર્થભેદની આપણે ચર્ચા કરી રહ્યા છીએ એ મહત્ત્વનો છે.। તેથી ફાધર એલ્વિન સત્યાગ્રહની જે વ્યાખ્યા આપે છે તેમાં આ બેઉ દૃષ્ટિનો સમન્વય કરવા પ્રયત્ન કરે છે. તેમની વ્યાખ્યા આ છે:

"સત્યાગ્રહ એટલે પ્રેમધર્મને અનુસરીને સત્યનું ગમે તે ભોગે પાલન કરવાનો નિશ્ચય. મનુષ્ય મનુષ્ય વચ્ચેના કલહ શમાવવાની દૃષ્ટિએ સત્યાગ્રહ તે શમાવવાની પદ્ધતિ છે; એ દ્વારા આપણે (કોઈ પણ રૂપે) હિંસા વાપરીને નહીં, પણ સહન કરીને કલહ પતાવવા મથીએ છીએ." ।

---

* જુઓ ગાંધીજીનું નીચેનું વાક્ય —

"કીડીને કણ અને હાથીને હારો ભગવાન રોજ આપે છે. મનુષ્યે મદમાં આવી માન્યું, 'હું કરું છું. હું કમાઉં છું. હું બાંધું છું, હું ભાંગું છું.' આ મદ રોજ ઈશ્વર ઉતારે છે, પણ મનુષ્યે પોતાનો વળ છોડયો નથી. સત્યાગ્રહ એ મદ ઉતારવા યોજાયેલ વસ્તુ છે."

પરંતુ વ્યક્તિ અને સમુદાયનો આ અર્થભેદ હોવા છતાં તે સિદ્ધાંતભેદ નથી એ ખાસ યાદ રાખવાની જરૂર છે. કારણ કે, ઘણી વાર એવું મનાતું જોવામાં આવે છે કે, અહિંસા, દયા, ધર્મ વગેરે વ્યક્તિ-જીવનમાં ચાલે, પણ દુનિયાદારીમાં તો હિંસાથી જ કામ કાઢી શકાય. દાખલા તરીકે, પોલીસ, વેપારી વગેરેના ધંધા માટે એમ મનાય છે કે જૂઠ, દગો, વગેરે ન કરવામાં આવે તો તે ધંધા ન ચાલી શકે. સત્યાગ્રહના સિદ્ધાંતમાં આવી ભિન્ન વ્યાપ્તિ નથી./જીવનનાં બધાં ક્ષેત્રોમાં — વૈયક્તિક કે સામુદાયિક, રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય, ધાર્મિક, આર્થિક કે સામાજિક — જીવનસમગ્રમાં વાપરી શકાય એવું સત્યાગ્રહી બળ છે. તેથી તો આપણે જોયું કે, શ્રેયાર્થી તેમાં સાધનાનું તત્ત્વ જુએ છે, કેળવણીકાર એને ઉગ્ર અને અદ્વિતીય શિક્ષણપદ્ધતિ માને છે, અનેક નીતિઓથી કંટાળેલો તેમાં સાર્વભૌમ, સાર્વવર્ણિક નૈતિક સિદ્ધાંત જુએ છે. તેમ જ, સામાજિક અન્યાયો કે સરકારી જુલમથી સતાવાતો જનસમુદાય એમાં શાંતિ અને ન્યાય મેળવવાનો સચોટ માર્ગ જુએ છે, તથા શસ્ત્રયુદ્ધનિષેધક તેમાં 'શસ્ત્રયુદ્ધનો નૈતિક અવેજ' જોવા લાગ્યો છે. કોણ કહી શકે કે આ બધામાંનું કોઈ પણ ખોટું છે? પ્રેમબળની વ્યાપ્તિ જ એટલી બધી છે કે, તેમાં જીવનનાં બધાં પાસાં પોતાનું સ્વત્વ જોઈ શકે છે./

આમ છતાં પ્રેમબળની મર્યાદા હોઈ શકે. બધા જ સરખા સ્વભાવના નથી હોતા, કોઈ ખૂબ આગળ વધેલું તો કોઈ પાછળ પણ હોય છે. એટલે દરેક માણસ સરખો પ્રેમધર્મ ન પાળી શકે. આમ વ્યક્તિ વ્યક્તિમાં પણ મર્યાદા હોય છે, તો સમાજ અને વ્યક્તિમાં હોય તેમાં નવાઈ નથી. એટલે સમાજનું પ્રેમધર્મપાલન વ્યક્તિના જેટલું ઊંડું તથા સૂક્ષ્મ નથી હોતું. તેમ જ તે સમાજજીવન જેટલું વ્યાપક નથી હોતું. સમાજજીવનનાં બધાં જ ક્ષેત્રમાં તે નથી જોવામા આવતું. આ ઉપરથી એમ નથી સમજવાનું કે સમાજમાં અમુક ક્ષેત્રોમાં તો હિંસાનો કાયદો જ કામ આવે. એમ માનવું એ તો ઊંધો નિર્ણય બાંધવાની ભૂલ કરી કહેવાય. સાચી વાત તો એ છે કે,

પ્રેમધર્મની મર્યાદા જ ઓછીવત્તી થયેલી હોય છે, નહીં કે તેનો અભાવ. કાયદો તો એક જ છે.

આપણે આ પુસ્તકમાં મુખ્યત્વે સમાજની મર્યાદા ધ્યાનમાં રાખીને સત્યાગ્રહનો વિચાર કરીશું.

૨

# સત્યાગ્રહની મૂળ માન્યતા

"વજ્ર સમાન જેનું કઠોર હૃદય હોય તે પણ આત્માના બળથી પ્રગટ થયેલા અગ્નિમાં પીગળી શકે છે. નીરો પણ એ બળની આગળ બકરી સમાન દીન બની જાય છે. આ અતિશયોક્તિ નથી, પણ અક્ષરગણિતનાં પ્રમાણ જેવું છે."

"સત્યાગ્રહનું આખું શાસ્ત્ર પ્રાણીમાત્રના વિશ્વાસ પર રચાયેલું છે."

— ગાંધીજી

અંગ્રેજ વિચારક લોવેજ ડિકિન્સને આધુનિક સમાજશાસ્ત્રના મૂળમાં રહેલી નાસ્તિકતાને તેના એક લેખમાં આ શબ્દોમાં વર્ણવી છે: "બાહ્ય કારણ દ્વારા આંતર વસ્તુનો ઊગમ બતાવવો એ આધુનિક સમાજશાસ્ત્રે પ્રાણીશાસ્ત્ર પાસેથી સીધેસીધો સ્વીકારી લીધેલો પુર્વગ્રહ છે." આથી ઊલટું જ સત્યાગ્રહનું માનવું છે: આંતર સત્યમાં આસ્તિકતા એ તેનો મૂળ પાયો છે.

"પ્રાણીમાત્રમાં આત્મતત્ત્વ રહેલું છે; દરેક પ્રાણીને આત્મા છે. આ આત્માને જો યોગ્ય રીતે વીનવવામાં આવે તો ઓછાવત્તા પ્રમાણમાં એનો જવાબ આપ્યા વગર રહે નહીં. કોઈ પણ પ્રાણી, કોઈ પણ આત્મા એટલી નીચ કોટિએ નથી જ પહોંચતો કે જ્યારે એના ઉપર નૈતિક વિનવણીની કશી જ અસર ન થાય." *

આ માન્યતા અથવા અચળ શ્રદ્ધા સત્યાગ્રહની મૂળ માન્યતા છે. એના ઉપર સત્યાગ્રહની લડત અને સત્યાગ્રહી જીવન ને સમાજશાસ્ત્ર

* 'નવજીવન' (૧૪-૬-'૩૧)માં જુઓ, 'સત્યાગ્રહ'નો શ્રી. કાકાસાહેબનો લેખ.

રચાયેલાં છે. અત્યાર સુધી આપણે કરેલી ચર્ચા પરથી પણ આ માન્યતા વાચકે જોઈ લીધી તો હશે જ. પરંતુ તેનું મહત્ત્વ જોઈને તેનો જુદા પ્રકરણમાં વિચાર કર્યો છે.

૧

આધુનિક સમાજશાસ્ત્ર આ માન્યતાની વિરુદ્ધ છે એમ કહેવા કરતાં વિમુખ છે એમ કહેવું બરોબર છે. આપણે-શરૂઆતમાં જ જોયું કે, તે મુખ્યત્વે પ્રાણીશાસ્ત્રના પૂર્વગ્રહો પર રચાયેલું છે. તેથી તેમાં સામાન્ય રીતે, સંસ્કૃતિ અને વિકાસનો વિચાર, ડાર્વિનમત પ્રમાણે ભૌતિક વિકાસની મર્યાદાઓ અને નિર્ણયો મનમાં રાખીને, કરવામાં આવ્યો છે. મનુષ્યપ્રાણી પશુશરીરોની પરંપરામાં વિકસતાં વિકસતાં, ટેની આજની દશાએ આવ્યું છે, એ એની મુખ્ય માન્યતા છે. તે પરથી, માણસનાં શરીર, બુદ્ધિ, ધર્મ, સમાજવ્યવસ્થા વગેરેનો ભૌતિક ક્રમમાં વિકાસ કેવી રીતે થયો હશે, એ વિષે કલ્પનાઓ બાંધવામાં આવે છે. તેથી, મનુષ્ય અને મનુષ્યેતર પ્રાણીમાં ક્રમભેદ જ નહીં પણ ગુણભેદય છે એ તેમાં વીસરાયું છે. આથી વિકાસશાસ્ત્રમાં પૂરેપૂરી સંબદ્ધતા અને સુસંગતિ નથી મળતી. બુદ્ધિનો ઊગમ, ધર્મબુદ્ધિની માણસની ખાસિયત વગેરે માણસના આધ્યાત્મિક ગુણોની હયાતી, પ્રાણીવિકાસના કાયદા પ્રમાણે, બંધબેસતી નથી આવતી. જેને તે શાસ્ત્રમાં (missing link) 'ખૂટતી કડી' કહે છે તે મનુષ્ય મનુષ્યેતર વચ્ચે ભૌતિક સાંકળ રચી બતાવવામાં ખૂટે છે.

ઉપરાંત, એક બીજો કોયડો પણ, આવો ભૌતિક કાયદો સાચો માનીએ તો, આવે છે. તે મનુષ્યની અમર્યાદ વિકાસ કરવાની શક્તિ છે. ભૌતિક વિકાસનો સમય, ભૂસ્તરવિદ્યા અને મનુષ્યવિજ્ઞાન (anthropology)ની મદદથી, નક્કી કરવામાં આવે છે. તે પરથી એમ બતાવવામાં આવે છે કે, વિકાસક્રમમાં નોંધવા લાયક ફેરફાર થતાં કરોડો વર્ષ લાગે છે. જેમ કે, જળચર પ્રાણીએ સ્થલચર બનતાં કરોડો વર્ષ લીધાં હશે એમ મનાય છે. પરંતુ મનુષ્યસમાજનો વિકાસ તો એક પેઢીમાં પણ ભારે મોટો થઈ શકે છે. જો મનુષ્યને ભૌતિક

કાયદો લાગે તો આમ ન બનવું જોઈએ. પરંતુ તે બને છે તેની ના ન પાડી શકાય. ગીતાકાર તો એવો દાવો કરે છે કે,

"अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
क्षिप्रं भवति धर्मात्मा . . . ॥

ભારે દુરાચારી માણસ પણ જો અધ્યાત્મના કાયદાનું શરણુ લે તો તે ઝપાટામાં ધર્માત્મા બને છે." સુરદાસ, અજામીલ વગેરેને તેના દાખલા તરીકે આપી શકાય.*

આ ઉપરથી ચોખ્ખું દેખાય છે કે, માણસ માટે ભૌતિક કાયદાથી વિચાર કરવો એ ભૂલ છે અને ભ્રામક નીવડે છે. તેનાથી મનુષ્યસમાજની સંપૂર્ણ સમજ નથી મળતી. તેથી કરીને આલ્ફ્રેડ વૉલેસ નામના પ્રખ્યાત વિકાસવાદી વૈજ્ઞાનિકે અધ્યાત્મનો કાયદો સ્પષ્ટ શબ્દોમાં સ્વીકાર્યો છે. તેના 'Social Environment and Moral Progress' નામના પુસ્તકમાં તે જણાવે છે કે, મનુષ્ય-પ્રાણીના ભૌતિક વિકાસના પ્રવાહમાં —

* ત્વરિત સામુદાયિક વિકાસનો દાખલો જોઈએ તો જાપાનનો આપી શકાય. ક્યાં ૧૮૫૩ સુધીની તેની મધ્યયુગીન દશા અને ક્યાં આજની પાશ્ચાત્ય ઢબની અર્વાચીનતા! આ બનવાનું કારણ જાપાનના પ્રજાકીય આત્માની જાગ્રત શક્તિ જ છે. તેવો જ બીજો દાખલો ૧૯૧૪ના જર્મનીનો આપવામાં આવે છે. બેન્જામિન કિડ તે વિષે કહે છે, "યુદ્ધની પુરાણી પરંપરા તાજી કરી તે દુર્ભાગ્યની વાત છે. છતાં પાશ્ચાત્ય જનતાના ધ્યાન પર જર્મનીએ પ્રથમ આણ્યું કે, એક આખી પ્રજા એક જ પેઢીમાં ચારિત્ર્યનો, દૃષ્ટિનો અને આદર્શનો પલટો કરી શકે. આ વસ્તુ નિર્વિવાદ છે અને તેનું મહત્ત્વ સંસ્કૃતિને માટે ભારે મોટું છે." ૧૯૧૫થી માંડીને હિંદુસ્તાનની જનતાનો પલટો પણ આવી જ જાતનું દૃષ્ટાંત છે. અને તે અહિંસાના ધોરણ પર છે એ મોટી વાત છે. વ્યક્તિના આત્માની જેમ, પ્રજાનો આત્મા જાગ્રત થાય તો પાશવતાનાં અનેક પડો ભેદતાં વાર ન લાગે.

**તા. ક:** ૧૯૩૧માં ઉપરનું લખ્યા બાદ, આજ ૧૯૪૭માં એ બેઉ દેશો 'યુદ્ધની પુરાણી પરંપરા'ની આક્રમણ નીતિને લઈને ખુવાર થયા છે. તેથી ત્વરિત વિકાસના દાખલામાં તો હાનિ નથી થતી; પરંતુ એ પરથી ઊલટું એ પુરવાર થાય છે કે, અહિંસા કેટલી જરૂરી વસ્તુ છે.

"આધ્યાત્મિક તત્ત્વનો ઉમેરો થયો અને તેથી જ માણસ પોતાના બૌદ્ધિક અને નૈતિક વિકાસને માર્ગે પ્રયાણ કરી શક્યો ને તેણે કુદરતની શક્તિઓ પર અદ્‌ભુત સ્વામિત્વ મેળવ્યું. . . . આખી મનુષ્યજાતે આ તત્ત્વની અભિવૃદ્ધિ સંપાદન કરી, અને તેને લીધે જ તદ્દન થોડા સમયમાં — કદાચ થોડીક પેઢી કે એક જ પેઢીમાં — શુદ્ધ માનવી વિકાસને માર્ગે તે વળી."

મનુષ્યનો બીજાં પ્રાણીઓથી ખાસ વિકાસ આ આધ્યાત્મિક તત્ત્વને જ આભારી છે. તેથી, એ તત્ત્વને વળગી રહેવામાં જ મનુષ્યની માણસાઈ રહેલી છે. અને સત્યાગ્રહ આ જ વસ્તુને જણાવનારો સિદ્ધાંત છે: લડવું એ પાશવ કાયદો છે, આપણી અંદરના તત્ત્વને ઇન્કારનાર છે; તેનો ત્યાગ કરવામાં મનુષ્યનો સાચો વિકાસ સમાયલો છે.

આ આધ્યાત્મિક તત્ત્વને લીધે, ઉપર ઉપરથી માણસમાં સ્વાર્થ દેખાવા છતાં, તેની ઓથે પરમાર્થવૃત્તિ રહેલી હોય છે. પ્રો. મેકડૂગલ તેના 'સમૂહમાનસ'ના પુસ્તકમાં જણાવે છે,

"નોખી વ્યક્તિ તરીકે માણસ સુખે રહી શકતો નથી. મોટા સમૂહમાં એક બનીને રહેવું, તેનાં મન, ભાવનાઓ અને આત્મપ્રતીતિ તથા કાર્યોમાં ભાગ લેવો, તે બધાંની સાથે એકરૂપ બની વૈયક્તિક ભાર, નિર્ણય કરવાની જવાબદારી અને પ્રયત્નનો પોતાનો બોજો હળવો કરવો — આ બધાની માણસ ઇચ્છા કરે છે, તેને માટે ઝંખે છે અને તે મેળવવા મથે છે."

આ જે મોટા સમુદાયના અંગ બનવાની ભૂખ તથા તેને માટે મથવાનો આનંદ એ જ સામાજિક પ્રગતિનું રહસ્ય છે અને સામુદાયિક સત્યાગ્રહનું પ્રેમબળ છે.

પ્રો. વિલિયમ જેમ્સ આ ભૂખને 'આદર્શ સામાજિક કે પરહિતચિંતક વૃત્તિ' કહે છે. માણસ જાણે કે ન જાણે, પરંતુ દરેકના હૃદયમાં એ રહેલી છે. એ વૃત્તિ ઈશ્વરી છે. હમેશાં તે માણસને સર્વોદયની ભાવના શીખવે છે. એ વૃત્તિ એટલી બધી પ્રબળ છે કે કદી તે માણસના હૃદયમાંથી નીકળતી નથી. સત્યાગ્રહમાં આપણે જેને અંતર્નાદ અથવા અંતરાત્માનો અવાજ કહીએ છીએ, તેની સાથે આ વૃત્તિ સરખાવી શકાય. સત્યાગ્રહી પણ માને છે કે, ગમે તેવા માણસમાં

પણ આ દિવ્ય વૃત્તિ છે જ અને તેને જગવી શકાય. એ જો જાગે તો મનુષ્યમાં અમર્યાદિત વિકાસની શક્તિ આવે.

આથી જ સત્યાગ્રહમાં અહિંસા પણ તેના અવિભાજ્ય અંગ તરીકે મૂકવામાં આવે છે. અત્યારે અનિષ્ટ કરી રહેલો માણસ પાપી લાગે છે, પણ તેનામાંય મારી જ પેઠે પૂર્ણાત્માની શક્તિ પડેલી છે. તે જો જાગે તો ગમે તે ક્ષણે તે પુણ્યાત્મા બની શકે. એટલે, પાપનો વિરોધ કરવામાં પાપીને પણ ભેગો લેવો એ અબુદ્ધિ જ ગણાય. મારો ધર્મ પાપને દૂર કરવાનો છે; અને તે અસહકાર દ્વારા સંપૂર્ણ દૂર કરી શકાય છે. તો પછી પાપીને મારવો એ ભૂલ જ ગણાય ને અધર્મ થાય. અને તેમ પાપીને મારતાં પણ પાપનો અંત તો ન જ આવે. પાપ તો અક્ષત જ રહી જાય છે. આ વિચારપરંપરામાંથી અહિંસા જન્મે છે.*

આમ સત્યાગ્રહમાં આત્માની શક્તિ અને તેના ઉપસિદ્ધાંતરૂપે અહિંસાની આવશ્યકતા એ મૂળ માન્યતારૂપે છે.

૩

## સત્યાગ્રહની શોધ

"એક એવી આશા આપણામાં રહેલી છે કે જે હમેશાં આપણા આજના ટૂંકા અનુભવની આગળ જ રહે છે. આ આશા આપણામાં રહેલ અનંતતાની અમર શ્રદ્ધા છે. આપણી ગમે તેટલી અશક્તિઓ પણ તે કાયમી છે, એમ એ આશા કદી સ્વીકારતી નથી. પોતાના વિકાસની મર્યાદા જ તે નથી આંકતી. ઈશ્વર અને માણસનું ઐક્ય સિદ્ધ કરવા સુધીની તે હિંમત કરે છે અને (વિશેષ વાત તો એ છે કે) એનાં ગમે તેવાં પ્રગલ્ભ સ્વપ્નો પણ રોજ સાચાં કરતાં જાય છે."
— ટાગોર

સત્યાગ્રહની 'શોધ' એમ કહેવું એ જરા વિચિત્ર છે ખરું, કેમ કે શરીરબળની જેમ આત્મબળ એ અનાદિ કાળથી ચાલતું આવેલું

* આ વિષે વધારે જાણવા માટે જુઓ ગાંધીજી કૃત 'મંગળપ્રભાત'માં અહિંસાનું પ્રકરણ.

બળ છે. દરેક દેશમાં અને દરેક પ્રજામાં એના દાખલા મળી આવે. દરેક ધર્મ શાંતિનો અને સબૂરીનો મહિમા ગાય છે. આખું સમાજતંત્ર જ, એક રીતે જોતાં તો, અહિંસા શીખવવા અને સાચવવા સારુ રચાયું છે, એમ કહેવામાં કશું ખોટું નથી. સામાજિક વિકાસની પ્રથમ શરત જ અહિંસા છે, એ સહેજે વિચારવાથી જણાય છે. આવા સનાતન સત્યની 'શોધ' કેવી રીતે હોય?

આમ છતાં, એક અર્થમાં તેની શોધ કહી શકાય. દરેકમાં આત્મા હોવાથી આત્મબળ પણ દરેકમાં છે. પણ તેના વિકાસની માત્રા દરેકમાં જુદી જુદી છે. દરેક પ્રેમબાણથી વીંધાયા વગર ન રહે, કેમ કે ઐક્ય યા પ્રેમ આત્માનું લક્ષણ છે. પણ તેમ વીંધવાની આત્માની શક્તિ ઓળખીને તેને પુરુષાર્થપૂર્વક વિકસાવવા સહુ સરખી રીતે મથતા નથી. તેથી આપણાં બધાં કામોમાં પ્રેમબળ જ હોય છે એમ નથી. સહેલાઈથી પ્રતીત થતા શરીરબળને પણ વાપરવાની જડતા સમાજમાં જોવામાં આવે છે. આપણે જોયું કે, વૈયક્તિક અને કૌટુંબિક ક્ષેત્રોમાં પ્રેમબળ વપરાય છે, પણ સમાજના સામુદાયિક ક્ષેત્રમાં તેટલું નથી વપરાતું. તેથી જેટલે દરજ્જે સત્યાગ્રહનો સિદ્ધાંત આત્મબળની સાર્વત્રિક વ્યાપ્તિની પ્રતીતિ કરાવનાર નીવડ્યો છે, તેટલે દરજ્જે તે, સનાતન હોવા છતાં, ભાષામાં 'શોધાયો' એમ કહેવામાં વાંધો નથી. એ અર્થમાં આપણે સત્યાગ્રહની શોધ આ પ્રકરણમાં વિચારવા ધારીએ છીએ. ગાંધીજીએ અનેક વાર કહ્યું છે કે, સત્યાગ્રહ કોઈ નવીન તત્ત્વ નથી; તે તો માત્ર, નવી પરિસ્થિતિમાં સનાતન એવું પ્રેમનું અથવા અહિંસાનું જ તત્ત્વ છે. નવી પરિસ્થિતિમાં એ પુરાણા તત્ત્વને તપાસવું એ પણ શોધવા સમાન છે. એ તત્ત્વનો વિકાસ કેવી રીતે થયો તે ટૂંકમાં આપણે અહીં સમજીશું,

૧

અંગ્રેજ નીતિશાસ્ત્રી ટૉમસ ગ્રીનનું આ વાક્ય છે: "પડોશી પ્રત્યેની ફરજનું ભાન નહીં, પણ કોને મારો પડોશી ગણવો એ વ્યવહારનો પ્રશ્ન જ ફરતો રહ્યો છે." કોઈ કાળે ઇતિહાસમાં એમ મનાતું નહીં જડે કે, પડોશી પ્રત્યે પ્રેમધર્મ એ ફરજ નથી. પરંતુ

દરેક જમાનામાં, કોણ મારો પડોશી છે, એ નક્કી કરવામાં જ ફેર પડતો રહ્યો છે. એટલે એવું બનતું આવ્યું છે કે, અમુક લોક સ્વજન મનાય છે અને બીજા પરજન ગણાય છે: સ્વજન પ્રત્યે પ્રેમ અને પરસ્પરભાવ કેળવાયો છે અને પરજન પ્રત્યે કશી જ ફરજ નહીં, અથવા શત્રુત્વથી જોવું કે લાભદૃષ્ટિથી જોવું કે ઉપેક્ષાથી વર્તવું, એમ બન્યું છે. પરંતુ એમ કરવામાં પણ જગત ફાવ્યું નથી: પ્રેમના અચૂક કાયદે પોતાનો પ્રભાવ બતાવ્યો જ છે. અનેકવિધ કારણો એકઠાં થઈને આ સ્વજનનો ગોળ વધતો ગયો છે અને પરજનની સીમા ઘટતી ગઈ છે. અનેક પરજનપરાભવ કરી જનારા સામ્રાજ્યવાદી શસ્ત્રધારીઓ તો ક્યારના કાળબળને વશ થઈ ચૂક્યા છે. પણ તેમની ભોગૈશ્વર્યવૃત્તિએ અજાણપણુમાં મનુષ્યસમાજની જે વિસ્તારમર્યાદા વધારી મૂકી, તેનો વારસો પ્રેમધર્મના વિસ્તારમાં પરિણમ્યો છે. પણ ઇતિહાસની એ બાજુમાં આપણે અહીં વધારે ન ઊતરી શકીએ. એમાંથી એટલું જ જોઈ લઈએ કે, પ્રેમધર્મનો આદેશ ઇતિહાસના આદિકાળથી આપણને મળી ચૂક્યો છે; ઇતિહાસ એ આદેશના વધારે ને વધારે વિકસતા આવતા પાલનની વેદનાની નોંધ છે.

૨

આ આદેશનું શુદ્ધ સ્વરૂપ પ્રથમ આપણા દેશમાં પ્રગટ્યું એ ઐતિહાસિક સત્ય છે. આપણા દેશને ધર્મભૂમિ કહેવામાં આવે છે તેમાં, એ જોતાં, જરાય અતિશયોક્તિ નથી. આજે આપણી પતિત દશામાં પણ એ જ આદેશનું આગળનું પગલું પાળી બતાવવા તત્પર થઈને આપણે એ દાવો વધારે સિદ્ધ કરીએ છીએ. जीवो जीवस्य जीवनम्—જીવ જીવોને ખાય છે અને જીવન નભે છે, એ રહસ્ય આપણે જૂના કાળથી જાણ્યું છે. પણ પશ્ચિમમાં જેમ ડાર્વિનની એને જ મળતી 'બળિયાના બે ભાગ'ની શોધ પરથી શરીરબળનું પ્રાધાન્ય ધટાવવામાં આવ્યું, તેમ આપણા દેશમાં ભૂલ ન થઈ. આપણે ત્યાં એમ બન્યું કે, તે અપાર હિંસામાં પણ સૂત્રરૂપે અહિંસા રહેલી છે, એમ ઋષિમુનિઓએ જોયું અને શીખવ્યું.

આનો સુંદર દાખલો द द दની નાનકડી પણ લાક્ષણિક આખ્યાયિકા છે. પ્રજાપતિ પાસે દેવ, મનુષ્ય અને અસુરો શિષ્ય બનીને ગયા. પ્રજાપતિએ ત્રણેને ઉપદેશ આપ્યો કે द, द, द; પછી વારાફરતી પૂછ્યું, "શું સમજ્યા?" દેવોએ જવાબ આપ્યો, 'દમ — આત્મદમન જીવનનું રહસ્ય છે.' મનુષ્યોએ કહ્યું, 'દાન' અને અસુરોએ કહ્યું, 'દયા.' પ્રજાપતિએ જોયું કે ત્રણે પોતપોતાના અધિકારાનુસાર સાચું સમજ્યા છે. ત્રણે શિષ્યોને 'સાચા છો' કહી, આશીર્વાદ આપી પ્રજાપતિએ વિદાય કર્યા. દમ, દાન, અને દયા એ ત્રણ ભાવો, અધિકારભેદ બાદ કરીએ તો, એક જ આત્મૈક્યની ભાવનાના પ્રકાર છે એ સમજવામાં મુશ્કેલી નથી આવતી. અને ત્રણેમાં અહિંસા અનુસ્યૂત રહેલી છે.

છાંદોગ્યોપનિષદ જૂનામાં જૂનાં ઉપનિષદોમાંનું એક છે. તેનો આ મંત્ર છે: अथ यत् तपो दानमार्जवमहिंसासत्यवचनमिति ता अस्य दक्षिणा: ॥

"તપ, દાન, આર્જવ, અહિંસા અને સત્યવચન તેની દક્ષિણા છે." દેવકીપુત્ર કૃષ્ણને માનસિક યજ્ઞનો ઉપદેશ આપતાં ઘોર અંગિરસ ઋષિ આ ગુણોને દક્ષિણા તરીકે વર્ણવે છે.

ગીતાકારે વર્ણવેલી દૈવીપસંદને આ મંત્રમાં આપણે મૂળરૂપે જોઈ શકીએ છીએ. અહિંસા જીવનનો પરમ મંત્ર છે, એ દાન, તપ, દયા, સત્ય, આર્જવ વગેરે દ્વારા આરાધવો જોઈએ, એ જાતનો ધ્વનિ આપણને ઉપનિષદોમાંથી મળે છે. ગીતાકારે એ ધ્વનિ પકડીને આ સામાજિક સત્ય કહ્યું કે, દૈવી સંપદથી મુક્તિ મળે છે ને આસુરીથી બંધન; અને હિંસામાં માનનાર આસુરી પ્રકૃતિના લોકને માટે કહ્યું કે, તેઓ નષ્ટાત્મા, અલ્પબુદ્ધિ લોક છે — પોતાનાં ઉગ્ર કર્મો દ્વારા જગતનું અહિત કરનારા તેના શત્રુ સમાન છે.

આમ આપણને અપાર હિંસામાં પણ અહિંસાધર્મ શ્રેયસ્કર અને સુખમાર્ગ છે એમ જે બતાવવામાં આવ્યું છે, તે ધર્મક્ષેત્રમાં એક અદ્વિતીય શોધ ગણાવી જોઈએ. આ શોધનું વર્ણન ગાંધીજીએ 'નવજીવન'માં (તા. ૩૧-૧૦-'૨૬) કર્યું છે તે જોવા જેવું છે:

"હવે આપણે અહિંસાનું મૂળ તપાસીએ. તેના મૂળમાં નિઃસ્વાર્થતા રહેલી છે. નિઃસ્વાર્થતા એટલે દેહાભિમાનનો સર્વથા અભાવ. દેહાભિમાન —દેહાધ્યાસ—ને લઈને જ્યારે મનુષ્યને અનેક નાનામોટા દેહોનો નાશ કરતો કોઈ ઋષિમુનિએ જોયો, ત્યારે તેના ગાઢ અજ્ઞાન વિષે ઋષિને કંપારી છૂટી, ને તેણે જોયું કે, દેહના આવરણથી મનુષ્ય પોતામાં રહેલા અમર આત્માને ભૂલી જાય છે અને આત્માનું શુભ સાધવાને બદલે પોતાના ક્ષણિક દેહનું કામ સાધે છે. તેથી તે ઋષિએ સર્વસ્વના સંપૂર્ણ ત્યાગની આવશ્યકતા જોઈ. તેણે જોયું કે, જો મનુષ્ય આત્માને એટલે સત્યને જોવા ઇચ્છે, તો તેને સારુ માર્ગ કેવળ પોતાના દેહને જતો કરવાનો છે; એટલે કે, બીજા દેહોને અભયદાન આપવાનો. આ અહિંસાનો માર્ગ."

પણ માનવસમાજે તેની જડતામાં આ અહિંસાની શોધ આત્મકલ્યાણને માટે જ ઉપયોગી માની, તેને સાધુ મહાત્માઓનો જ ધર્મ માન્યો, અને બીજાં ક્ષેત્રોમાં શરીરબળનો ઉપયોગ જેમનો તેમ ચલાવ્યે રાખ્યો. એમ શરીરબળની પ્રતિષ્ઠાને આંચ ન આવી.

૩

આ સ્થિતિમાં પહેલો સુધારો કરનાર સમ્રાટ અશોક છે. અનેક યુદ્ધ લડીને લોહીથી હાથ ખરડ્યા પછી બુદ્ધ ભગવાનનો ઉપદેશ એમને વસ્યો અને તેમણે ધર્મચક્રપરિવર્તનની આજ સુધી પણ અદ્વિતીય એવી શુભ શરૂઆત કરી. આ મહાન પરિવર્તન બુદ્ધ ભગવાનને આભારી છે. જીવનશાસ્ત્રમાં તેમણે એ શોધ કરી બતાવી કે,

"મને ગાળો દીધી, મને માર્યો, મને જીતી ગયો, મારું હરી ગયો; જેઓ એવી વાતની ગાંઠ વાળી રાખે છે તેમનું વેર શમતું નથી.

"મને ગાળો દીધી, મને માર્યો, મને જીતી ગયો, મારું હરી ગયો; જેઓ એવી વાતની ગાંઠ વાળતા નથી તેમનું વેર શમે છે.

"દુનિયામાં કદી પણ વેરથી વેર શમતું નથી, અવેરથી—પ્રેમથી શમે છે; એ સનાતન ધર્મ છે."

(ધમ્મપદ, ૧–૩–૫)

સત્યાગ્રહની શોધનું આ બીજું પગથિયું ગણાય. અહીં આપણે એ શોધાયેલું જોઈએ છીએ કે, હિંસાથી હિંસા જન્મે છે અને દુઃખ આવે છે, તેમ જ અહિંસાથી અહિંસા પ્રગટી સુખ તથા શાંતિ વધે

છે. સત્યાગ્રહના માનસશાસ્ત્રનો આ મોટામાં મોટો સિદ્ધાંત છે. યુદ્ધ આદરનારા, શરીરબળનો આશ્રય લેનારા પણ તેમ કરીને માગે છે તો શાંતિ અને સુખ તથા મેળ જ. તેમને આ શોધ જણાવે છે કે, તમારું તેમાં અજ્ઞાન છે; યુદ્ધથી યુદ્ધ વધશે, શાંતિ નહીં આવે, એ મનુષ્યસ્વભાવનો કાયદો છે. જીવ જીવનું જીવન છે એ જગતમાં વસ્તુસ્થિતિ છે, એમાં આપણી લાચારી છે. પરંતુ અજ્ઞાન અને ક્રોધને વશ થઈનેય આપણે ઘણું દુઃખ વેઠીએ છીએ, એ નિવાર્ય છે. એના મૂળમાં ભોગૈશ્વર્યની તૃષ્ણા રહેલી છે. તે તૃષ્ણા જો કાઢી નાંખીએ તો દુઃખ જાય. એ કાઢવાનો માર્ગ અષ્ટવિધ સમ્યગ્‌વિધાન* છે એમ ભગવાન બુદ્ધે કહ્યું.

વેરઅવેરનો આ કાયદો ભગવાન બુદ્ધે બીજી જગાએ વધારે સરળતાથી વર્ણવ્યો છે. તે જણાવે છે:

"इति खो आनन्द, वेदनम् पटीच्च तण्हा, तण्हम् पटिच्च परियेसना, परियेसनम् पटिच्च लाभो, लाभं पटिच्च विनिच्छयो, विनिच्छयं पटिच्च छन्दरागो, छन्दरागम् पटिच्च अज्झोसानम्, अज्झोसानम् पटिच्च परिग्गहो, परिग्गहम् पटिच्च मच्छरियम्, मच्छरियम् पटिच्च आरक्खो, आरक्खाधिकरणम् दंडादान — सत्थादान — कलह — विग्गह — विवाद — तुवंतुव — पेसुञ्ञ — मुसावाद अनेके पातका अकुसला धम्मा भवन्ति।

"એ પ્રમાણે હે આનંદ, સુખદુઃખના અનુભવથી તૃષ્ણા ઉત્પન્ન થાય છે. તૃષ્ણાને લીધે સુખાદિ સામગ્રીની પર્યેષણા ઊપજે છે; પર્યેષણામાંથી પ્રાપ્તિની ઇચ્છા દૃઢ થાય છે. તે ઇચ્છામાંથી વિનિશ્ચય; વિનિશ્ચયમાંથી આસક્તિ અને રાગ ઉત્પન્ન થાય છે; તેમાંથી અધ્યવસાય (સંકલ્પ) ઉત્પન્ન થાય છે; તેમાંથી પરિગ્રહ; પરિગ્રહને લીધે માત્સર્ય (અદેખાઈ); માત્સર્યમાંથી રક્ષણ કરવાની

* બૌદ્ધ ગ્રંથોમાં તેને 'આર્ય અષ્ટાંગિક માર્ગ' કહે છે. તેનાં આઠ અંગો નીચે પ્રમાણે છે:—સમ્યગ્ દૃષ્ટિ, સમ્યક સંકલ્પ, સમ્યગ્ વાચા, સમ્યગ્ કર્માન્ત, સમ્યગ્ આજીવ, સમ્યગ્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ, સમ્યક્ સમાધિ. આને 'મધ્યમ માર્ગ' પણ કહે છે. બુદ્ધ ભગવાનનાં ચાર આર્યસત્યોમાંનું આ છેલ્લું છે. એના વર્ણન માટે જુઓ અ૦ કોસંબીનું 'બુદ્ધ, ધર્મ, અને સંઘ.'

ઇચ્છા; તેને માટે દંડ અને શસ્ત્રનો સ્વીકાર, કલહ, વિગ્રહ, વિવાદ, તૂંતાં કરીને બોલાબોલી, છલકપટ, જૂઠાણું વગેરે અનેક પાપજનક અકુશળ ધર્મો ઉદ્ભવે છે.'' ('દીઘનિકાય' માંથી)

ગીતાના જે શ્લોકોએ* ગાંધીજી ઉપર ભારેમાં ભારે અસર કરી એમ પોતે આત્મકથામાં કહે છે, તે શ્લોકોના ભાષ્યરૂપ આ બૌદ્ધ કથન છે. જે સત્ય ગીતાકાર આધ્યાત્મિક જીવનમાં ઘટાવી દેખાડે છે તે જ સત્યને ઉપરના 'દીઘનિકાય'માંથી આપેલા ઉતારામાં બુદ્ધે સામાજિક જીવનમાં ઘટાવી બતાવ્યું છે. બુદ્ધ ભગવાનની આ શોધને આપણે સત્યાગ્રહની શોધનું બીજું પગથિયું કહ્યું છે. તે શી રીતે એ જરા લંબાણથી સમજવાની જરૂર છે.

## ૪

આપણે જોયું કે, ઋષિમુનિઓનું દર્શન જીવનમાત્ર પરથી હતું. આખા વિશ્વનો વિચાર કરીને તેમણે કહ્યું કે, અપાર હિંસાથી ભરેલા જગતમાં પણ ધર્મ તો અહિંસા છે. ભગવાન બુદ્ધે જનસમાજને મુખ્ય ધ્યાનમાં રાખીને પોતાનું સત્ય શોધ્યું. અને એને માટે એમણે અહિંસાને બદલે અવેર એવો નવો શબ્દ પણ યોજ્યો. આમ કરીને એમણે તત્ત્વતઃ કશું નવું શોધ્યું એમ ન કહી શકાય. પરંતુ એ જ અહિંસાના દર્શનને નવી પરિસ્થિતિમાં નવે રૂપે બતાવ્યું. એથી આપણે એને નવું પગથિયું કહી શકીએ.

આમ કરવામાં એક મોટો દૃષ્ટિભેદ પણ બુદ્ધે બતાવ્યો છે, તે સમજવાથી આ નવા પગથિયાનું મહત્ત્વ સવિશેષ સમજાશે. તેમના જમાનામાં બ્રાહ્મણધર્મનાં જે યજ્ઞયાગાદિ ચાલતાં હતાં તેની પાછળ આવો આધિભૌતિક વાદ રહેલો લાગે છે કે, મનુષ્યજીવન પર દેવોનો

---

* ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते ।
संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते ॥
क्रोधाद् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥ (२, ६२–३)

પ્રભાવ છે, તેમને યજ્ઞયાગાદિથી સંતોષીએ તો જીવન સમૃદ્ધ બનશે. નીચેનો શ્લોક આ દૃષ્ટિએ અહીં આગળ વિચારવા જેવો છે :

देवान् भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥ (गीता, ३-११)

બુદ્ધે આ આધિભૌતિક વાદને બદલે મનુષ્યનિષ્ઠાવાદ (Humanism) બતાવ્યો. તેમણે એમ જણાવ્યું કે, મનુષ્યના સુખદુ:ખનું કારણ મનુષ્ય જ છે. 'મન જ મનુષ્યનાં બંધન કે મોક્ષનું કારણ છે: મનુષ્ય પોતાનો શત્રુ કે મિત્ર છે.' તેથી જો તે સન્માર્ગે પ્રયત્ન કરે તો દુ:ખ દૂર કરી નિર્વાણપદને પામી શકે. તે સન્માર્ગ કયો તે આપણે ઉપર જોઈ આવ્યા.

આ વાદમાં મનુષ્યપ્રાણીની સ્વતંત્રતા અને શક્તિની જે કલ્પના છે તે ભવ્ય છે. ગાંધીજીએ એક જગાએ લખ્યું છે કે, "આપણે જેવા અંતરમાં છીએ તેવા જ દેખાવું અને તે પ્રમાણે વર્તવું એ ધર્માચરણનું છેલ્લું પગથિયું નથી પણ એ પહેલું પગથિયું છે. ધર્મનું ચણતર એ પાયા વિના અસંભવિત છે." આની પાછળ પણ મનુષ્યપ્રાણીમાં એ જ નિષ્ઠાવાદની કલ્પના રહેલી છે. મનુષ્ય માટે સત્યની શોધ આધિભૌતિક નથી પણ આધ્યાત્મિક છે, એમાં જે દૃષ્ટિબિંદુનો મોટો ફરક છે એ સત્યાગ્રહની શોધમાં મહત્ત્વનો માર્ગ-સ્તંભ ગણાય.

જો જોઈશું તો જણાશે કે, જ્યારે જ્યારે સમાજ ધર્મજડ બને છે ત્યારે ત્યારે તેની જડતા ખંખેરવા આવા જ એક પ્રકારના મનુષ્યનિષ્ઠાવાદનો પુનરુદ્ધાર કરવામાં આવે છે. બુદ્ધના જમાનામાં યજ્ઞધર્મથી જડ બનેલા સમાજને જગાડવાની જરૂર હતી. તે અર્થે બે મહાપુરુષો જાગ્યા : બુદ્ધ અને મહાવીર. સત્યાગ્રહની શોધમાં બુદ્ધનો ફાળો આપણે જોઈ ગયા. હવે મહાવીર સ્વામીનો જોઈએ.

બુદ્ધની જેમ મહાવીરે પણ આધિભૌતિક વાદ છોડી દઈ મનુષ્યનો પુરુષાર્થવાદ બતાવ્યો. અહિંસાધર્મનું પાલન કેટલી સૂક્ષ્મતાએ કરી શકાય, તે કરતાં કેટલે સુધી દેહાધ્યાસ અને પરિગ્રહવૃત્તિ છોડવાં જોઈએ, એ એમણે જીવી બતાવ્યું. આ બધું વૈયક્તિક જીવનમાં

અહિંસાપાલન અર્થે વિચારવાનું ખાસ રહે છે: આપણે અહિંસાની સમાજ પૂરતી મર્યાદામાં અહીં વિચાર કરતા હોવાથી, મહાવીર સ્વામીની આ દિશાની શોધમાં ન ઊતરી શકીએ. સામાજિક દૃષ્ટિએ વિચારનારાના મનમાં આ જીવદયાની દૃષ્ટિ ભેગી હોય તો કેટલીક વાર તે ઘણો ગોટાળો કરે છે, એમ પણ જોવામાં આવે છે. સત્યાગ્રહના સામાજિક પ્રયોગમાં એ દૃષ્ટિને સ્થાન ઓછું હોવાથી આપણે અહીં વિશેષ વાત કરવા નહીં રોકાઈએ. પરંતુ જેને સ્યાદ્વાદ કે અનેકાન્તવાદ કહે છે, તેનું મહત્ત્વ સમાજદૃષ્ટિએ છે તે અહીં નોંધવું જોઈએ. જૈનધર્મપરંપરામાં આ વાદનો અર્થ શો થતો હશે એ મને ખબર નથી; એ આપણે અહીં જોવો પણ નથી. સત્યાગ્રહની શોધની દૃષ્ટિએ જ આપણે તે વિચારીશું.

એ સમજવું સહેલું છે, કેમ કે રોજ અનુભવમાં આવી શકે એવું છે, કે એક જ વસ્તુના અનેક જોનારા હોવાથી તેને વિષે અનેક દૃષ્ટિઓ હોઈ શકે. દરેકનું અંતઃકરણ સરખું કેળવાયેલું નથી હોતું, દરેકના સ્વાર્થ સરખા નથી હોતા, અને એક જ વસ્તુનું નિરીક્ષણ અનેક દૃષ્ટિએ કરી શકાય. એટલે દૃષ્ટિભેદ તો રહેવાનો જ. તેથી કોઈ પોતાની દૃષ્ટિનો એકાન્તવાદ ન કરી શકે: જેમ આચરણમાં તેમ વિચારમાં પણ અહિંસાદૃષ્ટિ કે નમ્રતા હોવી જોઈએ. સ્યાદ્વાદ કે અનેકાન્તવાદ આવી દૃષ્ટિ રાખવાનું આપણને શીખવી શકે. બીજાની દૃષ્ટિ પ્રત્યે તે સહિષ્ણુતા ને સમભાવ શીખવે છે. પોતાના સત્યના મદને કારણે કેટલા બધા ઝઘડા, મતમતાંતરો જગતમાં થયાં છે? જો પ્રામાણિક દૃષ્ટિભેદ હોઈ શકે એમ માનીએ તો આ ઝઘડા ઊભા ન થવા પામે. સ્યાદ્વાદનો સિદ્ધાંત એ માન્યતા પરથી હોવાથી સત્યાગ્રહની શોધને ઉપકારક છે.

૫

આમ બુદ્ધના અવેરના સિદ્ધાંત પરથી અને મહાવીરના સ્યાદ્વાદ પરથી આપણે જનસમાજના કલહનું માનસ શું છે તે જોઈ શકીએ છીએ. એ બેઉ શોધો, ભેગી મળીને, આપણને સત્યાગ્રહનું પૂરું માનસશાસ્ત્ર સમજાવે છે કે, આચારમાં અને વિચારમાં ક્રોધનું

પરિણામ ક્રોધ આવશે, હિંસાનું પરિણામ હિંસા આવશે. એથી ઊલટું, અહિંસા કે અવેરનું પરિણામ સામેથી અહિંસા કે અવેર આવશે.

માનસશાસ્ત્રના આ સત્યમાંથી નીતિશાસ્ત્રનો નીચેનો સિદ્ધાંત જન્મે છે :

आत्मनः प्रतिकूलानि
परेषां न समाचरेत्।

'આપણને જે પ્રતિકૂલ પડે તેવું આચરણ હોય તે પારકા પ્રત્યે ન કરવું જોઈએ.' જો તેમ કરીએ તો, ઉપરના માનસશાસ્ત્રના નિયમાનુસાર, આપણને સામી પ્રતિકૂળતા જ ભોગવવી પડે. એટલે 'આપ ભલા તો જગ ભલા' એ લોકોક્તિ બનેલી છે.

આ નીતિનો નિયમ એક યા બીજે રૂપે બધા ધર્મોમાં જોવામાં આવે છે. ઈશુ ખ્રિસ્તનું સુવાક્ય તો જાણીતું છે કે, 'સામા પાસેથી જેવા વર્તનની આશા રાખીએ, તેવું પોતે તેની પ્રત્યે રાખવું.' ચીનના મહાપુરુષ કૉન્ફૂશિયસનું પણ આવું જ વાક્ય છે. તે નકારની ભાષામાં મુકાયું છે એટલો ફેર છે: 'તમારા પ્રત્યે બીજો જેવું આચરણ ન કરે એમ તમે ઇચ્છો, એવું આચરણ તમે તેની પ્રત્યે ન રાખતા.'

આ બાબતમાં ઈ. સ. પૂર્વે ત્રીજા ચોથા સૈકામાં થયેલા ચીનના તત્ત્વજ્ઞાની મેન્સિયસનાં સુવચનો ખાસ યાદ કરવા જેવાં છે. સત્યાગ્રહના નીતિશાસ્ત્રનાં જ તે વાક્યો ન હોય એવાં લાગે છે. પોતે યુદ્ધનિષેધક હતો. બુદ્ધના અવેરના સિદ્ધાંતને તે માનતો. તે કહેતો :

> "જ્યારે કોઈ માણસ બીજા માણસોને શસ્ત્રબળ વડે કબજે કરે છે, ત્યારે તેઓ તેને હૃદયથી તાબે નથી થતા હોતા. તે તાબે થાય છે એનું કારણ તો એ હોય છે કે, તેમનું બળ તેની સામે થવા જેટલું પૂરતું નથી હોતું. (પરંતુ) જ્યારે કોઈ માણસ બીજા માણસોને પોતાના ગુણ વડે વશ કરે છે, ત્યારે તેઓ ખરા હૃદયથી રાજી થાય છે અને અંતઃકરણથી તાબે થાય છે."

સાચા સત્યાગ્રહીની જેમ તે માનતો હતો કે, મનુષ્ય સ્વભાવે જ સત્યશીલ છે: "પાણી જેમ ઢોળાવ પ્રમાણે એની મેળે વહે છે તેમ સારાશ પ્રત્યે ઢળવાનો માણસનો સ્વભાવ છે." એથી તે કહે છે, "આ પોતાના સ્વભાવને પોષવો એ સ્વર્ગનો માર્ગ છે." કૉન્ફૂશિયસ કહે છે

તેમ, "સ્વભાવે બધા માણસ લગભગ સરખા છે. આચરણથી તે ભિન્ન બનતા જાય છે."

વળી ચુસ્ત સત્યાગ્રહીને શોભે એવું મેન્સિયસનું બીજું એક વાક્ય જોવા જેવું છે:

> "માણસનો સત્યશીલ અંતરાત્મા જે કરવાનું ના કહે તે એ ન કરે. . . . આ નિયમ પ્રમાણે વર્તવું એમાં એનું બધું કર્તવ્ય આવી જાય છે."

આ સંબંધી બીજું એક સુવાક્ય છે:

> "મને જીવન ગમે છે; મને સત્યશીલતા પણ ગમે છે. જો હું બેઉને ભેગાં ન રાખી શકું, તો હું જીવનને જતું કરું અને સત્યશીલતાને સાચવું."

આ ઉપરાંત સહન કરવાનું મહત્ત્વ પણ તે આમ વર્ણવે છે:

> "જ્યારે ઈશ્વર કોઈને મોટું પદ આપવા ધારે છે, ત્યારે તે પ્રથમ તેના મનને માનસિક દુઃખ દ્વારા અને તેના સ્નાયુ અને અસ્થિને મજૂરી દ્વારા કસે છે; અને તેને અત્યંત ગરીબાઈમાં આણી મૂકે છે . . . આ બધુ કરીને તે તેને બુદ્ધિનો તેજસ્વી, સ્વભાવે ખડતલ, અને પૂરો લાયક બનાવે છે." "વિષાદ અને આપત્તિમાંથી જીવન જાગે છે અને ભોગ તથા આરામમાંથી મરણ આવે છે." આવી અગ્નિપરીક્ષા પણ તેને આનંદજનક લાગે છે: "ખાવામાં જાડા ચોખા, પીવામાં પાણી, અને મારી કોણીથી વાળેલા હાથનું ઓસીકું — આ સ્થિતિમાં પણ મને આનંદ છે."

સત્યાગ્રહીનું જ વર્ણન મેન્સિયસ જાણે કરતો હોય એમ, વાચકને આ બધાં વાક્યો પરથી લાગ્યા વગર નહિ રહે. ચીનની સંસ્કૃતિ, આપણી સંસ્કૃતિની જેમ, આજ સુધી સુખેદુ:ખે ટકી રહી છે તેનું આ જ કારણ મનાય કે, આવા સાચા સિદ્ધાંત તેના પાયામાં રહેલા છે.

ધર્મ બાબત વિચાર કરવામાં, ઈશુ ખ્રિસ્તના અહિંસાપ્રચારની વાત ભૂલવી ન જોઈએ. પૂર્વ દુનિયામાં બુદ્ધનું જે સ્થાન છે, તેવું ઈશુ ખ્રિસ્તનું પશ્ચિમ દુનિયામાં ગણાય. ઇતિહાસકારો કહે છે કે, ખ્રિસ્તી ધર્મે પશ્ચિમમાં મહાન અહિંસામૂલક સંસ્કૃતિનું આંદોલન ચલાવ્યું છે. તેનું મૂળ એટલું ઊંડું રોપાયું છે કે, ત્યાંના આજના ભૌતિક જીવનમાં પણ આ તત્ત્વ નાશ નથી પામી શક્યું. ઈશુ

ખ્રિસ્તનું જીવન આદર્શ સત્યાગ્રહીનું છે એ કહેવાની જરૂર નથી. પોતાના સત્યને ખાતર શૂળી (ક્રૂસ) પર ચઢવું એ સત્યાગ્રહની અવધિ છે. એ તેમનો સત્યાગ્રહ આજે લગભગ અરધી દુનિયાનો ધર્મ મનાયો છે.

૬

ઇસ્લામનો આ બાબત શો ઉપદેશ છે તે વાચકને જાણવાની ઇચ્છા થશે. ઘણા લોકનું એવું માનવું જોવામાં આવે છે કે, ઇસ્લામમાં ક્ષમા, નમ્રતા, સહિષ્ણુતા વગેરે અહિંસામૂલક ગુણને સ્થાન ઓછું છે. આમાં ઇસ્લામનું અજ્ઞાન જ કારણ હોય છે. એ અજ્ઞાન તો બીજી ઘણી ઘણી ગેરસમજો ઊભી કરે છે. આપણે અહીં કુરાનમાંથી ઉતારા દ્વારા એ ગુણોનું સ્થાન જોઈશું.

ધર્મપ્રચાર કે વિચારવિનિમય કરવામાં કેવી નીતિ હોવી જોઈએ તે પ્રથમ જોઈએ. 'ધર્મના વિષયમાં બળજોરી ન રાખો.' 'જો તારા ખુદાએ મરજી કરી હોત તો દુનિયા પર છે તે બધા જ લોક એકી-સાથે (ઇસ્લામમાં) શ્રદ્ધા રાખી હોત. પણ માણસો (ઇસ્લામમાં) શ્રદ્ધાળુ બને તેટલા સારુ શું તમે તેમના પર બળાત્કાર કરશો? અને એક આત્મા શ્રદ્ધાવાન બને તે તેના હાથની વાત નથી; તે તો ખુદાની મરજીની વાત છે. જેઓ નથી સમજતા તેમના પર તે (નાસ્તિકતા)ની અશુદ્ધિ નાખે છે.' (અહીં આગળ ગીતાનો આ શ્લોક સરખાવવા જેવો છે: सर्वस्य चाहम् हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च। (૧૫:૧૫)

પ્રચારનો રસ્તો આવો હોવો જોઈએ: 'ડહાપણપૂર્વક વાત કરીને અને માયાભર્યા ઉપદેશથી ખુદાને માર્ગે તું નોતર. વધારેમાં વધારે માયાળુ રીતે તેમની સાથે વાદવિવાદ કર. અને તેઓ જે કહે તે ધીરજથી સહન કર અને શોભાભરી રીતે તેમનાથી છૂટો પડ.' 'દરેક પ્રજાને તેના તેના ખાસ ભકિતના માર્ગ અમે નિયત કર્યા છે તે મુજબ તેઓ ચાલે છે. તેથી તારી જોડે તેમને તકરાર કરવા ન દેતો, પણ તારા ખુદાનો આશ્રય લેવા તેમને નોતર. તું તો ખરેખર સન્માર્ગે દોરાયો છે. પણ જો તેઓ તારી જોડે વાદવિવાદ કરે તો કહેજે કે, તમે શું કરો છો તે ઈશ્વર સારી પેઠે જાણે છે. ઇસ્લામમાં શ્રદ્ધાવાળાઓને કહેજે કે, જેઓ કયામતના દહાડાની રાહ નથી જોતા તેમને ક્ષમા કરે.'

આ પરથી, ધર્મપરિવર્તનમાં બળાત્કાર ન હોય એ સ્પષ્ટ વાત દેખાય છે. પરંતુ જો ધર્મરક્ષણનો સવાલ આવે, તો જેહાદ અથવા ધર્મયુદ્ધનુ કુરાનમાં વિધાન કરેલું છે. પરંતુ તેથી કરીને, ધર્મપરિવર્તનનો જે સિદ્ધાંત આપણે ઉપર જોયો તેને વાંધો નથી આવતો. પાપીને ન્યાય આપવો અને તે તેના પાપની બરાબર હોય, વધારે ન હોય: એ ઇસ્લામનું ફરમાન લાગે છે. પરંતુ ત્યાં પણ પાપીને તેના પાપની જો ક્ષમા અપાય તો તે ઉત્તમ છે એમ બતાવ્યું છે. એટલે કે, આ કરવું વિરલ છે એમ ગૃહીત લીધું છે. પણ તેથી તેનો ઉપદેશ અહિંસા કે ક્ષમાનો જ છે. તે માનવામાં બાધ નથી આવતો. "પાપનો બદલો તેની ભારોભાર શિક્ષા છે. પરંતુ જો કોઈ પણ ક્ષમા આપે અને સુધારે, તો ખુદા તેનો તેને બદલો આપશે; કેમ કે તે અન્યાયીને ચહાતો નથી." ન્યાયને માટે કુરાન કહે છે, "હે મુસ્લિમો, ન્યાયને ચુસ્તપણે વળગી રહો . . . પોતાની જાત વિરુદ્ધ, માતાપિતા, વિરુદ્ધ, જાતભાઈઓ વિરુદ્ધ તે હોય, કે પક્ષ ગરીબ હોય કે તવંગર, તોપણ વળગી રહો . . . કદાચ સત્યના માર્ગથી ભ્રષ્ટ થાઓ, માટે મનોવિકારને ન અનુસરો." આ પરથી વાચક જોશે કે ઇસ્લામનો ઉપદેશ સત્યાગ્રહનો વિરોધી નથી.

પારસીધર્મના આદિપુરુષ અશો જરથુષ્ટ્રનો ઉપદેશ અશાઈ એટલે કે પવિત્રતાની ઉપાસના કરવી અને ઓરમઝદ અને અહરિમાન વચ્ચે ચાલતા યુદ્ધમાં ઓરમઝદનો દૈવી પક્ષ લેવો એવો હતો. દૈવી અને આસુરી પક્ષના યુદ્ધમાં કે ઇશ્વર અને સેતાન વચ્ચેના યુદ્ધમાં ઇશ્વરનો પક્ષ માણસે કરવાનો છે, એ લગભગ બધા ધર્મો શીખવે છે. સત્યાગ્રહનું હાર્દ એ ઉપદેશમાં આવી જાય છે.

૭

આમ આપણે ટૂંકમાં જોઈ આવ્યા કે, જે અહિંસા અને તિતિક્ષાના સત્ય પર સત્યાગ્રહ રચાયો છે, તેનો સિદ્ધાંત હજારો વર્ષો પૂર્વે આપણને મળી ચૂકયો છે અને આજે પ્રચલિત ધર્મોનું તે રહસ્ય છે. છતાં એના પાલનની મર્યાદા, આપણે શરૂઆતમાં જ જોયું હતું તેમ, સમુદાય સુધી નથી પહોંચી. પરંતુ આજની દુનિયાની પરિસ્થિતિમાં

એ સ્થિતિ નહિ ચાલી શકે એ ચોખ્ખું દેખાતું જાય છે. હિંસાબળને સમુદાયવ્યવહારમાંથી બિલકુલ કાઢી, અહિંસાબળ કેવી રીતે વાપરવું તેના માર્ગ શોધવાની જરૂર દિવસે દિવસે જણાતી જાય છે. એ શોધ કરવાનું માન ગાંધીજીને ઘટે છે.

તેમણે જ એક જ જગાએ કહ્યું છે: "સત્યાગ્રહ ઘણે ભાગે કુટુંબોમાં જાણ્યે અજાણ્યે ચલાવવામાં આવે છે. પણ આપણે જડતાના બળ (inertia)ને વશ થઈને આ કાયદાનો ઉપયોગ કૌટુંબિક ક્ષેત્રની બહાર કરતાં અચકાઈએ છીએ. તેથી રાજપ્રકરણી વિષયોમાં અને સામાજિક વિષયોમાં સત્યાગ્રહ કરવાના અખતરાને મેં નવો જ માન્યો છે. એ અખતરો નવો છે એવું ધ્યાન પહેલવહેલું મરહૂમ ટૉલ્સ્ટૉયે પોતાના પત્રમાં ખેંચ્યું હતું."

ગાંધીજીને આ અખતરો કરવાનું ક્યાંથી સૂઝ્યું અને સત્યાગ્રહના સામુદાયિક પ્રયોગની શોધ તેમણે કેવી રીતે કરી તે આપણે પછીના પ્રકરણમાં સમજીશું. તે પહેલાં, આવી જાતના પ્રયોગ વિષે વિચારબળ ઉત્પન્ન કરનાર એવા મહર્ષિ ટૉલ્સ્ટૉયનો ફાળો જોઈએ.

ટૉલ્સ્ટૉયે (૧૮૨૮–૧૯૧૧) તેમના મહાનુભાવ જીવનમાં આધુનિક સમાજ માટે કેટલાંક સનાતન સત્યો શોધી બતાવ્યાં તેમાં, અહિંસાબળની બધાં જ ક્ષેત્રોમાં વ્યાપ્તિ હોવી જોઈએ, એ મોટામાં મોટું સત્ય ગણાય. એક રીતે જોતાં, એમણે પોતાનું આખું જીવન એની શોધમાં ખરચ્યું એમ કહેવામાં વાંધો નથી. ગાંધીજીના જીવન ઉપર અસર પાડનાર થોડાઘણા મહાપુરુષોમાંના એ એક છે. તેમણે અહિંસાની આ શોધ ઈશુ ખ્રિસ્તના જીવનમાંથી કરી. પશ્ચિમના વૈભવ-પ્રધાન અને પરધનશોષક જીવન પરથી એ જોઈ ગયા કે, આજે ઈશુને એમાં સ્થાન નથી, રાજસત્તા શસ્ત્રબળની પૂજા કરે છે, અને ધર્મગુરુઓ સારીનરસી ગમે તેવી પણ સરકારનાં ગુણગાન કરે છે અને ઈશુના ઉપદેશને વફાદાર નથી રહ્યા. ઈશુનો ઉપદેશ તો આવો હતો કે, "એક ગાલ ઉપર તમાચો મારનારને બીજો ધરજે; કોઈ તારો કોટ લે તો તેને તારો ડગલો ઉપરથી આપજે; શત્રુ પર પ્રેમ કર; જે તને શાપ આપે તેને આશીર્વાદ આપ, તિરસ્કાર કરનાર પર પ્રેમ કર, ત્રાસ

આપનાર કે ઈર્ષાથી સતાવનારને માટે પ્રાર્થના કર." ક્યાં એ અહિંસાનો ઉપદેશ અને ક્યાં આજનાં પાશ્ચાત્ય રાષ્ટ્રોની જીવનઘાતક દ્રોહમય પ્રવૃત્તિઓ! આ વિસંવાદ ટૉલ્સ્ટૉયે તેમની અદ્વિતીય શૈલીથી અનેક પુસ્તકોમાં ચીતર્યો અને વિચારજગતમાં નવું બળ જમાવ્યું. અને પોતાના જીવનમાં પણ તેમણે ભારે ધર્મમંથન જગાડ્યું. તેના નવનીતરૂપે નીચેનો તેમનો સિદ્ધાંત ગણાય:

"અપ્રતિકારનો સિદ્ધાંત એ બળાત્કારનો સિદ્ધાંત નથી; એ તો પ્રેમ અને મેળનો સિદ્ધાંત છે. એટલે બળાત્કારે તે લોકો પર ન લાદી શકાય. પશુબળને બદલે આત્મબળનો ઉપયોગ કરવો એ એનો અર્થ છે. એ તો મરજીથી જ સ્વીકારી શકાય. અને જેટલે અંશે તેમ થાય અને જીવનમાં ઉતારાય, એટલે કે, જેટલે અંશે લોકો પોતાનો વ્યવહાર હિંસાબળ વાપરવાનું છોડીને બુદ્ધિથી સામાને સમજાવીને ચલાવે, તેટલે અંશે જ મનુષ્યોના જીવનમાં સાચી પ્રગતિ સધાશે. એટલે, માણસોને એ ગમે કે ન ગમે, પણ આ સિદ્ધાંતથી જ તેઓ પરસ્પરની ગુલામી કે બળજોરીમાંથી મુક્તિ મેળવી શકે. તેઓ કબૂલ કરે કે ન કરે, ભૂતકાળમાં થયેલા કે ભવિષ્યમાં થનારા બધા જ સાચા સુધારાના મૂળમાં આ સિદ્ધાંત રહેલો છે.

"મનુષ્યજીવનને ઘડવાને માટે આ સિદ્ધાંત મૂળનિયમરૂપ છે એમ પહેલું જાહેર કરનાર ગૅરીસન હતો."

ટૉલ્સ્ટૉયનું આ દર્શન યુરોપે હજી સ્વીકાર્યું નથી. ટૉલ્સ્ટૉય પણ તે વિષે વિચાર કેળવવાથી વધુ કાંઈ કરી શક્યા નહોતા. જે ગૅરીસનનું નામ તેને પ્રથમ જાહેર કરનાર તરીકે તેમણે ઉપર જણાવ્યું છે તેમને વિષે હવે ટૂંકમાં જોઈએ.

૮

વિલિયમ લૉઇડ ગૅરીસન (૧૮૦૫–૧૮૭૯) અમેરિકાનો, ગુલામી-નિષેધનો પ્રચાર કરનાર સમર્થ સત્યાગ્રહી હતો. એક અમેરિકાવાસીએ અભિમાનમાં કહ્યું હતું કે, ગાંધીજીના સત્યાગ્રહની શોધ પ્રથમ એક અમેરિકને કરી હતી. માની લઈએ કે તેમ છે. છતાં તેનો અમેરિકાએ અમલ કરી બતાવ્યો હોત, તો સાચા અર્થમાં તે શોધ કરી કહેવાત. પણ જો તેના કહેવામાં એ ભાવાર્થ હોય કે, ગાંધીજીએ ગૅરીસનમાંથી

પ્રેરણા મેળવી હતી તો તે બરાબર નથી. ગાંધીજીનાં લખાણોમાં કોઈ જગાએ એવી માન્યતાને માટે એકરાર મળતો નથી.

પરંતુ, અમેરિકાના બીજા પ્રખ્યાત સત્યાગ્રહી હેનરી થૉરો (૧૮૧૭–૧૮૬૨) વિષે આવો દાવો કરવામાં આવે, તો તે કાંઈક પણ સાચો ગણાય. આપણે જાણીએ છીએ કે, ગાંધીજી ઉપર એમની અસર હતી. કાયદા સામે સવિનય રીતે થવાનો ધર્મ તેમણે પોતાના જીવનમાં આચરી બતાવ્યો હતો. સત્યાગ્રહને પોતાનો જીવનધર્મ બનાવનાર તે વિરલ સાધુપુરુષ હતા. તે કહેતા કે, " આપણે માણસ પહેલા અને પછી રૈયત. કાયદાને માન આપવાનો ગુણ કેળવવાની કશીયે જરૂર હું જોતો નથી. સત્યને માન આપવાની જરૂર હરહમેશ છે. મારાથી એક જ ફરજ ધારણ કરી શકાય છે, અને તે એ કે, સત્ય હોય તે જ મારે કરવું. " " જો માણસ તેના સાથીઓ જોડે જોડે નથી ચાલતો તો કદાચ તેનું કારણ એ હોય કે તે બીજા દુંદુભિનો નાદ સાંભળતો હોય. તેને તે નાદ પ્રમાણે પગલાં માંડવા દો, ભલે તે નાદ દૂરનો કે મર્યાદિત હોય. " એવા કોક ગૂઢ નાદની ધૂનમાં તેમણે આખી જિંદગી કાઢી. સરકાર નીતિવિરોધી હોય તો તેને કર આપીને પોષવી નહિ જોઈએ એવો કરબંધી સુધીનો અસહકાર આપણે એમના જીવનમાંથી જોઈ શકીએ છીએ.

ગૅરીસનનું જીવનકાર્ય ગુલામીનો નાશ કરાવવો એ હતું, પરંતુ તે શસ્ત્રબળમાં નહોતો માનતો. યુદ્ધનો તે વિરોધ કરનાર હતો. ગુલામીના મુદ્દા પર અમેરિકાનું જે આંતર-યુદ્ધ થયું તેમાં તેનો પુત્ર જોડાયો હતો. તેને તેણે ન જોડાવા સમજાવવા પ્રયત્ન કર્યો. છતાં તે જોડાયો ત્યારે તેણે તેને તેમ કરવા સ્વતંત્રતા આપી હતી. ગુલામીના નાશને માટે તેણે ગુલામીનિષેધક સંઘ સ્થાપ્યો હતો. આ સંઘની નીતિ સત્યાગ્રહી હતી. એ નીતિ દર્શાવનાર જાહેરનામું તેણે પ્રગટ કર્યું હતું, તે સત્યાગ્રહના ઇતિહાસમાં સંઘરવા જેવું છે. જરા લાંબું હોવા છતાં સત્યાગ્રહનું તત્ત્વ સમજવા તે મદદકર્તા હોવાથી તેનો મુખ્ય ભાગ અહીં ઉતાર્યો છે:

" માણસજાતનો ઇતિહાસ આવાં સત્યોના પુરાવાથી ભરેલો છે કે: શરીરબળને જોરે કોઈનો નૈતિક પુનર્જન્મ સાધી શકાતો નથી; માણસોના

પાપી સ્વભાવને પ્રેમથી જ વશ કરી શકાય છે; પૃથ્વી પરથી પાપનો પુણ્યથી જ ઉચ્છેદ કરી શકાય છે; આપણી જાતને ઈજામાંથી બચાવવા હાડમાંસના હાથ પર કે ક્ષણભંગુર મનુષ્ય પર આધાર રાખવો સલામત નથી; નમ્ર, અહિંસક, અપાર સહિષ્ણુ અને ક્ષમાશીલ બનવામાં મોટી સલામતી છે; જે નમ્ર છે તેને જ પૃથ્વીનો વારસો મળવાનો છે; હિંસક લોક જેઓ તરવારનો આશરો લે છે તે તરવારથી જ મરવાના છે. આમ હોવાથી, કાર્યસિદ્ધિની સચોટ યુક્તિ વિચારવાની દૃષ્ટિએ, તેમ જ જાન-માલની સલામતી, સામાજિક શાંતિ અને પોતાનો મનઃપ્રસાદ, તથા રાજાઓના રાજા અને માલિકોના માલિક પરમેશ્વર પ્રત્યેની વફાદારી — આ સારુ અમે અંતઃકરણપૂર્વક અહિંસાનો સિદ્ધાંત સ્વીકારીએ છીએ. અમને ખાતરી છે કે, એ ગમે તેવી નીપજી આવતી પરિસ્થિતિને પહોંચી વળી શકશે, અમારે જરૂરી એવાં બધાં સાધન-સામગ્રી તે પૂરાં પાડશે, તે સર્વશક્તિમાન બળ છે, એટલે ધસી આવતા દરેક બળ પર તે છેવટે વિજયી નીવડવાનું જ.

"જો અમે અમારા સિદ્ધાંતોને વળગી રહીએ તો અમારે તોફાની થવું, રાજદ્રોહનું તરકટ કરવું, અથવા કોઈ પણ ખરાબ કામમાં ભાગ લેવો એ અસંભવિત છે. અમે ઈશ્વરની ખાતર મનુષ્યકૃત દરેક કાયદાને વશ રહીને વર્તીશું. બાઇબલની આજ્ઞાઓથી વિરોધી લાગે એ સિવાયની બધી સરકારી આજ્ઞાઓનું અમે પાલન કરીશું, અને કોઈ પણ પ્રસંગે કાયદાના અમલનો સામનો નહિ કરીએ, અથવા કરીશું તો એના ભંગની શિક્ષાને નમ્રપણે તાબે થઈને જ કરીશું. . . .

"અમે ઉપદેશની મૂર્ખાઈ દ્વારા, ઈશ્વરને સાક્ષી રાખીને, દરેક માણસના અંતઃકરણ પાસે અમારો સ્વીકાર કરાવવાનો પ્રયત્ન કરીને ફતેહમંદ થવાની આશા રાખીએ છીએ. મુદ્રણાલય દ્વારા અમે બની શકે એટલા વિસ્તૃત ક્ષેત્રમાં અમારી ભાવનાઓનો ફેલાવો કરીશું. નામ કે સંપ્રદાયના ભેદ વિના, અમે મનુષ્યમાત્રનો સહકાર મેળવવા પ્રયત્ન કરીશું. . . .

"અમારી આગળ પડેલા મહાન કાર્યમાં પ્રવેશ કરતાં, એને આગળ ધપાવતાં, અમારી સત્યનિષ્ઠાની પરીક્ષા — અગ્નિપરીક્ષા જેવી આકરી પરીક્ષા — પણ થવાનો સંભવ છે, એનું અમને ભાન છે. એમ કરતાં અમારું અપમાન થાય, અમારા પર હુમલો થાય, દુઃખ પડે, અરે અમારું મૃત્યુ પણ થાય. અમારે વિષે ગેરસમજૂતી થશે અને તે

ફેલાવાશે; અમારી નિંદા પણ થશે તે જૂજજાજ તો નહિ જ હોય એમ પણ અમે અપેક્ષા રાખી છે. અમારી સામે તોફાનો પણ થાય. . . . અમે એના ત્રાસથી ડરવાના કે ગભરાવાના નથી. અમારી શ્રદ્ધા મનુષ્ય પર નહિ, પણ  શક્તિમાન પરમેશ્વર પર છે. માનવરક્ષણનો ત્યાગ કર્યા પછી વિશ્વજિત્ એવી એ શ્રદ્ધા સિવાય અમારે માટે બીજો કયો આધાર હોય?"

આ લાંબા ઉતારામાં વાચક સિદ્ધાંતકથન ઉપરાંત સત્યાગ્રહી કાર્યપદ્ધતિનો ઉલ્લેખ પણ જોઈ શકશે. છતાં ગૅરીસનનું કામ એક રીતે ટૉલ્સ્ટૉયની જેમ વિચારબળનું જ ગણાય. તેમનો સંઘ ગુલામોનો નહોતો; તે સંઘ દ્વારા તેમણે ગુલામોને કોઈ પણ પ્રકારની સત્યાગ્રહની લડત માટે તૈયાર કરવા નહોતું ધાર્યું. તે દૃષ્ટિએ મેં કહ્યું કે, તે સત્યાગ્રહને સમુદાયમાં ઉતારવા નહિ મથેલા, પરંતુ તેમના સંઘની નીતિ સત્યાગ્રહની હતી. એ પણ, એક રીતે, નવો પ્રયોગ હતો ખરો.

ગાંધીજીએ એથી આગળ પ્રયોગ કરી બતાવ્યો છે. સાર્વત્રિક સત્યાગ્રહ ત્યારે જ શ્રદ્ધેય નીવડે જ્યારે, શસ્ત્રબળની જેમ, તે કાર્યસાધક છે અને તેથી સત્યાગ્રહ તેનો અવેજ થઈ શકે છે, એમ બતાવી શકાય. શસ્ત્રબળની જેમ તેનું સંપૂર્ણ આયોજન (technique) ન વિચારાય ત્યાં સુધી સમાજ તેનો બહોળો ઉપયોગ નહિ કરે. ગાંધીજીએ આ જરૂર પૂરી પાડી છે. અહિંસાના આચાર્યોના આ સિદ્ધાંતનો ઉપયોગ વૈયક્તિક અને કૌટુંબિક ક્ષેત્રમાં જ નહિ, પણ સામુદાયિક વ્યવહારમાં પણ સફળ રીતે કરી શકાય, તે તેમણે પ્રયોગસિદ્ધ કરી બતાવ્યું છે.

અહીં આગળ એક અપવાદની નોંધ લેવી જોઈએ. શસ્ત્રયુદ્ધનો અવેજ તે ધડી ચૂક્યા છે. પરંતુ પોલીસકામના નૈતિક અવેજ હજી એટલો સફળ એ નથી શોધી શક્યા. સમાજને ઉપદ્રવ કરે એવા ચોર ડાકુ ગુંડા વગેરે માટે કોઈ અહિંસક શસ્ત્ર તે હજી નથી શોધી શક્યા એમ જ કહેવાય. આ બાબત હંટર કમિટી આગળ આપેલી નીચેની તેમની જુબાની જાણવાથી વધારે સ્પષ્ટ થશે.

"સ૦—સત્યાગ્રહના સૂત્ર પ્રમાણે ગુનેગારોને સજા મળવી જોઈએ કે નહિ?

જ૦—ગુનેગારોને સજા કરવી એ ખોટું છે એમ કહેવા હું તૈયાર નથી. પણ તેથી વધારે સારો રસ્તો આપણી પાસે છે. સજા કરવામાં એવો ભાવ રહ્યો છે કે, બહારથી દબાણ કરીને આપણે માણસને સુધારી શકીએ. આ વાત મને યોગ્ય નથી લાગતી. પણ અત્યારે તો હું આટલું કહું એ બસ છે કે, ગુનેગારને સજા થાય તેની સામે સત્યાગ્રહી ફરિયાદ ન કરી શકે. એટલે સજાઓ વિષે સત્યાગ્રહનું સૂત્ર સરકારી અમલનું વિરોધી નથી એમ કહી શકાય.

સ૦—પણ સત્યાગ્રહના નિયમ પ્રમાણે ગુના શોધી કઢાય એવી હકીકત સત્યાગ્રહીઓ ન આપે એમ તમે કહેતા જણાઓ છો.

જ૦—હું ઉપર કહી ગયો તેમ, સત્યાગ્રહી બે ઘોડે ન ચડી શકે. સુધારણા અને પોલીસચોકી એ બે સામસામી વાત છે. બંને રાજસત્તાને મદદ કરનારાં છે, પણ દરેક જુદે રસ્તે મદદ કરે છે. સત્યાગ્રહી લોકોને વિનયી અને સ્વેચ્છાએ કાયદાને માન આપનારા બનાવે છે. પોલીસખાતું ગુનેગારોને ખોળી કાઢી, તેઓને સજા કરાવી, ગુના ઓછા કરવાની આશા રાખી રાજસત્તાને મદદ કરવાનો દાવો કરે છે. બંને પક્ષનો ઇરાદો શુભ છે.”

આમ છતાં બેઉનું દૃષ્ટિબિંદુ ભિન્ન છે. સત્યાગ્રહી નીતિથી રાજસત્તા ચલાવવા કેવી જાતનું કામ કરવું જોઈએ, એ ઉપરની જુબાનીમાં ગાંધીજી સ્પષ્ટ કહે છે કે, એ તો કેળવણીનો સવાલ છે. સત્યાગ્રહીએ પોતાના જીવનમાં કઈ રીતે વર્તવું ઘટે એ એમાંથી સમજાય છે. પરંતુ રોજ વ્યવહારમાં ઊપજતા ચોરી વગેરેના પ્રસંગોને પહોંચી વળવાને માટે જેમ શસ્ત્રયુદ્ધ માટે સત્યાગ્રહી અવેજ બતાવ્યો છે એમ, આને માટે સત્યાગ્રહનો કોઈ ઉગ્ર પ્રયોગ તેમણે નથી બતાવ્યો.

‘મંગળ પ્રભાત’ના અહિંસા પ્રકરણમાં ચોરના ઉપદ્રવ સામે અહિંસક રીતે કેમ ઝૂઝવું એ વિષે આશ્રમવાસીઓને લખેલી સૂચના જોતાં પણ ત્યાં આપણને કોઈ આ બાબતનો અમલી ઉપાય (Direct Action) દેખાડેલો નથી મળતો. સમાજમાં સત્ય અને અહિંસાના પાયા પર સંસ્કૃતિ રચવાને સારુ વ્યાપક કેળવણીનો પ્રબંધ થાય અને તેમાંથી આ પ્રશ્નનું નિરાકરણ આવી શકે, એ જ માત્ર એક ઉપાય છે. આપણે જોયું તેમ, એ પણ કેળવણીનો જ માર્ગ થયો, અમલી ઉપાય

નહિ. કેટલાંક સામાજિક દરદોના ઉપાય તો સત્યાગ્રહી સમાજ ઘડાયે જ આપોઆપ ઊકલશે એમ લાગે છે.

આમ છતાં, જે તેમણે કર્યું છે તે મહાન કામ થયું છે. આજ સુધી જે વિચારક્ષેત્રનો જ સિદ્ધાંત હતો, તેને તેમણે આચારક્ષમ બનાવ્યો છે, અને એમ કરીને, બુદ્ધ અને ઈશુ ખ્રિસ્તના જમાના પછી જગતને અહિંસાને માટે ભારેમાં ભારે હલમલાવી મૂકનાર ને તૈયાર કરનાર તે નીવડ્યા છે. પછીના પ્રકરણમાં, તેમના જીવનમાં ડોકિયું કરીને જોઈએ કે, આ વ્યાપક શોધ તેમાંથી કેવી રીતે જન્મ પામી.

૪

# સત્યાગ્રહનો જન્મ

"સરકારની સામે થવાનું આપણે કુટુંબની સામે થવાના કાયદામાંથી શીખ્યા છીએ."

"હું તો પગલે પગલે જે જે વસ્તુઓને જોઉં તેના ત્યાજ્ય અને ગ્રાહ્ય એવા બે ભાગ પાડી લઉં, અને જેને ગ્રાહ્ય વસ્તુ સમજું તે પ્રમાણે મારા આચારોને ઘડું. અને જ્યાં લગી એ પ્રમાણે ઘડાયેલા આચારો મને એટલે મારી બુદ્ધિને અને આત્માને સંતોષ આપે, ત્યાં લગી મારે તેનાં શુભ પરિણામો વિષે અચલિત વિશ્વાસ રાખવો જોઈએ." —ગાંધીજી

૧

જેમણે દુનિયાને કોઈ પણ મહાન વસ્તુની ભેટ આપી છે તેઓ સત્યાગ્રહી હતા એવો સામાન્ય સિદ્ધાંત કાઢવામાં, મને લાગે છે કે, ભૂલ નથી. અને આ વસ્તુ જન્માવવા, તેમણે ખુશીથી સ્ત્રીની જેમ પ્રસવવેદના વેઠી છે એ પણ એની સાથે જ સાચું નિરીક્ષણ છે. ગાંધીજીએ તો પોતાને માટે એ જ ઉપમાની ભાષા વાપરેલી છે. હિંદુસ્તાનમાં પહેલી વાર જેલ ગયા ત્યારે મૌનવારને દિવસે શ્રી. દેવદાસ ગાંધીને કાગળ લખતાં તેમણે લખ્યું હતું:

"મેં આજથી ઉપવાસ શરૂ કર્યા છે તે શુક્રવારે સાંજે છૂટશે. એટલું કર્યા વિના કંઈ ચાલે? સરપના દરમાં હાથ નાખવો ને આ

અવિનયમાં સવિનય ભંગ કરવો એ બંને સરખું છે. મારા ઉપવાસથી તમે ન ગભરાશો. તેની નકલ તો ન જ કરશો. જણનારીને પીડ ભોગવવી હોય છે. બીજાઓ તો તેને મદદ જ કરે. મારે પણ અહિંસા અને સત્યધર્મને જન્મ આપવો છે, એટલે ઉપવાસાદિની પીડ તો મારે જ ભોગવવી હોય. તમે બધા તો તેને સારુ શુદ્ધિ કરો ને નિર્માયેલું કામ કર્યાં કરો." (ન. જી. તા. ૭–૧૦–'૨૩)

બુદ્ધનો અવેર સિદ્ધાંત સમજતાં આપણે જોયું કે, તે એક મનુષ્યનિષ્ઠાવાદી (humanist) હતા,—દરેક સત્યાગ્રહી હોય છે. મનુષ્યનિષ્ઠાનાં બે મોટાં લક્ષણ ગણાવી શકાય: મનુષ્યની બુદ્ધિશક્તિ પર શ્રદ્ધા રાખવાનું સ્વાવલંબન અથવા, એક શબ્દમાં કહીએ તો, આત્મશ્રદ્ધા. બીજું, અંતરાત્માના અવાજ પ્રમાણે અચૂક વર્તન. ૧૯૩૧ના જાન્યુઆરીના 'હિબર્ટ જર્નલ'માં એક લેખક આ મનુષ્યનિષ્ઠાનું લક્ષણ સમજાવતાં લખે છે:

"દુનિયા પર શુભ જીવન કયું એ મનુષ્યશક્તિ વાપરીને શોધવાનો મનુષ્યનો ઇરાદો છે, એ આ નિષ્ઠાનો અર્થ થાય છે. . . . મનુષ્ય તરીકેના પોતાના ગૌરવનું ભાન ત્યારે જ બરાબર થાય કે જ્યારે પોતાના વ્યક્તિસ્વાતંત્ર્યની આવી જાગ્રત લાગણી હોય. આ મનુષ્યત્વની લાગણીમાંથી મનુષ્યનિષ્ઠાની હયાતી, તેનાં લક્ષણ અને શક્તિ જન્મે છે."

મનુષ્યનિષ્ઠા માટે આવશ્યક એવાં આત્મશ્રદ્ધા અને અંતર્નાદ પ્રમાણે વર્તવાની તીવ્ર તમન્ના વગર, આપણે ઉપર જોઈ તે સત્યપ્રસવની તીવ્ર વેદના ન સહી શકાય. સૉક્રેટીસ, બુદ્ધ, મહાવીર, ઈશુ ખ્રિસ્ત વગેરે મહાન મનુષ્યનિષ્ઠાવાદીઓમાં તે હતી. ગાંધીજીના જીવનમાં પણ આપણને એ બે લક્ષણો જોવા મળે છે. પ્રકરણને મથાળે મૂકેલા લાંબા ઉતારામાંથી એ સ્પષ્ટ જોઈ શકાય છે. એમના જીવનમાંથી તે વધારે વિગતવાર હવે જોઈએ.

## ૨

ગાંધીજીની આત્મકથા વાંચનાર આટલું તો જરામાં જોઈ શકશે કે, તે જન્મથી જ લગભગ સત્યાગ્રહી છે. નિશાળમાં ભણતા હતા ત્યારથી જ જેને તે સુધારો માને તે કરવા તૈયાર થતા, એમ આપણે જોઈએ છીએ. તે વખતના તેમના માંસાહારને તેમણે દુઃખદ પ્રસંગ

મનાવ્યો છે. છતાં તેમાં રહેલું આ સત્યાગ્રહી લક્ષણ આપણે ન વીસરી શકીએ કે, તે દ્વારા તેમને 'સુધારાપંથ'નું સત્ય અજમાવી જોવું હતું. તે કહે છે, "માંસાહાર સારી વસ્તુ છે, તેથી હું બળવાન ને હિંમતવાન થઇશ; દેશ આખો માંસાહાર કરે તો અંગ્રેજોને હરાવી શકાય: આમ હું માનતો થયો." આ માન્યતામાંથી,—પછી તે ભલે ખોટી નીવડી,—માંસાહારનો પ્રસંગ જન્મ્યો. તે સત્યાગ્રહનો જ દાખલો છે. ચુસ્ત વૈષ્ણવ કુટુંબના બાળક પોતાની માન્યતા ઉપરથી માંસાહાર કરવા સુધીની તત્પરતા બતાવવી, એ સત્યાગ્રહીની જ બહાદુરી માટે શક્ય છે.

આ માન્યતામાંથી ઊગરનાર પણ તેમનો સહજ સત્યપ્રેમ જ નીવડ્યો અને છેવટે શાકાહારની શ્રદ્ધા પણ એ જ સત્યપ્રેમનું પરિણામ છે. એને વિષે તે લખે છે,

> "જેમ અત્યાર સુધી, બધા માંસાહારી થાય તો સારું, એમ માનતો હતો, અને પ્રથમ કેવળ સત્યને જાળવવા ખાતર અને પાછળથી પ્રતિજ્ઞા જાળવવાને ખાતર જ માંસત્યાગ કરતો હતો, અને ભવિષ્યમાં કોઈ દહાડો પોતે છૂટથી ઉઘાડી રીતે માંસ ખાઈ બીજાને ખાનારની ટોળીમાં ભેળવવાની હોંશ રાખતો હતો, તેમ હવે અન્નાહારી રહી બીજાને તેવા બનાવવાનો લોભ લાગ્યો." (આત્મકથા ૧ : ૮૦)

સત્યાગ્રહ એટલે પોતે જે સાચું માનીએ તે કરીએ, એટલું જ નહિ, પણ તે કરવા દ્વારા ઉત્તરોત્તર આત્મશુદ્ધિ કરીએ, એ આ નાનકડા પ્રસંગ પરથી પણ આપણે ઘટાવી શકીએ.

આમ તેઓ આત્મશુદ્ધિની ધગશવાળા હતા એટલું જ નહિ, પણ તેમની સુધારક દૃષ્ટિ પણ ત્યારથી જ જોઈ શકાય છે. પોતે જેને સુધારો માને તેને પોતાની આજુબાજુના સ્નેહીમંડળમાં પણ મૂકે અને તેમને તેમાં સાથી બનવા નોતરે, એ એમની મૂળથી વૃત્તિ હોય એમ લાગે છે. માંસાહારી મિત્રનો સંગ પણ તેને સુધારવાને અર્થે જ બનેલો : 'તે સંગ કરવામાં મારી સુધારક દૃષ્ટિ હતી' એમ આત્મકથામાં પોતે લખે છે. દક્ષિણ આફ્રિકા જવાનાં અનેક કારણોમાં આ પણ એક હતું કે, ત્યાં જવાથી સુધારાનો અવકાશ મળી શકશે. અને ઇંગ્લંડમાં જ્યારે સાચા શાકાહારી બન્યા ત્યારે શાકાહારી ખાણું

માંસાહારી હોટલમાં ગોઠવાવ્યું એમાં પણ બીજી કઈ વૃત્તિ હતી? તે પોતે જ લખે છે, 'મને લાગ્યું કે અન્નાહારી ભોજનગૃહોમાં તો અન્નાહાર મળે જ, પણ જ્યાં માંસાહાર થતો હોય તેવા ભોજનગૃહમાં અન્નાહારનો પ્રવેશ થાય તો સારું." અને એક સ્ત્રીમિત્રને ત્યાં ખાણું લેવા ગયા, ત્યાં તેના બાળકને અન્નાહારપ્રેમી કરી મૂક્યું, એ તો ન ભુલાય એવો રસિક પ્રસંગ છે. આજે ગાંધીજીને દુનિયાના એક સર્વોત્તમ પ્રચારક ગણવામાં આવે છે તેનાં મૂળ આ તેમની વૃત્તિમાં જોઈએ તો ખોટું નથી.

બીજો એક ગુણ, તેમનો સ્વમાની સ્વભાવ, ખાસ ધ્યાનમાં લેવા જેવો છે. સ્વમાનને ઇતિહાસકાર લેકીએ એક જગ્યાએ અર્વાચીન મનુષ્યના ધર્મરૂપ બનેલો ગુણ છે એમ કહ્યું છે. સ્વમાનને ખાતર માણસ અનેક દુઃખ સહન કરે છે, ત્યાગ સેવે છે, ધર્મ પાળે છે, જાન પણ જતો કરે છે. દક્ષિણ આફ્રિકાની લડત, અને એક દૃષ્ટિએ સત્યાગ્રહની બધી લડતો, સ્વમાનને ખાતર હતી એ આપણે યાદ કરીએ, તો સ્વમાનનું જીવનદૃષ્ટિએ મહત્ત્વ આપણને સમજાશે. આ સ્વમાનની તીવ્ર લાગણી ગાંધીજીમાં મૂળથી જોવામાં આવે છે.

બાળપણમાં તે સૂક્ષ્મ શરમરૂપે દેખાય છે. સ્વમાનમાં શરમનું — પોતાનું સ્વત્વ લોપાવાની બીકનું — સ્થાન છે એ જરા પણ માનસ-પરીક્ષણ કરી શકનાર કબૂલ કરશે. તેથી તો ગાંધીજીએ આ શરમને પોતાની ઢાલરૂપ બન્યાનું વૃત્તાંત આપ્યું છે. અંગ્રેજીમાં કહેવત છે કે, 'જ્યાં દેવદૂત પણ જતાં ડરે, ત્યાં મૂર્ખ દોડી જાય છે.' આ કહેવતમાં પણ દેવદૂતની આવી શરમ જ વર્ણવી છે. આ તેમની શરમની વૃત્તિને પહેલો આઘાત, બૅરિસ્ટર બનીને આવ્યા પછી, રાજકોટના અંગ્રેજ અમલદારને તે મળવા ગયા ત્યારે પહોંચ્યો. તે પ્રસંગને તેમણે આત્મકથામાં 'पहेलो आघात' જ નામ આપ્યું છે. તેનું વર્ણન કર્યા પછી તે લખે છે, "આવી સ્થિતિમાં ફરી કોઈ દિવસ નહિ મુકાઉં, કોઈની સિફારસ આમ નહિ કરું! આ નિયમનો કદી ભંગ નથી કર્યો. આ આઘાતે મારી જિંદગીનું સુકાન બદલ્યું." આ બદલાયેલા સુકાનની દિશા દક્ષિણ આફ્રિકાની હતી. સિફારસ, ખટપટ, અને એ બધો

રાજદ્વારી મુત્સદ્દીવેડાનો પરિવાર એમના સત્યશીલ આત્માને ખૂંચે જ: "આ વાતાવરણ મને ઝેર સમાન લાગ્યું. હું મારી સ્વતંત્રતા કેમ બચાવી શકીશ એ વિચાર મને રહ્યા જ કરે." આ તેમનો સ્વતંત્ર અને સ્વમાની સ્વભાવ બતાવે છે. આ ગુણના દાખલા તો એમના જીવનમાંથી ડગલે ને પગલે મળી શકે એટલા બધા છે, એટલે અહીં વધુ લંબાણ નહિ કરીએ.

૩

આ બધી વિભૂતિઓ પણ કદાચ અવળી ઊતરત. પણ પિતાના ટેકીલા સ્વભાવ સાથે માતાનાં ધર્મપ્રેમ અને નમ્રતા તેમને વારસામાં મળ્યાં હતાં. આ તેમના ધર્મપ્રેમ અને નમ્રતાને, આજ પ્રખ્યાત બની ગયેલો પેલો શામળનો છપ્પો ચિનગારીરૂપ બન્યો. તેમના જ શબ્દોમાં એ જોવું ઉત્તમ થશે:

> "એક વસ્તુએ મનમાં જડ ઘાલી — આ જગત નીતિ ઉપર નભેલું છે, નીતિમાત્રનો સમાવેશ સત્યમાં છે. સત્ય તો શોધવું જ રહ્યું. . . . વળી એક નીતિનો છપ્પો પણ હૃદયમાં ચોંટ્યો. અપકારનો બદલો અપકાર નહિ પણ ઉપકાર જ હોઈ શકે એ વસ્તુ જિંદગીનું સૂત્ર બની ગઈ. તેણે મારી ઉપર સામ્રાજ્ય ચલાવવું શરૂ કર્યું. અપકારીનું ભલું ઇચ્છવું કે કરવું એ મારો અનુરાગ થઈ પડ્યો. તેના અગણિત અખતરાઓ આદર્યા. આ રહ્યો એ ચમત્કારી છપ્પો: . . .
>
> "ગુણ કેડે તો ગુણ દશ ગણો, મનવાચા કર્મે કરી;
> અવગુણ કેડે જે ગુણ કરે, તે જગમાં જીત્યો સહી."
>
> (આત્મકથા: ૧–૫૯)

આમ સત્ય અને અહિંસાને જિંદગીની શરૂઆતથી જ તેમણે જીવનપાથેય બનાવ્યાં છે. આ બે ગુણોમાં બીજા અનેક ગુણો આવી જાય અથવા પ્રસંગાનુસાર એની મેળે ખીલી આવે છે. ખાસ નોંધવા જેવા તેમાંના કેટલાક જોઈએ.

પહેલો ગુણ તો ગાંધીજીનું 'બાપુપણું' મને લાગે છે. 'બાપુપણું' એટલે ભારે માયાળુ સ્વભાવ, અપાર વત્સલતા. જે કોઈ તેમની પાસે આવે તે નાનું હોય તો આપોઆપ ચિરંજીવીભાવ અનુભવે એમાં જે તત્ત્વ રહેલું છે તેને મેં 'બાપુપણું' કહ્યું છે. સમાનવયસ્ક સાથે એ

ગુણ મિત્રતા રૂપે અને વડીલ પ્રત્યે પૂજ્યબુદ્ધિ રૂપે તેમનામાં પરિણમે છે. આને લીધે એમને માટે, ગીતાની ભાષામાં, કહી શકાય કે,

यस्मान्नोद्विजते लोको
लोकान्नोद्विजते च यः ।

તેમનાથી લોકો ઉદ્વેગ નથી પામતા, તે લોકોથી ઉદ્વેગ નથી પામતા. આ જે એમનો માયાળુ જીવ છે તેને જ લીધે ઘણા તેમને magnetic personality (મોહક આકર્ષણમૂર્તિ) કહે છે; એ તેમનું પ્રેમથી ઊભરાતું હૃદય જ છે. આ પ્રેમથી એક મહત્ત્વનું પરિણામ આવે છે તે તેમના જીવનને સમજવાને મંત્ર સમાન છે. તે એમની ઈશ્વરપરાયણ બની 'સંસારસું સરસા રહેવાની' વૃત્તિ.

હિંદુધર્મમાં સંન્યાસને સ્થાન છે. બૌદ્ધ અને જૈન ધર્મ તો તેને ભારે મહત્ત્વ આપે છે. એમની દૃષ્ટિએ ગાંધીજી પણ આપે છે. તેથી તો આપણે એક સંન્યાસી સાધુને શોભા આપે એવાં ત્યાગ, તિતિક્ષા, અપરિગ્રહ વગેરે તેમના જીવનમાં જોઈએ છીએ. પરંતુ દુનિયા દુઃખમય છે અને કર્મમાત્ર દોષિત છે, માટે વૈરાગ્ય ધારણ કર્યે જ મુક્તિ છે, એ ભાવ એ કદી કબૂલ નથી કરી શકતા. સ્વકર્મ કે સહજ કર્મમાંથી કોઈ છૂટી નથી શકતું, એટલે અનાસક્તિ જ છૂટવાનો ઉપાય છે, એમ તેમણે ગીતાનો અર્થ બતાવ્યો છે. તેથી તે એમ શીખવે છે કે, કોઈ પણ માણસ સમાજમાં રહ્યો સમાજના દોષથી, વનમાં જવામાત્રે, મુક્ત ન થઈ શકે. સમાજના તે દોષની હયાતીમાં તે પણ જવાબદાર છે. એ જવાબદારી તેણે અદા કરવી જોઈએ. અને તે બે રીતે થઈ શકે: એક તો તેમાં ભાગ લઈને, અથવા તેમ પોતે ન કરી શકે તો તેનો સત્યાગ્રહથી વિરોધ કરીને. એમની દૃષ્ટિએ, નિષ્ક્રિયતાની ત્રીજી ગતિ ત્યાં આગળ શક્ય નથી, કેમ કે નિષ્ક્રિયતા પણ આ જગાએ ક્રિયા જ બની જાય છે એમ તે માને છે. સત્યાગ્રહાશ્રમની નિયમાવલીમાં જ્યાં સંન્યાસની વાત આવે છે ત્યાં, તેમની આ માન્યતા આ રીતે બતાવી છે:

'આશ્રમનું જીવન ગીતામાન્ય વ્યાપક ને ભાવનાપ્રધાન સંન્યાસના આદર્શને આગળ રાખી રચાયેલું હોવાથી. . .'

આમ હોવાથી તેમના જીવનમાં (પ્રચલિત અર્થનો) સંન્યાસ નહિ પણ સેવા અને સામાજિક જવાબદારીનું અતિ સૂક્ષ્મ ભાન જોઈએ છીએ. એ જવાબદારીને કારણે બીજાના દોષમાં પોતાનો હિસ્સો ભાળી તેને માટે પ્રાયશ્ચિત્ત કર્યાના દાખલાથી તેમનું જીવન ભરપૂર ભરેલું છે. ઘણાને આ બધામાં એમ લાગે છે કે, તેમ કરીને તે સામા ઉપર અસર પાડવા માગે છે. પણ એમ નથી. એ તો એમના કાર્યનું ગૌણ પરિણામ હોય છે. તેમાં મુખ્ય રહસ્ય તો એ રહેલું હોય છે કે, પોતે જે કામ કે સેવા માથે લે છે તેને માટે પોતે અપૂર્ણ માલૂમ પડતાં, વધારે આત્મશુદ્ધિ કરવા, વધારે અંતર્મુખ થઈ ઈશ્વર પાસે શક્તિ મેળવવા માગે છે. આત્મશુદ્ધિની આ ધગશ અને સેવાશક્તિ મેળવવાની પ્રાર્થના તેમનાં કાર્યોને તેજસ્વી બનાવે છે અને આખી જિંદગીને વિદ્યાની ઉપાસનામય બનાવે છે; અને તેથી તે પ્રયોગો કરતાં પણ થાકતા જ નથી.

કોઈ પણ વૈજ્ઞાનિકને છાજે તેવો આ તેમનો પ્રયોગશીલ આગ્રહી સ્વભાવ તથા તેવી જ તીક્ષ્ણ બુદ્ધિ તેમને સતત જાગ્રત અને પુરુષાર્થી રાખે છે. આથી કોઈ પણ પરિસ્થિતિને, એક વિજ્ઞાનશાસ્ત્રીની જેમ, તે પ્રયોગશાળામાં મૂકી શકે છે અને તેમાંથી અજબ ઉકેલ લાવી શકે છે. પરિસ્થિતિનું આકલન કરવાની વારે તેમના નિર્ણયની વાર હોય છે. પંડિતની માફક જ્ઞાનભારથી તે પોતાના મગજને ભરી રાખવા ફુરસદ પણ મેળવી શકતા નથી. આને લીધે તેમની તીક્ષ્ણ બુદ્ધિ સ્વતંત્ર રહે છે.

સત્યાગ્રહના જન્મ માટે પૂર્વભૂમિકા જેવા આ બધા ગુણો તેમને હવે પછીનાં તેમનાં કામોમાં કેવી રીતે ઉપયોગમાં આવ્યા તે હવે જોઈએ.

૪

દક્ષિણ આફ્રિકા તેમની પ્રથમ કર્મભૂમિ ગણાય. સત્યાગ્રહનું શસ્ત્ર તેમણે અહીં શોધ્યું અને સફળ રીતે વાપરી બતાવ્યું. પોતાના સ્વમાનને ખાતર કરેલા નાના સત્યાગ્રહની વાત અહીં નથી કરતો. કોર્ટમાં પાઘડી ઉતારવા બાબતનો કિસ્સો, કે ગાડીમાંથી ઉતારવા જનારનો

માર ખાવા છતાં જગાને વળગી રહેવાનો આગ્રહ, કે એવા બીજા કિસ્સાથી તો તે કેવી જાતના માણસ હતા તે આપણે જોઈ શકીએ. તે કિસ્સાઓમાંથી તેમને જાહેરાત મળી તેથી તેમનું કેટલુંક કામ સરળ થયું એ પણ ખરું. પરંતુ જે લડતની વાત હું કરું છું તે તો હિંદના સ્વમાન ખાતર આદરાયેલી સામુદાયિક લડત છે. આ લડતના સમાચાર સાંભળી ટૉલ્સ્ટૉયે કહ્યું હતું કે ઇતિહાસમાં તે નવો અખતરો છે. સત્યાગ્રહની શોધમાં ગાંધીજીનો આ ખાસ ફાળો છે. તેનાં એક બે લક્ષણો તરફ ધ્યાન ખેંચવાની જરૂર છે.

આ લડત સામુદાયિક હતી એ એક નવી વસ્તુ હતી, એ તો ઉઘાડું છે. ઉપરાંત બીજાં પણ કેટલાંક નવાં તત્ત્વો તેમાં સમાયેલાં છે. ગૅરીસનના ગુલામીનિષેધક સંઘની વાત કરતાં ગયા પ્રકરણમાં આપણે જોયું કે, અંતે તો તે એક વિચારપ્રચારક મંડળ હતું; તેનું કામ ગુલામોને મુક્તિ આપવાની સેવા કરવાનું હતું. પરંતુ તે સેવાના ઉગ્ર રૂપ સમાન જે સત્યાગ્રહ કે બેઠો બળવો છે તે આદરવાનો તેનો ઉદ્દેશ નહોતો. ગાંધીજીએ તો એવું શસ્ત્ર શોધ્યું કે જેમાં અન્યાયના ભોગ થઈ પડેલા લોકો પોતે જ પોતાના સત્યાગ્રહી બળથી અન્યાય દૂર કરાવી શકે.

આજે સ્થિતિ એવી છે કે, દુનિયાનું ધનબળ, શસ્ત્રબળ, બુદ્ધિબળ, વગેરે બધું ગરીબના પર અન્યાય ગુજારનાર પાસે છે, એટલે જગતતંત્રમાં જાણે 'બળિયાના જ બે ભાગ' ન હોય એમ ભાસે છે — ન્યાય અને સત્ય રોળાય અને અસત્ય ફાવે એવું જણાય છે. મનુષ્યહૃદય આ સ્થિતિ માનવા તૈયાર નથી થતું. ઊંડે ઊંડે રહેલી તેની આસ્તિકતા તેને એમ કહે છે કે, 'सत्यमेव जयते, नानृतम्.' પણ વસ્તુસ્થિતિ એથી ઊલટું દેખાડે છે. તે તેને નાસ્તિક બનાવે એવી, તેની ધર્મવૃત્તિને ઝાંખપ લગાડે એવી હોય છે. આમ હોવાથી આયરિશ કવિ એ. ઈ. એક જગાએ કહે છે તેમ, સત્યને વ્યક્ત કરવા ખાતર તેને યોગ્ય પોતાનું જ બળ હોવું જોઈએ. તો જ કહી શકાય કે સત્યમેવ જયતે. આવું બળ ગાંધીજીએ શોધી બતાવ્યું કે તે સત્યાગ્રહ છે. સત્ય એટલે 'જે પોતે છે તે.' જે છે તેને બીજા કોઈ બળની

મદદ શા માટે જોઈએ? એટલે સત્યને ગમે તે ભોગે વળગી રહેવાથી જે બળ ઊપજે છે તેના વડે જ સત્ય વિજયી નીવડશે એમ તેમણે પ્રયોગસિદ્ધ કરી બતાવ્યું.

સત્યાગ્રહની ઉત્પત્તિ આ દૃષ્ટિએ પણ એક વાર 'નવજીવન'માં (૨૨-૩-'૩૧) ગાંધીજીએ સમજાવી છે તે અહીં જોઈએ :

"જો રામરાજ્ય જેવું આ જગતમાં કોઈ વેળા હતું તો પાછું તે સ્થપાવું જોઈએ. મારી માન્યતા છે કે રામરાજ્ય હતું. રામરાજ્ય એટલે પંચ. પંચ એટલે પરમેશ્વર, પંચ એટલે લોકમત. . . . આ તો મેં શું શક્ય છે એની વાત કરી. એટલેથી પ્રશ્નકારને સંતોષ ન થાય. શક્યને હસ્તીમાં લાવવાનો પ્રયત્ન એટલે સત્યાગ્રહ."

સત્યાગ્રહનો અર્થ વિચારતાં આપણે જોયું કે, 'સત્યાગ્રહ એ મદ ઉતારવા યોજાયેલ વસ્તુ છે.' પણ મદમત્ત પાસે સત્તા છે, બળ છે. તે બળને જો શરીરબળથી જ નમાવવા ધારીએ તો તે અશક્ય છે. અને એમ જો હોય તો, સત્ય નહિ પણ સત્તા વિજયી છે એમ ઠરે. એટલે સત્યને વિજયી નિવડાવવાનું સનાતન શસ્ત્ર હોવું જ જોઈએ. એ શસ્ત્ર તે 'શક્યને હસ્તીમાં લાવવાના પ્રયત્નરૂપ' સત્યાગ્રહ છે. તેથી જગતના ગરીબ, દબાયેલ, બળહીન વર્ગોને સત્યાગ્રહ ભારે આશ્વાસનરૂપ શોધ છે.

આ ઉપરાંત એક બીજો પણ મોટો લાભ છે તે એ કે, સત્યાગ્રહના ઉપયોગ દ્વારા જગતની નૈતિક અને આધ્યાત્મિક સમૃદ્ધિ વધે છે. શસ્ત્રયુદ્ધથી જંગલીપણું પોષાય; પરંતુ સત્યાગ્રહથી તો સંસ્કારિતા વધે. અને આખી દુનિયા જો તેનો સ્વીકાર કરે તો તેણે પોતાની સંસ્કૃતિમાં ખચીત એક ડગલું આગળ ભર્યું એમ ગણાય.

## ૫

સત્યાગ્રહ શસ્ત્રનો જન્મ દક્ષિણ આફ્રિકામાં થયો. એટલે ત્યાંની લડત બીજી બધી લડતો કરતાં મહત્ત્વની ગણાય. એટલા સારુ ગાંધીજીએ પોતે જ તેનો ઇતિહાસ લખ્યો છે. તે લડત માટે તેમણે આવો મમતાભર્યો મત એક પ્રસંગે જણાવ્યો છે, "જો એ લડત નિષ્ફળ ગઈ હોય તો મારી આખી જિંદગી નિષ્ફળ તરીકે લખી નાખવી જોઈએ. . . દક્ષિણ આફ્રિકાએ જ મારા જીવનકાર્યનું મંગળાચરણ કર્યું છે."

એટલે દક્ષિણ આફ્રિકાનો ઇતિહાસ એ સત્યાગ્રહના મંગળાચરણનો ઇતિહાસ ગણાય. તેમાં સત્યાગ્રહની જન્મકથા જે આપી છે તે સત્યાગ્રહની શોધ વિચારવાની દૃષ્ટિએ મહત્ત્વની છે. તેમાંથી એકબે મુદ્દા આપણું ધ્યાન ખેંચે છે.

એ લડત દક્ષિણ આફ્રિકાના હિંદીઓએ પોતાના અને પોતાના દેશના સ્વમાન ખાતર ઉપાડી હતી એ આપણે જોઈ આવ્યા. વકીલાત કરતાં કરતાં ગાંધીજીએ આ બધા પોતાના દેશભાઈઓને પોતાના કરી લીધા હતા એ ખાસ યાદ રાખવાની વસ્તુ છે. તેમનો પ્રેમાળ વૈષ્ણવ સ્વભાવ, તે પહેલે દિવસે આફ્રિકા ઊતર્યા ત્યારથી જ દેખાવા લાગેલો. જતાંવેંત જ કોમની સેવા તેમણે શરૂ કરી હતી. અને પોતાના સત્યથી, વિનયવિવેકથી, ટેકથી, ખંતમહેનતથી, ધંધાની પ્રામાણિકતાથી, તથા અતિ મળતાવડા સ્વભાવથી તે જ્યાં જતા ત્યાં બધાનાં મન હરી લેતા. અને એ કોઈ ઠાલો વિવેક વિનય નહોતો. તે બધું તેમની સેવાપરાયણતામાંથી સહેજે નીતરી આવતું હતું.

પહેલી જ હિંદીઓની સભામાં તેમણે ત્યાંનું પોતાનું પહેલું ભાષણ કર્યું. તેમાં તેમણે બે વાત કરી. એક તો જે બધા જાણતા હતા તે—હિંદીઓની જે હડધૂત દશા પોતે નિહાળી તે વર્ણવી બતાવી. પણ એ તેમણે કરેલું મુખ્ય કામ નહોતું. તે સભામાં તેમણે કોમની સેવાનું જે મંગળાચરણ કર્યું તે મુખ્ય વાત હતી. કોમને માટે તેમણે આત્મશુદ્ધિના યજ્ઞનો અરંભ કરવાનું સૂચવ્યું. વેપારી વર્ગને કહ્યું કે, વેપારમાં પણ સત્યપાલન કરવું જોઈએ; વેપારમાં સત્ય ન ચાલી શકે એ માન્યતા ખોટી છે. કોમની રહેવા વગેરેની ગંદી ટેવો તરફ ધ્યાન ખેંચ્યું. હિંદુ, મુસલમાન, પારસી વગેરે ધાર્મિક, તેમ જ કચ્છી, ગુજરાતી, મદ્રાસી વગેરે પ્રાંતીય — બધા જ વર્ગો હળીમળીને રહે એના ઉપર ભાર મૂક્યો. વળી તેમના ઉપર પડતી હાડમારીઓ દૂર કરવા અરજીઓ લખી આપવાની સેવા પોતે શરૂ કરી. અંગ્રેજી શીખવા માગનારને તેને ઘેર જઈને પણ શીખવવા સુધીની સેવાની ચીવટ બતાવી.

બીજી બાજુએથી જેઓ પોતાના દેશવાસીના શત્રુ ગણાય તેમનો પણ પરિચય કરવા લાગ્યા. તેમનામાં પણ તેમનો મિત્રગણ વધતો

ગયો. તેમની પાસેથી પણ તે શીખતા હતા, અને આ બધું સમાન ભાવે અને ખાનદાનીભેર. શત્રુ પ્રત્યે પ્રેમ કરવો એ આને નહિ તો બીજા કોને કહેવાય?

તેમની આ બધી પ્રવૃત્તિનું મહત્ત્વ સત્યાગ્રહ સમજવા માટે ભારે છે. સત્યાગ્રહ શરૂ કરવા ભૂમિકા જોઈએ એ ઘણા કબૂલ કરે, પણ તે કેમ તૈયાર કરી શકાય તે ઘણા નથી જાણતા. ઉપર જોઈ આવ્યા તે ગાંધીજીની પ્રવૃત્તિ એ દિશામાં આપણે માટે બોધક છે. આ સેવાઓ દ્વારા તે ત્યાંના હિંદીઓના સહેજે નેતા બની ગયા. નેતા એટલે પ્રથમ પંક્તિનો સેવક એ એમણે અક્ષરશઃ બતાવ્યું. સેવા દ્વારા તેમણે કોમનું દિલ જીતી લીધું, પોતા પર તેનો વિશ્વાસ પ્રાપ્ત કર્યો, અને એમ કરીને સહેજે તેનું નાયકપદ મેળવ્યું. અને એ પદને શોભાવવા તેમણે પણ પોતાના જીવનમાં જરૂરી ફેરફારો કરવા માંડ્યા. તે વિષે તે લખે છે, "આમ એક પ્રકારની આત્મશુદ્ધિ કરી તે કેમ જાણે સત્યાગ્રહને અર્થે જ ન થઈ હોય એવી ઘટના જોહાનિસબર્ગમાં મારે સારુ તૈયાર થઈ રહી હતી. બ્રહ્મચર્યનું વ્રત લીધું ત્યાં સુધી મારી જિંદગીના બધા મુખ્ય બનાવો મને છૂપી રીતે તેને જ સારુ તૈયાર કરી રહ્યા હતા એમ હું અત્યારે જોઉં છું." (આત્મકથા ૨ : ૧૦૬) એ ઘટના તે જેને માટે સત્યાગ્રહ કરવો પડ્યો તે 'ખૂની કાયદા'ના ખરડાની હતી.

૬

તે ઘટનાને પહોંચી વળવાની પૂર્વતૈયારી તરીકે ગાંધીજીએ કેવી રીતે ત્યાંના હિંદીઓમાં ઐક્યસ્થાપન વગેરે કર્યું તે ટૂંકમાં આપણે ઉપર જોયું. હવે આપણે બરાબર સત્યાગ્રહના જન્મ-સમય નજીક આવ્યા છીએ. તે વખતે તો સત્યાગ્રહ શબ્દ પણ નહોતો અને તેની વસ્તુ પણ નહોતી. ત્યારે તો માત્ર હિંદીઓની હડધૂત દશા હતી અને તે દિવસે દિવસે બગડતી જતી હતી. ગાંધીજી તે ખુલ્લી નજરે જોતા હતા અને કોમનું ધ્યાન ખેંચતા રહેતા હતા. ગોરાઓના રંગદ્વેષનો જુઆળ ચડતો જતો હતો અને હિંદી સાથે વેપારની હરીફાઈમાં ફાવતું નહોતું તેથી તેઓ દાઝે બળતા હતા. એટલે અંદરખાનેથી તેઓ હિંદીઓનું દક્ષિણ આફ્રિકામાંથી કાસળ કાઢવા જ તાકતા હતા.

તેના મૂર્ત સ્વરૂપ તરીકે તેમણે એક કાયદો કરવા ધાર્યો જેને હિંદીઓએ ઇતિહાસમાં 'ખૂની કાયદા' તરીકે ઓળખાવ્યો છે. આ કાયદાનો ખરડો વાંચતાં ગાંધીજી ઉપર જે અસર થઈ તેનો ચિતાર તેમણે આપ્યો છે એમાંનું આ વાક્ય છે:

"હું સ્પષ્ટ રીતે જોઈ શક્યો કે, હિંદી કોમને સારુ આ જીવવા-મરવાનો સવાલ છે. મને એમ પણ ભાસ્યું કે, કોમ અરજી કરીને સફળ ન થાય તો મૂંગી બેસી ન જ શકે. એ કાયદાને શરણ થવું તેના કરતાં તો ભલે મરવું. પણ કેમ મરાય? એવા કયા જોખમમાં ઊતરે અથવા ઊતરવાની હિંમત કરે કે જેથી તેની સામે યા તો જીત અથવા તો મોત એ સિવાય ત્રીજો રસ્તો રહે જ નહિ? મારે સારુ તો એવી ભયંકર દીવાલ ખડી થઈ કે રસ્તો સૂઝ્યો નહિ."

મને લાગે છે કે સત્યાગ્રહનો જન્મ સમજવા આ નાનકડું વાક્ય ભારે મહત્ત્વનું છે. હિંસાબળમાં માનનાર આગળ આવી 'ભયંકર દીવાલ' ખડી થવાનો ભય નથી હોતો. એવે પ્રસંગે તે તો તરત તલવાર કે બંદૂક લઈને કૂદી પડે, અને જો તે સ્વમાની હોય તો રજપૂતોની જેમ કેસરિયાં પણ કરે, પરંતુ પૂઠ ન બતાવે. કેસરિયાં કરનાર પણ કહી શકે કે, પોતે એવા જોખમમાં ઊતર્યો છે કે જેમાં મોત યા જીત વગર ત્રીજો રસ્તો નથી. પણ તેના અને ગાંધીજીના કહેવામાં એક ફરક છે. તે મારીને મોત વહોરવા તત્પર છે; અને બીજું, પોતાની જીતને તે મારવાની શક્તિ પર નિર્ભર રાખે છે. એટલે જો તે મરે તો તેની સાથે જીત આવવાને બદલે હાર પણ આવે છે. હિંસાબળની આ મર્યાદા છે. ગાંધીજીને એ મર્યાદા પણ ઓળંગવી હતી. તેમને તો જીવનને ભોગે પણ જીત જ સાધવી હતી. કેસરિયાં કરનારના આવેશથી નહિ, પણ પોતે જે કરે છે તેનો પુખ્ત વિચાર કરી લઈ, જ્ઞાનપૂર્વક મરવાની યુક્તિ તેમને શોધવી હતી. મરીને પણ પોતાનું સત્ય જિવાડવાની તેમને મૂંઝવણ હતી.

આ તેમની મૂંઝવણ બીજા હિંદી આગેવાનો આગળ તેમણે મૂકી. તે કહે છે કે, "મારા ઉપર ખૂની કાયદાની અસર થઈ હતી તેવી જ તેઓની ઉપર પણ થઈ, અને તેમાંના એક તો આવેશમાં બોલી ઊઠ્યા

કે, 'મારી ઓરતની પાસે પરવાનો માગવા આવે તે માણસને હું તો ત્યાં ને ત્યાં ઠાર જ કરું, પછી ભલે મારું ગમે તે થાય.'"

તે ભાઈની આ કેસરિયાં-વૃત્તિને ગાંધીજીએ જે શબ્દો કહીને દાબી તે પરથી તેમની ઉપરની મૂંઝવણનો પ્રકાર વધારે સમજાય છે. તેમણે તે ભાઈને શાંત પાડી કહ્યું,

"આ મામલો ઘણો ગંભીર છે. . . આપણે નિર્દોષ છીએ, અને પ્રજાના એક પણ નિર્દોષ અંગનું અપમાન તે આખી પ્રજાના અપમાન બરોબર છે. એટલે આવે કઠિન પ્રસંગે આપણે ઉતાવળ કરીશું, અધીરા થઈશું, ગુસ્સે થઈશું, તો તેટલાથી કંઈ આ હુમલામાંથી નહિ બચી શકીએ. પણ, જો આપણે શાંતિથી ઇલાજો શોધી વખતસર તે લઈશું, એકત્ર રહીશું અને અપમાનની સામે થતાં પડે તે દુઃખ પણ સહન કરીશું તો હું માનું છું કે આપણને ઈશ્વર જ મદદ કરશે."

આ ટૂંકા નિવેદનમાં ગાંધીજીએ સત્યાગ્રહનું રહસ્ય મૂકી દીધું છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. સત્યાગ્રહ નિર્દોષની લડત છે; પોતાની નિર્દોષતા સિદ્ધ કરવા સારુ તે લડાય છે, એટલે કે, તે સત્યને ખાતર છે, એ એમાં સ્પષ્ટ કર્યું છે. પણ એમાં મહત્ત્વનું તો એ કહ્યું છે કે, સત્ય સિદ્ધ કરવા સારુ લડવામાં અધીરાઈ, ગુસ્સો, ઉતાવળ વગેરે કામ નહિ આવે. એનો ઇલાજ તો આપણી આત્મશુદ્ધિ અને સત્યને ખાતર બલિદાન આપવાની તૈયારી છે. "આપણે એકત્ર રહીશું" એ વાક્યમાં સફળ સત્યાગ્રહને માટે અપેક્ષિત એવું ઐક્ય સૂચવ્યું છે. "શાંતિથી ઇલાજો શોધી તે વખતસર લેવામાં" સત્યાગ્રહ માટે અપેક્ષિત જાગૃતિ, કાર્યદક્ષતા, કર્મકૌશલ અને વ્યવસ્થાશક્તિ રહેલાં છે. આ બધું હોવા ઉપરાંત શ્રદ્ધા તો આ રહેલી છે કે, "આપણને ઈશ્વર જ મદદ કરશે." હમણાં થોડા જ વખત ઉપર 'નવજીવન'માં લખ્યું હતું તેમ, "સત્યાગ્રહીનો ધર્મ સત્યને વળગી રહેવામાં સમાપ્ત થાય છે. ફળ દેવાનું કામ ઈશ્વરનું છે."

આ બધા ભાવો આજે આપણે ગાંધીજીના એ ટૂંકા નિવેદનમાંથી બતાવી શકીએ છીએ. પરંતુ તે જ્યારે બોલાયું ત્યારે ગાંધીજીને પણ ખબર નહોતી કે તેની પાછળ શું રહેલું છે. હિંદી આગેવાનોની એ સભા બાદ જ્યારે ગાંધીજીએ આખી કોમની સભા ભરવાનું ડગલું ભર્યું

ત્યારે જ તેમનેય ભાસ્યું કે, જે ચળવળ હિંદી કોમ કરવા ધારે છે તે જગતના ઇતિહાસમાં કાંઇક નવી જ વસ્તુ છે.

આખી હિંદી કોમની સભા એક નાટકશાળામાં ભરવામાં આવી હતી. એ સભામાં કોમે જે અડગ નિશ્ચય અને આસ્તિકતા બતાવ્યાં તેની ગાંધીજી ઉપર ભારે અસર થઇ. ઇશ્વરને નામે એ નિશ્ચયને વળગી રહેવાની એ સભામાં પ્રતિજ્ઞાઓ લેવાઇ. તેને સંબોધીને ગાંધીજી લખે છે, "હું તરત ચમક્યો અને સાવધાન થયો. ત્યારે મારી પોતાની જવાબદારી અને કોમની જવાબદારીનું મને પૂરેપૂરું ભાન આવ્યું." સત્યાગ્રહના આગેવાન પોતે પ્રતિજ્ઞાપાલન કરે એટલું જ નહિ, પણ એકલા રહે તોપણ તેને ખાતર ઝૂઝે તો જ તેઓ પોતાની આગેવાની શોભાવે અને અનુયાયીઓને બળ પ્રેરે, એ તે વેળા તેમણે પ્રત્યક્ષ જોયું.

આ બધુંય ચાલતું હતું છતાં તે કહે છે કે, 'કાંઇક નવી વસ્તુનો જન્મ થયો છે એટલું હું સમજ્યો હતો.' આ બધા મંથનમાંથી સત્યાગ્રહ-રત્ન જન્મવાનું છે તે કોઇને ખબર નહોતી. ઇશ્વરને નામે, પોતાની નિર્દોષતાના રક્ષણને ખાતર, બધા હૃદયમંથન કરી રહ્યા હતા એટલું જ તે વખતે બધાને ભાન હતું. તેમણે આત્મકથામાં લખ્યું છે તેમ, "સત્યાગ્રહ શબ્દની ઉત્પત્તિ થઇ તે પહેલાં તે વસ્તુની ઉત્પત્તિ થઇ. ઉત્પત્તિ સમયે તો એ શું છે એ હું પોતે ઓળખી જ નહોતો શક્યો."

આ વસ્તુ તે સત્યાગ્રહરૂપી દિવ્ય શસ્ત્રનું એક અંગ, કાયદાનો સવિનય ભંગ હતી, તે આજે બધા જાણીએ છીએ.

થોડા વખત ઉપર ગાંધીજીએ પોતાના એક વ્યાખ્યાનમાં દક્ષિણ આફ્રિકામાં પોતે કરેલી આ શોધ વિષે બોલતાં કહેલું તે જોવાથી સત્યાગ્રહની આ શોધનું સ્વરૂપ વધારે વિશદ થશે :

> "૧૯૦૬ની સાલ સુધી મેં એકલી બુદ્ધિની સમજાવટ પર આધાર રાખ્યો હતો. હું બહુ જ ઉદ્યોગી સુધારક હતો. હું સત્યનો નૈષ્ઠિક ઉપાસક રહ્યો એને લીધે મારી પાસે હકીકતોનું પાકું જ્ઞાન હતું, તેથી હું સરસ લખાણો કરી શકતો. પણ મેં જોયું કે, દક્ષિણ આફ્રિકામાં જ્યારે અણીની ઘડી આવી ત્યારે બુદ્ધિ અસર ઉપજાવવામાં નિષ્ફળ

નીવડી. મારા દેશભાઈઓ ઉશ્કેરાઈ ગયા હતા,—કીડો પણ કોઈ વાર સામો થશે અને થાય છે,—અને વેર વાળવાની વાત ચાલતી હતી. ત્યારે મારે જાતે હિંસામાં ભળવાની અથવા આપત્તિને પહોંચી વળવાની બીજી કોઈ પદ્ધતિ શોધી નિઃસત્ત્વતાનો સડો અટકાવવાની વચ્ચે પસંદગી કરવાની ફરજ પડી; અને મને સૂઝી આવ્યું કે, અમારે પતનકારી કાયદાનું પાલન કરવાનો ઇનકાર કરવો અને સરકારને ફાવે તો ભલે અમને જેલમાં પૂરે. આ રીતે શસ્ત્રયુદ્ધના નૈતિક અવેજરૂપ આ શસ્ત્ર જન્મ પામ્યું."

સવિનય ભંગની આ શોધ પછી બીજી તેમની મહાન શોધ તે અહિંસક અસહકારની કહેવાય. તે શોધ ગાંધીજીએ હિંદુસ્તાનમાં ૧૯૧૯માં કરી. પ્રથમ શોધના જેવા જ કટોકટીના મામલાને પ્રસંગે ગાંધીજીની સત્યાગ્રહી પ્રતિભામાંથી આ જગજૂનું શસ્ત્ર ઝળકી આવ્યું હતું. ત્યારે બધાએ જોયું કે, સહકારની જેમ પ્રસંગાનુસાર અહિંસક અસહકાર પણ પ્રજાજીવન ઘડવાને માટે જરૂરી નૈતિક સિદ્ધાંત છે. એનું જન્મસ્થાન દિલ્હીની એક સભા હતું. આ વિષે વધુ વિગતવાર જાણવા માટે વાચક ગાંધીજીની 'આત્મકથા'ના ભાગ બીજાનું પ્રકરણ ૩૬મું જુએ.

આ ઉપરાંત આ સિદ્ધાંતને અંગે ત્યાર પછી અનેક નવા નવા પ્રયોગો આપણે થયેલા જોયા છે. જેમ જેમ ગાંધીજી સત્યાગ્રહનાં બીજાં યુદ્ધો લડતા ગયા તેમ તેમ તેનો નવાં નવાં ક્ષેત્રોમાં ઉપયોગ થતો ગયો, તેમ તેમ તેની શક્તિની પણ વધારે વધારે પ્રતીતિ આપણને પડતી ગઈ. તે શસ્ત્રનાં જુદાં જુદાં અંગો ફાલીફૂલી નીકળ્યાં એમ પણ કહેવાય. પરંતુ એ વિષે શંકા નથી કે, એ બધું મંત્રરૂપે એ જ મૂળ વસ્તુ હતી, જેની શોધ આપણે વિસ્તારપૂર્વક ઉપરનાં પાનાંમાં જોઈ આવ્યા.

# ૫

# સત્યાગ્રહનો પ્રચાર

"પ્રચારનું કામ મેં એક જ રીતે કરી જાણ્યું છે: આચારથી અને આચારની જોડે જિજ્ઞાસુ સાથે વાર્તાલાપથી."

—ગાંધીજી

૧

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ સત્યાગ્રહ શોધ્યો; હિંદમાં તેનો પ્રચાર કર્યો કહેવું જ યોગ્ય ગણાય. દક્ષિણ આફ્રિકામાં તે બારિસ્ટરી કરવા ગયા હતા. તેમાંથી તેમને નસીબે કોમની સેવા આવી ગઈ એ અણધાર્યો જોગ હતો. તેને તેમણે વધાવી લીધો અને તે દ્વારા ઘડાઈને પોતે પૂરા પ્રજાસેવક બન્યા. સેવાનો સાચો માર્ગ સત્યાગ્રહ છે એ પણ ત્યાં જ જોઈ લીધું. અને પોતાનું જીવનકાર્ય પણ તે જ છે એ ખાતરી થઈ. સત્યાગ્રહની સેવા દ્વારા સેવક અને સેવ્ય બેઉ પોતાનું કલ્યાણ સાધે છે અને કેળવાય છે એ અનુભવ પણ એમણે ત્યાં મેળવ્યો. એટલે ૧૯૧૫માં જ્યારે સ્વદેશ પાછા ફર્યા ત્યારે તે સત્યાગ્રહી પ્રજાસેવક બની ચૂક્યા હતા. તેમનો સેવાનો માર્ગ પણ ઘડાઈ ચૂક્યો હતો એટલું જ નહિ, પણ હિંદની સેવાનાં વિચારસ્વપ્નો તેમણે ત્યાંથી જ સેવવા માંડેલાં, એમ કહેવાય, જેનું પરિણામ તેમનું 'હિંદ સ્વરાજ' પુસ્તક છે.

પરંતુ આફ્રિકા અને હિંદમાં એક મોટો ફરક હતો. આફ્રિકાનું હિંદી પ્રજાજીવન જે કાંઈ હતું તેના ઘડનાર, પોષનાર કે દોરનાર જે કહો તે પોતે જ હતા. તેના તે પિતા સમાન હતા. ત્યાંની મહાસભા તેમણે સ્થાપી હતી. પણ તે દેશમાં આવ્યા ત્યારે હિંદી રાષ્ટ્રીય મહાસભાને સ્થપાયાં ત્રીસ વર્ષ વીત્યાં હતાં. દાદાભાઈ, ફિરોજશા, લોકમાન્ય અને ગોખલે જેવા પ્રતિભાવાન નેતાઓ તેને દોરનારમાં હતા. એટલે ગાંધીજીને તો પોતાની જગા જ ખોળી લેવાની હતી. દક્ષિણ આફ્રિકાની તેમની સેવાએ તેમને એક પ્રથમ કોટિના સેવકનું પદ

અપાવ્યું હતું. હિંદની જનતાએ પણ તેમના ચારિત્ર્યબળથી મુગ્ધ બની 'મહાત્મા' 'કર્મવીર' જેવાં વિશેષણોથી તેમને નવાજ્યા હતા. ગાંધીજી પોતે તો '(ગોખલેજીના) જીવનમાં શમી જઈ, મારા ઉપરથી ભાર ઉતારવાની હોંશ' રાખતા હતા. 'પરંતુ વિધાતાએ જુદો જ ઘાટ ઘડી રાખ્યો હતો.'

શ્રી. ગોખલેની હિંદસેવક સમાજમાં દાખલ થવાનો ગાંધીજીનો ઇરાદો બર ન આવી શક્યો. તેમની સત્યાગ્રહી સેવાપદ્ધતિ સમાજના સભ્યોને રુચી નહિ. અત્યાર સુધીનું જીવન જેની પાછળ તપશ્ચર્યામાં ખરચ્યું હતું તે સત્યાગ્રહ ગાંધીજીથી તો છોડાય એમ જ નહોતું. તેઓ તો તેને હિંદનાં બધાં દરદની રામબાણ દવા માનતા હતા. શ્રી. ગોખલે પોતે પણ, તેમને સમાજમાં લેવા ઉત્સુક હોવા છતાં, તેમની પદ્ધતિમાં માનતા હોય એમ લાગતું નથી. ગાંધીજી 'આત્મકથા'માં લખે છે કે, "'હિંદ સ્વરાજ'માં મેં જે વિચારો દર્શાવ્યા છે તેને ગોખલે હસી કાઢતા ને કહેતા, 'એક વર્ષ તમે હિંદુસ્તાનમાં રહી જોશો, એટલે તમારા વિચારો એની મેળે ઠેકાણે આવશે.'" તેમને એક વર્ષ મૌન સેવી સ્થિતિ નિહાળવાનું ગોખલેજીએ કહ્યું તે તેમણે સ્વીકાર્યું. આગળ આપણે જોઈશું કે, તેમને તેથી વિચારોમાં ફેરફાર કરવા જેવું ન લાગ્યું એટલું જ નહિ, પણ ઊલટું, એની સચ્ચાઈની વિશેષ ખાતરી થઈ. આવી સ્થિતિમાં તેમને માથે હિંદમાં સ્વતંત્ર ક્ષેત્ર ખેડવાનું જ આવી પડ્યું, અને તેમણે ગુજરાતમાં ક્યાંક આશ્રમ ખોલીને પોતાનું કામ કરવાનો ઇરાદો કર્યો. તેમાંથી સત્યાગ્રહાશ્રમની ઉત્પત્તિ થઈ.

ઈ. સ. ૧૯૧૫ના મે માસમાં આશ્રમ શરૂ કર્યો. તેના નામાભિધાનને માટે થયેલા વિચારો પરથી આપણે ટૂંકમાં તેમના ભવિષ્યના કાર્યની દિશા જોઈ શકીએ છીએ :

"અમારે તો સત્યની પૂજા, સત્યની શોધ કરવી હતી, તેનો જ આગ્રહ રાખવો હતો, અને દક્ષિણ આફ્રિકામાં જે પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો તેની ઓળખ ભારતવર્ષમાં કરાવવી હતી, અને તેની શક્તિ

ક્યાં લગી વ્યાપક થઈ શકે એ જોવું હતું. તેથી મેં અને સાથીઓએ સત્યાગ્રહાશ્રમ નામ પસંદ કર્યું. તેમાં સેવાનો અને સેવાની પદ્ધતિનો ભાવ સહેજે આવી જતો હતો." (આત્મકથા ૨ : ૨૨૬)

આ ઉદ્દેશથી તેમણે હિંદના રાષ્ટ્રજીવનમાં ઝંપલાવ્યું. સત્યાગ્રહાશ્રમની સ્થાપના, જે તેમાં સ્વતંત્ર ભાત પાડનાર નીવડી છે, તે તેનું મંગળાચરણ ગણાય. આજે એમની પદ્ધતિ આખા રાષ્ટ્રની બની છે, એમનું જીવન દેશમાં ઘણાને પ્રેરક બન્યું છે, અને એમની પદ્ધતિની શક્તિની વ્યાપકતા પૂરેપૂરી સિદ્ધ થઈ ચૂકી છે. એ આજે તો જગતનું પણ ધ્યાન ખેંચી રહી છે. ધીમે ધીમે ક્યાં ક્યાં પગથિયાં ચડતાં ચડતાં એ બન્યું તે તપાસતા પહેલાં એક રસિક પ્રશ્ન વિચારતા જઈએ.

## ૨

શરૂઆતમાં જ આપણે જોયું કે, ગાંધીજી હિંદની સેવાને અંગે અમુક ચોક્કસ મતો ધરાવતા હતા. તે બધા હિંદના રાજકીય વાતાવરણમાં નવાસવા હતા તે પણ તેમને ખબર હતી. છતાં તે સાચા છે એ એમની ખાતરી હતી. પહેલી ગુજરાત રાજકીય પરિષદને પ્રમુખસ્થાનેથી તે વિષે તેમણે આમ કહ્યું હતું,

> "મારા વિચારો સામાન્ય પ્રવાહની દિશામાં તદ્દન વહેતા નથી. કેટલાક વિરુદ્ધ દિશામાં વહેતા હોય એવો આભાસ મને આવે છે. . . એ વિચારોને સારુ એટલું જ કહીશ કે, તે આજકાલના નથી, પણ ઘણાં વર્ષો થયાં બંધાયેલા છે. તેની ઉપર હું મોહિત છું, ને અઢી વર્ષના અનુભવે તેમાં ફેરફાર નથી થયો."

'હિંદ સ્વરાજ'માં જોઈએ તો જણાય છે કે, મહાસભાને તે હિંદની સર્વોત્કૃષ્ટ સંસ્થા માને છે. તેને તે લગભગ પૂજતા જ લાગે છે. તેણે "જુદા જુદા ભાગમાં હિંદીઓને એકઠા કરી તેઓને 'એક પ્રજા છીએ' એવો જુસ્સો આપ્યો." અનેક રીતે પ્રયત્ન કરીને "કૉન્ગ્રેસે સ્વરાજનો રસ હિંદને ચખાડ્યો." આ સ્વરાજ તે ખેડૂતોનું સ્વરાજ હોવું જોઈએ, ગરીબોનું હોવું જોઈએ, એ પણ ત્યારથી તેઓ માને છે.

ટૉલ્સ્ટૉય જેમ જનતામાં જનાર્દનનાં દર્શન કરતા તેમ ગાંધીજી હિંદી જનતામાં કરતા લાગે છે. આજે તો તેને દરિદ્રનારાયણનું નામ પણ મળી ચૂક્યું છે. જેને પોતે સુધારો માને છે તે આ મુગ્ધ જનતા પાસે હજી પણ ટકી રહ્યો છે એમ તેમની શ્રદ્ધા છે. તે કહે છે કે, "હિંદુસ્તાન હજી તો તળિયે મજબૂત છે," કુધારો તો કેળવાયેલા કહેવાતા વર્ગમાં પેઠો છે. તેથી સત્યાગ્રહની કાર્યપદ્ધતિ બરાબર ફાવવી જોઈએ એવી એમને અડગ શ્રદ્ધા છે. "વાત તો એવી છે કે, હિંદની પ્રજા કદી હથિયાર ધારણ નહિ કરે. ન કરે એ ઠીક જ છે." આ વાક્યમાં એમની ખેડૂત પરની શ્રદ્ધા ઉપરાંત પોતાના સાત્ત્વિક શસ્ત્રની ઉત્તમતાની પ્રતીતિ અને મમતા પણ દેખાઈ આવે છે.

હિંદની સંસ્કૃતિ જો સાચી હોય તો સત્યાગ્રહ સિવાય બીજો માર્ગ ગ્રહણ ન કરાય એ એમની મોટી દલીલ છે. 'હિંદ સ્વરાજ'માં તે લખે છે,

> "પશ્ચિમનો સુધારો નિરીશ્વરી છે, હિંદી સુધારો સેશ્વરી છે. આમ સમજી શ્રદ્ધા રાખી હિંદના હિતેચ્છુઓએ હિંદી સુધારાને, જેમ બાળક માને વળગી રહે, તેમ વળગી રહેવું ઘટે છે."

આવી જ જાતની દલીલ ૧૯૧૭માં ગુજરાત રાજકીય પરિષદ આગળ તેમણે કરી હતી:

> "હિંદુસ્તાનની આશા એ જ રાખી શકાય કે, આ મહાન પવિત્ર આર્યદેશ પોતાની આર્યતાને, દૈવી વૃત્તિને પ્રધાન પદ આપી મોટે ભાગે સત્યાગ્રહનો ઉપદેશ કરશે — શસ્ત્રક્રિયાને સર્વોપરી પદ નહિ આપે. હિંદુસ્તાનમાં 'શરીરબળ સત્ય છે' એ સૂત્રને માન નહિ મળે, પણ 'સત્યમેવ જયતે' એ સૂત્રને તો માન નિઃસંશય મળશે."

એ જ દલીલ વળી જુદી રીતે કરી બતાવી આમ સત્યાગ્રહની હિમાયત કરી છે:

> "ખરે, આપણી મુશ્કેલીઓ હિમાલય જેવડી છે. પણ જેવી મુશ્કેલીઓ છે તેવાં જ રૂડાં સાધનો તે દૂર કરવાને સારુ આપણી પાસે છે. આપણે પ્રાચીન પ્રજાનાં સંતાન છીએ. રોમ, યુનાન ઇજિપ્ત; વગેરે દેશોની સભ્યતાના ક્ષયના આપણે સાક્ષી છીએ. આપણી સભ્યતાને

સમુદ્રનાં પાણીની જેમ ભરતીઓટ થયાં છે, પણ તે સમુદ્રની જેમ અચળ રહેલ છે. આપણા દેશમાં તદ્દન સ્વતંત્ર રહેવા જેવી તમામ સામગ્રી છે; તેમાં મહાન પર્વતો છે, નદીઓ છે; તેમાં ભારે સૃષ્ટિસૌંદર્ય છે; તેનાં સંતાનો મહા પરાક્રમનો વારસો મૂકી ગયાં છે. . . . આપણી સાત્ત્વિક પ્રવૃત્તિથી ન જીતી શકીએ તો આપણે આપણા વારસાને લજવીશું." (ગાંધીજીની વિચારસૃષ્ટિ પા. ૧૦૫)

આવી સાંસ્કૃતિક દલીલ ઉપરાંત એક તાત્ત્વિક દલીલ પણ તેમણે 'હિંદ સ્વરાજ'માં અને પછી તો અનેક વાર કરી છે, તે સાધ્ય સાધનની એકતાની. જો આપણે હિંદના કરોડો ગરીબોનું સ્વરાજ લાવવું હોય તો તેનાં સાધન તેને અનુરૂપ, શસ્ત્રાસ્ત્રથી જુદાં હોવાં જોઈએ. કરોડો ગરીબો ક્યારે શસ્ત્રબદ્ધ થઈ શકે? તેને કેટલાં વરસ લાગે? ધારો કે હિંદ તેમ થયું, તોપણ તેથી સ્વરાજ આવવાને બદલે શસ્ત્રરાજ અને યુરોપનો કુધારો જ આવશે. એમ થાય તો તો ઓલામાંથી ચૂલામાં પડ્યા જેવું જ થાય. એટલે કોઈ પણ દેશનું અનુકરણ ન કરતાં આપણા સાધ્યને અનુરૂપ સાધનો વિચારવાં એ આપણા પુરાણા દેશને છાજે. આ સાધન તો સત્યાગ્રહ જ છે. આ ટૂંકમાં તેમની બીજી દલીલનો સાર છે.

કેટલાક લોક આ દલીલો સામે અને ગાંધીજીની એકંદરે આખી કાર્યપદ્ધતિ સામે એવી દલીલ ઉઠાવે છે કે, ગાંધી તો પોતાના અહિંસા વગેરેના આદર્શોનો પ્રચાર કરવા જ મથે છે; હિંદસ્વરાજ માટે શું યોગ્ય છે તે તેમને મન ગૌણ વિચાર છે. આ દલીલ સાવ અણસમજ અને અજ્ઞાન જ સૂચવે છે, એ તેમના 'હિંદ સ્વરાજ'નાં પ્રકરણોની ચર્ચા પરથી પણ જણાઈ આવે છે. તેમાં હિંદની રાજકીય પરિસ્થિતિની જે ચર્ચા કરી છે એ સાવ તાર્કિક કે તાત્ત્વિક જ છે? તે જણાવે છે કે, હિંદ તરવારને બળે નથી લેવાયું: "અંગ્રેજી વેપારીને આપણે ઉત્તેજન આપ્યું ત્યારે તેઓ પગપેસારો કરી શક્યા. . . આપણને તેઓનો વેપાર પસંદ આવે છે. . . આમાં વળી આપણે માંહોમાંહે તકરારો કરીને તેઓને વધારે ઉત્તેજન આપીએ છીએ." આ ઇતિહાસસિદ્ધ સ્થિતિ આજે પણ જોઈ શકીએ એમ છે.

આ સ્થિતિ પરથી, એક નીતિદક્ષ ચતુર રાજપુરુષની જેમ, ગાંધીજી નિર્ણય કાઢી બતાવે છે કે, તેથી તરવારનો ઉપાય અસ્થાને છે, આપણે જ આપણું ઘર સાફ કરીએ એ જરૂરી છે. આપણી ઉપર આપણે રાજ્ય ભોગવીએ તે જ સ્વરાજ છે, અને એ સ્વરાજ "આપણી હથેળીમાં છે." તેથી તેની પ્રાપ્તિ ત્વરિતમાં ત્વરિત કરવી હોય તો જે આપણી ઊણપોને કારણે આપણને ગુલામી વહોરવી પડી તે દૂર કરવી. તેમ કરવાને માટે દારૂગોળા કરતાં સ્વમાન અને સ્વદેશીની ભાવના વધારે કામની છે. જે આપણને પસંદ ન આવે તેનો નન્નો ભણવા તાકાત રાખીએ તો, કહેવત છે કે 'એક નન્નો છત્રીસ રોગને હરે.' તે માણસની પર પછી કોઈનો અમલ ચાલી ન શકે. "તે બળ જેનામાં છે તેની પાસે પછી હથિયારબળ કામ કરી શકતું જ નથી." આવા માણસ પાસેથી સત્તાધીશ તેની સંમતિ વિના "એક પણ કામ નથી લઈ શકવાનો. આ સ્વરાજની પરિસીમા થઈ, કેમ કે આમાં સંપૂર્ણ સ્વતંત્રતા આવી છે."

આ જે દૈવી તાકાત છે તેને જ સત્યાગ્રહ નામ આપ્યું છે.

"આ સત્યાગ્રહ હિંદુસ્તાનનું ખાસ શસ્ત્ર છે. હિંદુસ્તાનમાં બીજાં શસ્ત્ર છે, પણ સત્યાગ્રહ હિંદુસ્તાનમાં વિશેષે વપરાયેલું શસ્ત્ર છે. તે સર્વવ્યાપક શક્તિ છે, સર્વ કાળે વપરાયેલી છે, સર્વ સ્થિતિમાં વાપરવાની છે. . . . જેને એ શક્તિનું ભાન થાય તે તેનો ઉપયોગ કર્યા વિના ન જ રહે. જેમ પાંપણ આંખની રક્ષા સ્વતઃ કરે છે તેમ સત્યાગ્રહ પ્રગટે છે ત્યારે તે સ્વતઃ આત્મસ્વતંત્રતાની રક્ષા કર્યા જ કરે છે." (વિચારસૃષ્ટિ પા. ૧૦૨)

આ તેમના ૧૯૧૭ સુધીમાં પ્રસિદ્ધ થયેલા વિચારોમાંથી ટાંકી બતાવ્યું છે. તે પરથી જણાય છે કે, તેમણે હિંદી સંસ્કૃતિને અનુરૂપ જ નહિ પરંતુ તેની જરૂર જોઈને તથા પરિસ્થિતિ સમજીને સત્યાગ્રહનું હથિયાર શોધેલું છે. એનો એથીય ચોક્કસ પુરાવો તો એ છે કે, હિંદે તે તરત જ સ્વીકાર્યું અને થોડાં જ વર્ષોમાં લોક તેનો જાતે ઉપયોગ કરતાં શીખી ગયા તથા નવાં નવાં ક્ષેત્રોમાં તેની વ્યાપ્તિ કેળવવા લાગ્યા. એ વાત ખરી છે કે, તે ભણેલા વર્ગે નહોતું સ્વીકાર્યું, પણ સાચું હિંદ આ વર્ગનું બનેલું નથી. અને આમપ્રજાએ સ્વીકાર્યું એ

ઊલટું સત્યાગ્રહનું કદર કરવા લાયક લક્ષણ હતું એ હમણાં જ આપણે જોઈશું.

૩

ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારના રાજકારણ તરફ જોવાથી જણાય છે કે, ત્યારે પરિસ્થિતિ જ એવી હતી કે સત્યાગ્રહ જેવા શસ્ત્ર વિના રાજદ્વારી ગાડું આગળ ન ચાલે. મહાસભાએ સ્વરાજને માટે લોકમાં જુસ્સો પેદા કર્યો હતો. તેણે દેશનો રોગ જોયો હતો કહેવાય, પણ તેની દવા તેની પાસે નહોતી. સરકારના વિરોધી પક્ષના જેવી તેની સ્થિતિ હતી. પણ પાસે કશું પીઠબળ નહોતું. તેથી તેનું કામ નિષ્ફળ અરજીઓ કરવી અને તે અફળ થાય તો પછી ચીડિયાં નાંખવાં એમાં મુખ્યત્વે આવી રહેતું.

બીજી બાજુથી આ સ્થિતિના હીણપદને ન સાંખી શકનાર વર્ગ હિંસાવાદની (defeatist) હારણનીતિને વળગતો હતો. પણ તેઓ પોતાનું કામ છાનાછપના જ કરી શકે. તેથી કશી પણ સંગઠિત પ્રવૃત્તિ તે ન આદરી શકે અને પ્રજાકીય સ્વરાજ સ્થાપવાને માટે જરૂરી એવી વ્યાપક લોકકેળવણી તેઓ ન સાધી શકે. આથી પ્રજા તો તેમને સાથ ન જ દે, અને સરકાર પણ તેમને પકડી ધાક બેસાડવાના પ્રસંગ શાની ચૂકે? એટલે આ પક્ષ વ્યાપક લોકજાગૃતિ માટે કાંઈ કરી શકે એમ હતું જ નહિ. આવી સ્થિતિમાં એટલું સ્પષ્ટ હતું કે, કોકડાનો ઉકેલ અરજીથી કે હિંસાવાદીની અધીરાઈથી આવે એમ નહોતો. બેઉ શસ્ત્રોની શક્તિની અવધિ આવી ગઈ હતી. કાંઈક એવી યુક્તિ હવે જોઈતી હતી કે જેથી આમપ્રજાને જગવીને તેને સ્વરાજનો પ્રશ્ન સમજાવાય, અને એ રીતે તેમની ખરી શક્તિનો સંગ્રહ કરી શકાય. અને એ બધું કરવાને માટે જાહેર સંગઠિત પ્રવૃત્તિ આમપ્રજામાં ચલાવવાનું શકય હોવું જોઈએ. સત્યાગ્રહ બરાબર આવી પ્રવૃત્તિ હતી. શાંતિથી પોતાની જે ઊણપો હોય તે દૂર કરવા મથવું અને એમ આત્મશુદ્ધિ દ્વારા પોતાની શક્તિનો સંગ્રહ કરવો તથા તેને એકત્રિત કરી પોતાની માગણીઓનું સત્ય એટલું બળવાન કરવું કે જેથી સામાને તે સ્વીકાર્યે જ છૂટકો થાય — આ ટૂંકમાં સત્યાગ્રહની

નીતિ છે. માગણુ અને હારણુ એ બેઉ નીતિના દોષો તેમાં નથી. પોતાની આત્મશુદ્ધિના બળ પર નિર્ભર રહેનારને હારવાનું ક્યાં રહ્યું? અને જે પોતામાં જ દોષ જુએ છે તે માગવા પણ કેમ જશે? આમ હિંદી રાજકારણની પરિસ્થિતિમાં બરાબર બંધબેસતું સાધન ગાંધીજીએ બતાવ્યું. આજ સુધીનાં સાધનમાં આમપ્રજાની જે ઉપેક્ષા હતી તે પણ એ દ્વારા દૂર થઈ.

આમપ્રજાને પહોંચવાનો એક જ માર્ગ હતો: તેને આર્થિક મદદ પહોંચાડવાના કામ દ્વારા મહાસભાને તેની સેવામાં મુખ્યત્વે રોકવી. ગાંધીજીએ આ જ કામ બરાબર હાથ લીધું. રચનાત્મક કાર્યક્રમ અને ખાદી દ્વારા તેમણે હિંદની આમપ્રજાને જીતી લીધી અને મહાસભાને ભારે બળવાન સંસ્થા બનાવી દીધી અને અરજી પાછળ લોકમતનું આ પીઠબળ ઉત્પન્ન કરી સત્યાગ્રહનો 'અમલી ઉપાય' (direct action) દેખાડ્યો. આપણે ઉપર જોયું તેમ, લોકે તરત તેને સ્વીકારી લીધો. ગાંધીજીએ ઘણી વાર કહ્યું છે કે, લોકમાન્યના પ્રસિદ્ધ સૂત્ર 'સ્વરાજ મારો જન્મસિદ્ધ હક છે,' એની પૂર્તિ એ છે કે, 'અને તે મેળવવાનો ઉપાય સ્વદેશી' છે. આમ મહાસભાને હિંદના રોગની દવા પણ મળી ગઈ અને તરત જ તેનું બળ ઉત્તરોત્તર વધતું ગયું.

આમ આપણે જોઈ શકીએ છીએ કે, હિંદની રાજકીય પરિસ્થિતિમાં જ ગાંધીજીના શસ્ત્રની ભૂખ રહેલી હતી. તે ભાંગવાની સાથે જ સત્યાગ્રહના પ્રચારની ભૂમિકા તૈયાર થઈ ગઈ. તેની શરૂઆત, આપણે જોયું તેમ, સત્યાગ્રહાશ્રમની સ્થાપનાથી થઈ ગણાય.

૪

સત્યાગ્રહના પ્રચારમાં સત્યાગ્રહાશ્રમની સેવાનો આંક* પૂરેપૂરો તો ભવિષ્યનો ઇતિહાસકાર મૂકે તે ખરો. અહીં આપણે એટલું

* આ લખાણ ૧૯૩૧માં લખાયેલું હોઈ તુરતમાં ગાંધીજીએ પોતાના આશ્રમનું જે અનુપમ બલિદાન કર્યું (ઈ. સ. ૧૯૩૩) છે તેનો એમાં ઉલ્લેખ નથી. પણ એ બલિદાનથી, અહીં જે વિચારો પ્રગટ કર્યા છે, એમને સવિશેષ પુષ્ટિ મળે છે એમ વાચક જોશે.

જોઈએ કે, આ સંસ્થા 'જગતહિતની અવિરોધી એવી દેશસેવા કરવાની કેળવણી લેવી અને એવી દેશસેવા કરવાનો સતત પ્રયત્ન કરવો,' એવા વ્યાપક ઉદ્દેશથી સ્થપાઈ છે. તે દ્વારા ગાંધીજીએ પોતાનું સર્વસ્વ જગતને આપવા ઇરાદો રાખ્યો છે. તેને તે પોતાની સર્વોત્તમ કૃતિ માને છે. સેવાની પાછળ દીક્ષિતની સાધના હોવી જોઈએ એમ તે પોતાના જાહેરજીવનની શરૂઆતથી જ માનતા આવ્યા છે. તેથી એવી સાધના કરનારાઓના સેવાસંઘની સ્થાપના તેમણે આફ્રિકામાં પણ કરી હતી: ફિનિક્સ અને ટૉલ્સટૉય ફાર્મ એ રીતે ઊભાં કર્યાં હતાં. હિંદમાં પણ એ જ ભાવનાથી આશ્રમની સ્થાપના થઈ છે. એક ખાનગી પત્રમાં, આશ્રમનો ધર્મ શો છે, તે તેમણે આ શબ્દોમાં લખ્યું હતું:

> 'સત્ય અને અહિંસાએ સમાજમાં ઘર નથી કર્યું. એ હજી યુક્તિ તરીકે સ્વીકારાયાં છે. એટલે સેવકોને પણ સ્પષ્ટ નથી થયું કે કે, સામાજિક સત્ય અને અહિંસાનું મૂળ તે વ્યક્તિગત સત્ય અને અહિંસા છે, એટલે આત્મશુદ્ધિ છે. આ વસ્તુ અમલમાં મૂકીને સ્પષ્ટ કરવા ખાતર આશ્રમની હસ્તી છે. આપણો ધર્મ, ગમે તેવા કલુષિત વાતાવરણમાં હોવા છતાં પણ, અલિપ્ત રહી સેવા કરવાનો છે.''
>
> ('આશ્રમ સમાચાર' ૧૦–૮–'૩૧)

આ સંસ્થા તેમણે ગુજરાતમાં સ્થાપી તેમાં એ માન્યતા હતી કે, પોતે ગુજરાતી હોઈ ગુજરાતની સેવા દ્વારા ઉત્તમ દેશસેવા કરી શકશે. આ તેમના સ્વદેશી ધર્મને અનુરૂપ જ હતું. પરંતુ સંસ્થા ગુજરાતી છે એમ ન કહી શકાય. પહેલાં જ જે પચીસેક ભાઈબહેનોનું કુટુંબ બની આશ્રમની શરૂઆત થઈ તેમાં પરપ્રાંતીય પણ હતાં અને તેઓ બધાં ન્યાત-જાતના ભેદ વગર એકકુટુંબ ભાવથી રહેતાં હતાં. એ રીતનું આશ્રમનું સર્વપ્રાન્તીયપણું અને સર્વદેશીપણું પણ આજ સુધી રહેલું છે. એટલે કોમી ઐક્ય અને એકરાષ્ટ્રભાવ તો તેના પાયામાં જ નખાયલાં છે. શરૂ કરતી વખતે આ કુટુંબમાં કોઈ અસ્પૃશ્ય વર્ગનું નહોતું. પણ તેની જગા તો રાખી જ હતી. એટલે જ્યારે શ્રી. અમૃતલાલ ઠક્કરે ભાઈ દૂદાભાઈના કુટુંબને મોકલ્યું ત્યારે તેને માટે સ્થાન તૈયાર જ હતું. આમ રાષ્ટ્રીય ઐક્ય અને અસ્પૃશ્યતાનો અભાવ આશ્રમના

મૂળમાં જ રોપાયેલાં છે. તેથી તે સંસ્થા ગુજરાતમાં હોવા છતાં સર્વપ્રાંતીય છે, અને સર્વ ધર્મ અને જાતિના લોકો કશા ભેદભાવ વિના ત્યાં રહીને તાલીમ લેતા આવ્યા છે.

તેનું કામ જોવા વળતાં તરત દેખાશે કે, રચનાત્મક કાર્યક્રમની પ્રેરણા ને તાલીમ દેશે ત્યાંથી જ લીધી છે. ખાદીનો સંદેશો દેશભરમાં પહોંચાડવામાં આશ્રમનો પહેલો નંબર આવે. ચરખાસંઘની પ્રાયોગિક શાખા હંમેશ આશ્રમે જ સંભાળી છે. બીજું મોટું કામ રાષ્ટ્રીય કેળવણીનું ગણાય. આજે જે ગુજરાત વિદ્યાપીઠ અને દેશનાં બીજાં રાષ્ટ્રીય વિદ્યાપીઠ રૂપે ઊગી નીકળ્યું છે તેનું બીજ તો ગાંધીજીએ આશ્રમમાં શરૂ કરેલી નાનકડી પ્રયોગશાળા જ ગણાવી જોઈએ. એનો વારસો આજે બીજા સંભાળતા થઈ ગયા એટલે તે પ્રવૃત્તિ કાંઈક અંશે ત્યાં આટોપાતી જાય છે. પરંતુ તેનું સ્થાન સ્ત્રીકેળવણી લેતી જતી લાગે છે. ૧૯૨૬માં ગાંધીજી એક વર્ષ ક્ષેત્રસંન્યાસ લઈ આશ્રમમાં રહ્યા તે વખતથી આ કામ નજરે ચડે એવું વધ્યું છે.

સત્યાગ્રહની લડતના સીધા કાર્યમાં આશ્રમ નથી ઊતર્યું. ૧૯૩૦માં એંસીની ટુકડી લઈ ગાંધીજી દાંડીકૂચે નીકળ્યા એ પ્રસંગ બાદ કરવો જોઈએ ખરો. બાકી, મુખ્યત્વે આશ્રમ સત્યાગ્રહની તાલીમ આપનારી તથા દેશસેવાનાં ક્ષેત્રોમાં પ્રયોગો કરી નવી નવી શોધો કરનારી સંસ્થા રહી છે. અને એ એનો નાનોસૂનો ફાળો નથી. ગાંધીજીના જીવનશાસ્ત્રના પ્રયોગો જુદા રાખીએ તોપણ આશ્રમે જે જાતમહેનતનું ગૌરવ, સાદાઈ તથા સ્વચ્છતા કેળવ્યાં છે, તેનો ગુજરાતમાં ઠીક પ્રચાર થયેલો જોવા મળે. વળી રાષ્ટ્રજીવનના કેન્દ્રરૂપ બનેલા જે અનેક આશ્રમો કે તેવી સંસ્થાઓ ૧૯૧૭ પછીના સત્યાગ્રહયુગમાં હિંદમાં સ્થપાઈ છે, તે બધી ગાંધીજીના આશ્રમને આદર્શ માનીને ચાલે છે ને યથાશક્તિ અનુસરે છે. અને આશ્રમમાં તાલીમ લઈને દેશમાં પથરાયેલા સેવકોની ગણતરી કરીએ તો તે પણ નાની ન થાય. "ધાંધલિયા કામની વચ્ચે અને ધીમા રચનાત્મક કામ વચ્ચેનો ભેદ અને પહેલાનો પક્ષપાત અને બીજાનો અણગમો" લોકમાં સામાન્ય જોવામાં આવે છે. એમાંનું

અણગમાનું મહત્ત્વનું કામ આશ્રમે કરીને સત્યાગ્રહની અદ્વિતીય સેવા કરી છે એ, અતિશયોક્તિદોષના ભય વિના, કહી શકાય.

૫

સત્યાગ્રહના પ્રચારનાં પગથિયાં જોવા તરફ હવે જઈએ. શરૂઆતમાં જ આપણે જોયું હતું કે, ગાંધીજીને સત્યાગ્રહની "ઓળખ ભારતવર્ષમાં કરાવવી હતી અને તેની શક્તિ ક્યાં લગી વ્યાપક થઈ શકે એ જોવું હતું." આપણે એ પણ જોઈ આવ્યા કે, હિંદુસ્તાનનું રાજકીય કોકડું એક જ રીતે ઊકલી શકે એમ હતું, અને તે કોઈ પણ સ્વમાનભરેલો સ્વાવલંબી 'અમલી ઉપાય' (direct action) શોધી આપીને. એટલે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક 'અસહકાર'ની પ્રસ્તાવનામાં લખે છે તે મુજબ —

> "ગાંધીજી સ્વદેશ પધાર્યાં એટલે તેમના અમોઘ અસ્ત્રનો ટંકાર જોવા પ્રજા સ્વાભાવિક રીતે તલપી રહી. પણ તેમની પાસેથી જે જાદુઈ મંત્ર મેળવવાની આશા રાખી હતી, તે તરતમાં તો નિષ્ફળ જ ગઈ. શ્રી. ગોખલે સાથે મળીને તેમણે પહેલેથી નક્કી કર્યું હતું તે મુજબ લગભગ બે વર્ષ સુધી, તેમણે રાજકીય જીવનમાં કંઈ ભાગ લીધો નહીં. . . . આમ તેમના આશરે બે વર્ષના પરિચયથી તો પ્રજા કંઈક નિરાશ થઈ, અને કંઈક મૂંઝવણમાં પડી."

પણ તે મૂંઝવણ અધીરાઈની જ હતી. ૧૯૧૭માં ચંપારણના ખેડૂતોએ તેમને પોતાનાં દુઃખ નિહાળવા નોતર્યા, જેમાંથી 'આખા હિંદુસ્તાનને સત્યાગ્રહનો અથવા કાયદાના સવિનય ભંગનો પહેલો સ્થાનિક પદાર્થપાઠ મળ્યો.' ત્યાંનું કામ પૂરું પરવાર્યા પણ ન હતા ત્યાં તો પોતાના જ પ્રાંતમાં સેવાનું ક્ષેત્ર તૈયાર થઈ રહ્યું હતું. ખેડાની મહેસૂલબંધીની લડત અને અમદાવાદના મજૂરોનું 'ધર્મયુદ્ધ' તેમને સાથે સાથે જ શરૂ કરવાં પડયાં. આમ ત્રણ લડતો ૧૯૧૭–૧૮માં યશસ્વી રીતે પાર પાડી: તે દ્વારા દેશને દેખાડયું કે સત્યાગ્રહ એક વિલક્ષણ શસ્ત્ર છે. ગાંધીજીને તેમાંથી સારી સંખ્યામાં સાથીઓ મળ્યા, જે આજે સત્યાગ્રહનું આગેવાનીભર્યું કામ કરી રહ્યા છે.

સરદાર વલ્લભભાઈ ખેડાની લડતમાં તેમના જમણા હાથ હતા. જ્યારે તે ચંપારણ કે કામને અંગે બીજે કંઈ બહાર જતા ત્યારે લડતનું સીધું કામ તેમને સોંપી જતા. કરમસદમાં ભાષણ આપતાં તેમણે તેમને વિષે આવી આશા પ્રગટ કરી હતી, "આ ગામ વલ્લભભાઈનું છે. વલ્લભભાઈ જોકે હજી ભઠ્ઠીમાં છે, એમને સારી રીતે તપવાનું છે, તોપણ મને લાગે છે કે એમાંથી આપણે કુંદન કાઢીશું." એ આશા કેટલી બધી ફળીભૂત થઈ છે એ આપણે જાણીએ છીએ. ખેડાની લડત પછી એક પરિણામ તો એની મેળે આવી ગયું કે, વલ્લભભાઈ ગુજરાતના સૂબા બન્યા અને ગાંધીજીને આખા દેશના નેતૃત્વનું આવી પડનાર કામ કરવા છૂટા કર્યા.

૧૯૧૫થી ૧૯૧૯ સુધીની આ વાત થઈ. ૧૯૧૯માં સત્યાગ્રહે એકદમ કૂદકો માર્યો અને દેશવ્યાપી ચળવળનું રૂપ લીધું. હિંદના સ્વાતંત્ર્યયુદ્ધમાં ૧૯૧૫ પછીથી સત્યાગ્રહયુગ શરૂ થયો એમ કહીએ તો તેની ચાર ચોખ્ખી મજલો બતાવી શકાય :

૧. ૧૯૧૫ થી ૧૯૧૯ સુધીની સત્યાગ્રહના પરિચયની મજલ
૨. ૧૯૧૯થી ૧૯૨૧ : સત્યાગ્રહના જુઆળનો સમય
૩. ૧૯૨૨થી ૧૯૨૯: ખામોશીનો સમય
૪. ૧૯૨૯થી પૂર્ણ સ્વરાજનો યુગ.

આમાંની પહેલી મજલનો ઇતિહાસ આપણે જોયો.

બીજી મજલ રૉલેટ કાયદાથી શરૂ થઇ. તેને લોકે 'કાળો કાયદો' નામ આપ્યું એવો તે અકારો હતો. ગાંધીજીએ તેને "રાજકર્તારૂપી શરીરમાં ઊંડા રહેલા રોગની આ 'બિલો' સ્પષ્ટ નિશાની છે" એ શબ્દોમાં વર્ણવ્યો છે. તેનો વિરોધ કરવાના બધા હળવા ઉપાયો લેવાઈ ચૂક્યા, પણ સરકારે કાયદો પસાર કર્યો. ત્યારે ગાંધીજીએ મરણપથારી-એથી પણ તેની સામે સત્યાગ્રહ જાહેર કર્યો. થોડાક મિત્રો જ તેમના સાથી હતા. આ બધી વાતો તાજા જ ઇતિહાસની હોવાથી અહીં લંબાણની જરૂર નથી. પણ તે વખતની લોકની સ્થિતિ અને તેમણે કરેલો સત્યાગ્રહનો આવકાર, તેના પ્રચારની દૃષ્ટિએ, આપણે અહીં જોવાં જોઈએ.

ગાંધીજી લખે છે:

"ચાલતી કોઈ પણ સંસ્થા સત્યાગ્રહ જેવું નવું શસ્ત્ર ઉપાડી લે એમ બનવું મેં અશક્ય માન્યું. તેથી સત્યાગ્રહ સભાની સ્થાપના થઈ. . . . આ સભામાં હું પ્રમુખ બન્યો હતો. મેં જોયું કે શિક્ષિત વર્ગ અને મારી વચ્ચે બહુ મેળ નહિ જામી શકે. . . .

પણ આમપ્રજા તરફથી એમણે બીજું અનુભવ્યું. તારીખ ૬ઠ્ઠીનાં હડતાળ તથા ઉપવાસ આખા દેશમાં મનાયાં, અને તે પણ 'તૈયારીને સારુ લાંબી મુદત આપવાનો વખત જ નહોતો' છતાં. ગાંધીજી લખે છે, "કોણ જાણે કેમ આખું ગોઠવાઈ ગયું. આખા હિંદુસ્તાનમાં — શહેરોમાં અને ગામડાંમાં — હડતાળ પડી. આ દૃશ્ય ભવ્ય હતું." એનો અર્થ પણ સ્પષ્ટ હતો: હિંદી જનતાએ ગાંધીજીને પોતાના નેતા ચૂંટી કાઢ્યા; મહાસભાએ હવે પોતાનો મેળ ખવડાવવાનો હતો.

આ મેળ ખાતાં પણ વાર ન લાગી. પંજાબના અત્યાચાર અને ખિલાફતના અન્યાય બાબતની સરકારની હઠીલી અને પ્રજાદ્રોહી નીતિ તેમાં કારણ બની. મહાસભાને આ કટોકટીને પ્રસંગે પોતાનું સુકાન તેમને સોંપવું પડ્યું; અને સત્યાગ્રહ મહાસભાની કાર્યપદ્ધતિ તરીકે સ્વીકારાયો. આ વખતે આપણે અસહકાર શસ્ત્રનો જન્મ જોયો. આજ સુધી ગાંધીજી બ્રિટિશ રાજના શુભ હેતુમાં શ્રદ્ધાળુ હતા તે હવે મટ્યા: તેમને તે 'રાવણરાજ્ય' સમાન લાગ્યું. એથી, સત્યાગ્રહની શક્તિ પણ હવે નવી જ રીતે કસાવાની શરૂ થઈ. માત્ર અમુક સુધારા જ કરાવવાનું સાધન નહિ, પણ એક બળવાન સરકાર પાસેથી સ્વરાજ હાંસલ કરવાના શસ્ત્ર તરીકે તેની પરીક્ષા હવે શરૂ થઈ. ૧૯૨૧માં ગાંધીજી કેદ પકડાયા અને એ તેટલેથી અધૂરી રહી. ગાંધીજીએ જેને 'પહાડ જેવડી ભૂલ' તરીકે ઓળખાવી છે તે તેનું કારણ બન્યું. લોકે અહિંસા ચૂકીને પહાડ જેવડી ભૂલ કરી, તેને ગાંધીજીએ પોતાની ગણી અને સત્યાગ્રહને અટકાવી 'ખામોશીના પાઠ' આપવાનું શરૂ કર્યું.

અહીં આગળ આપણે, સત્યાગ્રહના પ્રચારનાં બે સાધનો, જે આ મજલ દરમિયાન પ્રથમ શરૂ થયાં, તેની નોંધ લેવી જોઈએ. 'નવજીવન' અને 'યંગ ઇંડિયા' ગાંધીજીને ૧૯૧૯–૨૦માં સોંપાયાં.

તે બે છાપાં મારફત તે પ્રજાને સત્યાગ્રહની તાલીમ આજ સુધી આપી રહ્યા છે. એના વિના પ્રચારનું મહત્ત્વનું અંગ જ કપાઈ જાત એ વિષે કોઈને શંકા નથી.

૧૯૨૪માં ગાંધીજી જેલમાંથી આવ્યા ત્યાં સુધીની તેમની ગેરહાજરી દરમિયાનનું એક કામ નોંધવું જોઈએ તે 'સવિનયભંગ તપાસ-સમિતિ.' તેને કેટલાક 'ઉત્સાહભંગ તપાસસમિતિ' પણ કહે છે, કારણ કે ચુસ્ત અસહકારમાંથી ધારાસભાવાદી સ્વરાજ-પક્ષ ઊભો કરવામાં આ સમિતિનો કાંઈક ફાળો હતો. ૧૯૨૪માં આવીને ગાંધીજીએ જોયું કે, અસહકારીઓમાં સહકાર રહ્યો નથી, સ્વરાજ-પક્ષ જાગ્યો છે અને 'નાફેરવાદી' ને તે લડે છે; હિંદુ-મુસલમાનનો પ્રશ્ન પાછો ખળભળ્યો છે; — એટલે કે, સત્યાગ્રહની મૂળ જરૂરિયાત જે એકતા તે જ પાછી સ્થાપવાની છે. એટલે તેમણે 'પુનશ્ચ હરિઃ ૐ' કર્યું. ચરખાસંઘની સ્થાપના કરી લોકમાં પાછો પ્રવેશ વધારવો શરૂ કર્યો. લોકની તો સત્યાગ્રહમાં શ્રદ્ધા જેવી ને તેવી જ હતી. બોરસદ, નાગપુર તથા ગુરુ-કા-બાગના સત્યાગ્રહ તેમના કારાવાસ દરમિયાન લડાયા હતા. અને ૧૯૨૪ પછીની વાયકોમ, ચેરાળાપેરાળા વગેરેની લડતો સત્યાગ્રહની લોકપ્રિયતાની જ સૂચક છે. એટલે સુધી લોક સત્યાગ્રહ પોતાની મેળે કરવા દોડી જતા હતા કે, આ સમયે ગાંધીજીને ચેતવણી આપવી પડેલી કે, સત્યાગ્રહ શરૂ કરવા માગનારે, વિવેકની ખાતર પણ, પોતે સત્યાગ્રહના શોધક હોઈ, તેમની સલાહ લેવી જોઈએ. મર્યાદા ચૂકીને જો સત્યાગ્રહ કરાય તો પારકાની ભૂલે એ નવું શસ્ત્ર જ લોકમાં અપ્રિય થાય એટલે આવી સાવચેતી જરૂરની હતી.

મહાસભાની નીતિ ધારાસભાને નવી રીતે અજમાવી જોવા તરફ ઢળી હતી. ગાંધીજીની તો તેના બહિષ્કારમાં શ્રદ્ધા જેવી ને તેવી જ હતી. તેઓ તો ચરખાસંઘ અને બીજાં રચનાત્મક કામોમાં લાગ્યા હતા. એટલે તેઓ સ્વરાજની સીધી લડતમાંથી હઠી ગયા કે શું એમ જ એક વાર તો લોકોને લાગ્યું. તેમને મન ધારાસભા તો પરાયું ને અજાણ્યું શસ્ત્ર હતું. આવી પરિસ્થિતિમાં ૧૯૨૮નું બારડોલીનું મહેસૂલબંધીનું યુદ્ધ ત્યાંના ખેડૂતોને જેટલું રાહત આપનારું નીવડ્યું

તેના કરતાં દેશના વાતાવરણને વિદ્યુન્મય કરનારું અને આમપ્રજાને પાછી આશા આપનારું વધારે નીવડ્યું. ભણેલા વર્ગો પણ એક વાર તો તે જોઈને હેબતાઈ ગયા. એ યુદ્ધે આખા જગતનું ધ્યાન ખેંચ્યું અને તેના નેતાને આમપ્રજાએ 'સરદાર' કહીને નવાજ્યા. વચ્ચેનાં નબળાં વર્ષો જાણે ભુસાઈ જ ગયાં એવી લોકમાનસ પર એની અસર થઈ! અને લોકે ગાંધીજીને પાછા પોતાના કામમાં ખેંચ્યા.

ધારાસભાવાદી પણ પોતાની શ્રદ્ધા ખુટાડી રહ્યા જેવા થયા હતા. તેમના આગેવાનો જોતા હતા કે, રાજમાન્ય રસ્તા આખરી ઇલાજની ગરજ નહિ સારી અને હિંદનો પ્રશ્ન તો એવો ઇલાજ માગે છે. સરકારની સાઇમન કમિશનની ભૂલે એ તેમની પ્રતીતિ પૂરી કરી આપી. ૧૯૩૦થી મહાસભાએ પાછો ધારાસભાનો બહિષ્કાર સ્વીકાર્યો અને પૂર્ણ સ્વરાજપ્રાપ્તિની છેલ્લી મજલ શરૂ થઈ એ મજલ ક્યારે પૂરી થશે એ તો પ્રભુ જાણે.* પરંતુ આ બધા ઇતિહાસપરીક્ષણ પરથી આપણે એટલું જોવા માગતા હતા કે, પોતાનો જે વિશ્વાસ હતો કે હિંદનાં સામાજિક, ધાર્મિક તેમ જ રાજકીય બધાં દરદોની દવા સત્યાગ્રહ છે તે વિશ્વાસ ગાંધીજીએ દેશનો પણ ઠીક ઠીક અંશે કર્યો છે; અને એમ કરીને પ્રજાજીવનનાં અનેક અંગોમાં નવું ધાર્મિક જોમ અને સંસ્કરણ બળ આપ્યું છે.

આ છેલ્લી મજલ પૂરી કર્યા પછી એક મજલ રહે તે હિંદ-સ્વરાજમાં સત્યાગ્રહનો સાર્વત્રિક વ્યાપક ઉપયોગ કરી બતાવવાની. એક વિશાળ દેશ એટલે સુધીની માણસાઈની કક્ષાએ પહોંચશે? એ તો ભવિષ્ય દેખાડશે. પરંતુ એટલું ચોક્કસ છે કે, એ થશે ત્યારે સત્યાગ્રહનો દિગ્વિજય થશે અને અશોકના યુગે અટકેલું એવું ધર્મચક્ર-પરિવર્તન પાછું હિંદે દુનિયામાં સ્થાપ્યું હશે.

---

* એ મજલનો એક મોટો તબક્કો આજે (ડિસેંબર, ૧૯૪૭) પૂરો થયો ગણાય — હિંદે પરદેશી રાજ્યને દૂર કર્યું છે. પરંતુ, ગાંધીજીએ કહ્યું છે તેમ, હિંદ–સ્વરાજ્ય હજી દૂર છે; તે લાવવાનું છે. તેને માટે રાષ્ટ્રધ્વજ પર તો અશોકનું ધર્મચક્ર ચડ્યું છે; લોકનાં મન પર? તે વિષે ટૂંકમાં ગાંધીજી કહે છે કે, હિંદે સબળની અહિંસા સ્વીકારી નહોતી એમ હવે મને લાગે છે.

## ૬

# સત્યાગ્રહ અને ઇતિહાસ

"જગતમાં ભરતીઓટ થયાં જ કરે છે. પણ અંતે ધર્મનો જ જય થાય છે. સંતોનો નાશ નથી થતો, કેમ કે સત્યનો નાશ નથી થતો. દુષ્ટોનો નાશ જ છે, કેમ કે અસત્યને અસ્તિત્વ નથી."

—ગાંધીજી

સત્યાગ્રહનો આટલો વિચાર કર્યા પછી, કદાચ, તેને ઇતિહાસમાં સ્થાન છે કે કેમ, એવો સવાલ ન ઊઠવો જોઈએ. છતાં ઘણી વાર ઇતિહાસના તારણરૂપે હિંસાબળની હિમાયત કાઢી બતાવવામાં આવે છે, એટલે એ સવાલ જુદો ચર્ચવાની જરૂર રહે છે

૧

સમાજહિતના કોઈ પણ સવાલની ચર્ચા ઇતિહાસ વિચાર્યા વિના ન થઈ શકે. તેમાં પણ સત્યાગ્રહ જેવા જીવનવ્યાપી સિદ્ધાંતને માટે તો તે વધારે સાચું છે. પ્રો. લાસ્કી તેની 'કૉમ્યુનિઝમ' ચોપડીમાં કહે છે તેમ, સમાજધર્મનો કોઈ પણ સિદ્ધાંત અંતે ઇતિહાસ પરથી તારવેલા અમુક રહસ્ય ઉપર આધાર રાખે છે: ઇતિહાસક્રમમાં થયેલા માનવસમાજના અનુભવો અનુસાર તે છે અને એના ઉપરથી તે ઘડાયેલો છે એમ બતાવીને જ તેની હિમાયત પાકી રીતે કરી શકાય. એથી જ કાર્લ માર્ક્સે તેના સામ્યવાદની હિમાયત, ઇતિહાસનું રહસ્ય આર્થિક છે અને તેનું સાધન વર્ગ વર્ગ વચ્ચેનો કલહ છે એમ સ્થાપન કરીને, કરી હતી. આપણે શરૂઆતથી જોતા આવ્યા છીએ કે, સત્યાગ્રહ સમાજહિતનો, જીવનનાં સર્વ ક્ષેત્રોમાં વ્યાપક, એવો સિદ્ધાંત છે ને તેની નિરાળી સામાજિક ફિલસૂફી છે. તેથી કરીને તેના પાયારૂપે ઇતિહાસનો અર્થ તપાસવો એ આવશ્યક ગણાય.

'હિન્દ સ્વરાજ'માં વાચક અધિપતિને આ બાબત જે સવાલ પૂછે છે તે આ ચર્ચાનો પ્રતિનિધિરૂપ પ્રશ્ન છે:

"તમે જે સત્યાગ્રહ અથવા આત્મબળની વાત કરો છો તેનો કંઈ ઐતિહાસિક પુરાવો છે? આજ લગી એક પણ પ્રજા તેવા બળથી ચડી હોય તેવું જોવામાં નથી આવતું. મારફાડ વિના દુષ્ટ સીધા રહે જ નહિ એવી પ્રતીતિ હજુ પણ રહ્યા કરે છે."

આ પ્રશ્નમાં દ્વિવિધ ઉત્તરની માગણી રહેલી છે. એક માગણી તો આ છે કે, સત્યાગ્રહના સામુદાયિક પ્રયોગના દાખલા ઇતિહાસમાં છે? વાચક માને છે કે નથી. તેથી તે જણાવી જ દે છે કે, કોઈ પણ પ્રજા તેવું બળ વાપરીને ફાવી જાણી નથી. એ પરથી વાચક બીજી શંકા કરે છે કે, એમ કોઈ ફાવી શકે એવી પ્રતીતિ પણ, જેવી શરીરબળને માટે પડે છે તેવી, નથી પડતી. તેવી પ્રતીતિ પડવાને માટે કંઈ કારણ હોય તો બતાવો. આ દ્વિવિધ પ્રશ્ન આપણે તપાસવાનો છે.

સત્યાગ્રહ એટલે પ્રેમબળથી લડાયેલી સામુદાયિક લડત એ અર્થમાં ઐતિહાસિક દાખલો નથી એ વાચકની ધારણા સાચી ગણાય. ગાંધીજીએ જે વ્યાપક પ્રયોગો કરી બતાવ્યા છે તે એવા દાખલા ગણાય ખરા. તેના પરથી હિંદમાં સત્યાગ્રહ વિષે પ્રતીતિ પણ પડતી જાય છે અને આપણે જો તેનો સફળ પ્રયોગ કરી બતાવીએ તો જગતને પણ એમાં શ્રદ્ધા બેસે. છતાં, આજે ઇતિહાસમાંથી બતાવી શકાય તેવો દાખલો નથી, એમ જ કહેવું ઘટે. ફ્રેન્ચ લશ્કર સામે મોરોક્કોના આરબો નિઃશસ્ત્ર ઊભા રહ્યા તેથી ફ્રેન્ચ લશ્કરે તેમને ન માર્યા, એ દૃષ્ટાંત ગાંધીજીએ એક જગાએ આપ્યું છે. પણ એ જ્ઞાનપૂર્વક સત્યાગ્રહ નહોતો એમ તેઓ તેની સાથે જ જણાવે છે.

પરંતુ વાચકની બીજી શંકા કે, સત્યાગ્રહમાં શી રીતે શ્રદ્ધા બેસે, તે આવા દાખલાની શોધમાત્ર નથી. તેમાં તો તે ઐતિહાસિક પ્રતીતિનો પ્રશ્ન ઉઠાવે છે. તે તપાસવા આપણે ઇતિહાસનો અર્થ તપાસવાનો રહે. શું, સત્યાગ્રહ એ ઇતિહાસથી ઊલટા પ્રવાહમાં લઈ જનાર બળ છે? ખરેખર, સમાજરચના, સમુદાયની જરૂર એવી જ જાતની છે કે તેમાં પ્રેમબળ નકામું નીવડે, શરીરબળનો કાયદો જ કામ આવે? લડાઈઓ શું સમાજમાં પ્રગતિકર નથી? ઇતિહાસ

એમ શીખવતો લાગે છે કે. આનો જવાબ હકારમાં છે. આ માન્યતા સાચી છે કે શું, એ આપણે વિચારવાનો પ્રશ્ન છે.

૨

આ વિચારતી વેળા એક વસ્તુ એ યાદ રાખવાની છે કે, આ ચર્ચામાં આપણે મનુષ્યપ્રયત્નના છેવટના ઉદ્દેશની વાત કરીએ છીએ, સમાજ અને સંસ્કૃતિનાં મૂળ પ્રેરકબળ તથા ઉદ્દેશ ચર્ચીએ છીએ. અમુક કાળે સ્વાર્થવશ થઈને લોક મગજ ખોઈ બેઠા અને મારામારી પર ચડી ગયા, એવું ઇતિહાસમાંથી બતાવી શકાશે. પણ તે પરથી, શરીરબળ ઐતિહાસિક રહસ્ય છે એમ ન તારવી શકાય. આપણે આ પ્રકરણમાં મનુષ્યહૃદયની અને સમાજની ગતિ કઈ દિશામાં છે તે ઇતિહાસમાંથી જોવા માગીએ છીએ. તેને માટે અમુક વખતનો ઇતિહાસ નહિ, પણ મનુષ્યજાતના ઇતિહાસનો સરવાળે સારાંશ શો છે, એ જોવું જોઈએ.

આ રીતે વિચાર કરતાં આપણને તરત દેખાશે કે, લડાઈ વગેરે તો પ્રાસંગિક ઘટનામાત્ર છે; અને નહિ કે કલહ, નહિ કે યુદ્ધ, પરંતુ મેળ, પરસ્પરભાવ, ને પ્રગતિ એ મનુષ્યહૃદયના અને સમાજના પુરુષાર્થનું અંતિમ રહસ્ય છે. ઍડોલ્ફ વટક કરીને એક લેખક જણાવે છે તેમ.

> "નીતિશાસ્ત્ર ઇતિહાસને તેનું યુક્તિસિદ્ધ ધ્યેય આપે છે અને નીતિધર્મમાત્રનું અંતિમ કાર્ય સાર્વભૌમ ઇતિહાસને સંપૂર્ણ સ્વરૂપે લઈ જવાનું છે. નીતિશાસ્ત્ર વિના ઇતિહાસની સાચી સમજ અસંભવિત છે; સાર્વભૌમ ઇતિહાસ એ સમાજહૃદયમાં રહેલા નૈતિક તત્ત્વનું પ્રત્યક્ષ રણમેદાન છે."

યુરોપના ઇતિહાસની સમીક્ષા કરતાં લૉર્ડ ઍક્ટન ૧૯મા સૈકાના ત્યાંના ક્રાંતિયુગ પર વિચાર કરતાં જણાવે છે:

> "સમાજની મહાન જીતો જો ઉદાર માર્ગો કરતાં હિંસાથી ઘણે ભાગે સધાતી હોય, જો ઘટનાઓનું વલણ અને વહન ઉત્પાત અને ધડાકાની બાજુએ હોય; જો દુનિયામાં ધર્મસ્વાતંત્ર્ય ડચ ક્રાંતિને, બંધારણયુક્ત રાજતંત્ર અંગ્રેજ ક્રાંતિને, સમવાયી પ્રજાતંત્ર અમેરિકાની ક્રાંતિને, રાજદ્વારી સમાનતા ફ્રેન્ચ અને તે પછીની ક્રાંતિને આભારી

હોય, તો રસિક ભૂતકાળના અમારા જેવા નમ્ર અભ્યાસીઓનું સ્થાન ક્યાં રહ્યું? કેમ કે ક્રાંતિવાદીની જીત ઇતિહાસકારને ઉડાવી દે છે. . . . પરંતુ એક નવલકથામાંય નવાઈ પમાડે એવું અણધાર્યું સત્ય એ છે કે, ક્રાંતિ ઇતિહાસ પર મીંડું નથી વાળતી પણ એની પુનઃસ્થાપના કરે છે."

એટલે કે, ક્રાંતિથી હિંસાવાદ નથી સ્થાપિત થતો, પણ ઊલટો શાંત પ્રગતિવાદ જ સિદ્ધ થાય છે.

જો એમ ન હોય તો જગતનું ભવિષ્ય એવું જ નમાનવું જોઈએ કે, તેણે ક્રાંતિ અને કલહ કરી કરીને કપાઈ જ મરવાનું છે? પણ આમ કોઈ ન માની શકે. દરેકના મનમાં એમ જ લાગે છે કે, લડીએ કરીએ તોપણ છેવટે આપણે વધારે સુખી, વધારે મેળથી ને પ્રેમપૂર્વક રહેવાના છીએ. જગતના ભવિષ્ય વિષે તદ્દન નિરાશાવાદ ઘણી વાર ઊપજી આવે છે એ ખરી વાત છે. પણ અંતે તે શ્મશાનવૈરાગ્ય જેવો જ હોય છે. મોટામાં મોટો નિરાશાવાદી હક્સલી કહેતો હતો કે, એકાદ તારો આપણી પૃથ્વીને ભટકાઈ તેના ચૂરા કરી નાંખે તો કેવું સારું? તે કાંઈ જ ઉદ્દેશવાળી દેખાતી નથી. પણ તે તો એકલો જ હતો. બાકી પ્રગતિવાદમાં શ્રદ્ધા એ બધાં આધુનિક સામાજિક શાસ્ત્રોનું લક્ષણ છે. અને દરેકમાં રહેલી જિજીવિષા જ એ નિરાશાવાદને અફળ નથી કરતી? પ્રો. બ્યૂરી તેના 'Idea of Progress' પુસ્તકમાં ઇતિહાસના અનેક પ્રગતિવાદીઓની સમીક્ષા કરતાં જણાવે છે, "આ વાદે . . . એક મહત્ત્વના નૈતિક સિદ્ધાંતને જન્મ આપ્યો તે એ છે કે, ભવિષ્યની પ્રજાના શુભની ચિંતાએ ઇતિહાસમાં મહાન પ્રેરક બળ તરીકે કામ કર્યું છે." આ સામાજિક જિજીવિષા પણ એ જ બતાવે છે કે, નિરાશાવાદને જગત કદી કાયમને સારુ સંઘરી નથી શક્યું.

જો જોઈએ તો, ઊલટું, શરીરબળ જ આ નિરાશાવાદના પિતા સમાન લાગે છે; વાચક કહે છે કે એ બળથી પ્રજાઓ ફાવી છે એ જ બરાબર નથી લાગતું. તાત્કાલિક ફાવવું એ ફાવવું ન ગણાય. ઇતિહાસમાં ટૂંક સમય માટે નીપજેલાં ફળ પરથી તેનું રહસ્ય ન તપાસી શકાય. એટલે, લડાઈનું કાયમી ફળ જ ખરું ફળ ગણાય. મહાભારતને અંતે અર્જુને ગીતામાં બતાવેલી બીક જ સાચી પડી: છેવટે સાત જ

જણ બચવા પામ્યા, અને તે જોઈ યુધિષ્ઠિર પોકારી ઊઠ્યા કે, આપણી લોભવૃત્તિને ધિક્કાર છે. ખરેખર, કોણ હાર્યું ? જીતનાર પણ હાર્યા નથી? આમ મહાભારતકારે યુદ્ધની ફજેતી બતાવી છે. સ્પાર્ટાનાં તાલીમ ને લશ્કરી સંસ્કૃતિનાં વર્ણનો વાંચતાં આપણને માન ઊપજે છે. પરંતુ એ સ્પાર્ટાને તેનો બધો લશ્કરી સરંજામ આજે ટકાવી નથી શક્યો. એમ અનેક સામ્રાજ્યોની કરુણ કથા લંબાવી શકાય. જે સંસ્કૃતિઓ ભોગૈશ્વર્યપ્રધાન હોઈ શરીરબળ અને સ્વાર્થ પર રચાઈ તે આજે નથી ટકી. એટલે, વાચક ઇતિહાસમાંથી જે નિષ્પત્તિ કાઢી બતાવે છે કે, 'એક પણ પ્રજા તેવા બળથી ચડી હોય તેવું જોવામાં નથી આવતું' તે ઉતાવળિયો નિર્ણય છે.

૩

આવી નિષ્પત્તિને ડાર્વિનના વિકાસવાદના સિદ્ધાંત પરથી યુરોપીય સમાજશાસ્ત્રીઓએ કાઢેલા હિંસાબળના ગૌરવની સાથે સરખાવાય. ડાર્વિને કુદરતમાં પ્રાણીશરીરોનો વિકાસ સયુક્તિક સમજાવ્યો. તે પરથી સમાજશાસ્ત્રી પણ એ જ ધોરણે સમાજના વિકાસવાદની સયુક્તિકતા ખોળવા લાગ્યો. બદલાતી જતી સામાજિક પરિસ્થતિને તેણે ડાર્વિનની કુદરતની વિપુલતાને સ્થાને બેસાડી. વર્ગ વર્ગ વચ્ચેના કલહને તેણે ડાર્વિનના જીવનકલહની જોડમાં ઊભો કર્યો. આ પરિસ્થિતિ અને વર્ગકલહ સ્થૂળ રૂપે આર્થિક હોય છે. એટલે વિકાસવાદી સમાજશાસ્ત્રીએ કાયદો કાઢી બતાવ્યો કે, સમાજ પણ આર્થિક પરિસ્થિતિ અનુસાર ફરે છે. આમ આ શાસ્ત્રીઓએ એ ભૂલ કરી કે, તેઓ જડ પરિસ્થિતિ દ્વારા ચેતન માનવસમાજકાર્ય સમજાવવા મથ્યા. કુદરતમાં વિકાસ વિષેના ડાર્વિનના મતમાંય આ દોષ છે. પરંતુ કુદરતમાં ચેતનબળ માની પ્રાણીશાસ્ત્રનો વિકાસવાદ કદાચ સમજી શકાય ને તે રીતે શ્રદ્ધેય બને. પણ સમાજશાસ્ત્રમાં માણસને એક માત્ર આર્થિક પ્રાણી કલ્પી આર્થિક બળો જેમ તેને ધકેલે છે તેમ તે ફરે છે એવો સામાજિક વિકાસવાદ રચવો એ અશક્ય છે ને તેમ તેને શ્રદ્ધેય ન બનાવી શકાય. મનુષ્યનો આત્મા, તેનો પ્રેમધર્મી સ્વભાવ, એના ચોકઠામાં ક્યાંય ન જ બેસી શકે. આ

વિસંવાદ યુરોપીય સમાજશાસ્ત્ર આજ સુધી પૂરેપૂરો કાઢી શક્યું નથી. જીવનશાસ્ત્રને છોડીને અર્થશાસ્ત્રને જો સમાજશાસ્ત્રનું કેન્દ્રવર્તી કલ્પાય તો આવું જ બને એ સમજાવવાની જરૂર નથી.

આવી જાતનો વિસંવાદ યુરોપની આધુનિક સંસ્કૃતિના મૂળમાં જ કદાચ બતાવી શકાય. યુરોપનો આધુનિક યુગ ૧૬મા સૈકાથી શરૂ થયો ગણાય. ત્યારથી યુરોપીય રાષ્ટ્રોની ભોગૈશ્વર્ય-પૂજા અને ખ્રિસ્તી ધર્મની અહિંસાપૂજા બરાબર લડતાં આવ્યાં છે. એક બાજુ ઈશુ ખ્રિસ્તની જીવનની સાદાઈનો બોધ, મદ અને સત્તાની ઘૃણા અને અહિંસાપાઠ છે અને બીજી બાજુ યુરોપની ચૂસણપદ્ધતિ અને ઈશ્વરનો અણગમો તથા હિંસાબળનો સરંજામ આજે ઊભાં છે. યુરોપનું બુદ્ધિબળ પણ — તેનું વિજ્ઞાન, અર્થશાસ્ત્ર તથા જીવનપદ્ધતિ — બીજા પક્ષની સેવામાં જ મોટે ભાગે આજે છે. એમાંથી ત્યાં આજે પાર વિનાની અસમાનતા, ઊંચનીચભાવ, તથા ઝેરવેર વધવા પામ્યાં છે. દુનિયાની લૂંટના ભાગ પાડવામાં, ૧૯૧૪માં યુરોપનાં રાષ્ટ્રો લડી પડ્યાં તેમાંથી ત્યાં કેટલુંક હૃદયશોધન જાગ્યું છે: પાછું ખ્રિસ્તના ધર્મનું સંસ્મરણ થવાની નિશાનીઓ દેખાય છે. આ સંસ્મરણ, એક રીતે તો ઓછેવત્તે અંશે કેદથી સતત ચાલતું આવ્યું છે: યુરોપમાં સાચા ઈશુભક્તો અને તેમની મંડળીઓ કોઈ કાળે બિલકુલ નાબૂદ નથી થઈ.

આ બધા ઉપરથી આપણે એટલું જોઈ શકીએ છીએ કે, શરીરબળનો ન્યાય છેવટ સુધી તો નથી જ ચાલી શકતો. આસુરી સંપદવાળા લોકો તેમની ઘેલછાથી આખા જગતને સંતાપે છે; એક વખત તો તેમનો વાવટો પણ ફરકાવે છે. પણ છેવટે તેઓ સમજીને નહિ તો મરણથી અટકે છે. પાછું જગત તેના અહિંસાસ્થાપન તરફ વળે છે. કદી જગત તેમાં રાચવા તત્પર નથી થયું. પુરાણકારોએ જગતને ગાય કલ્પી ઈશ્વર પાસે આવા લોકથી રક્ષણ માગતી વર્ણવી છે, એમાં આ જ અર્થ સમાયેલો લાગે છે. એટલે ઇતિહાસમાંથી નકરો હિંસાવાદ નથી નીકળતો; અહિંસા અને શાંતિ પણ છે અને મનુષ્યહૃદયે તથા સમાજે એમને પોતાનાં ધ્યેય માન્યાં છે ને સર્વસ્વ અર્પ્યું છે.

એ ખરું છે કે બેઉ બળ ઇતિહાસમાં જોવા મળે છે. "બેઉ અનાદિ છે....બંને બળ દુર્બળતા — જેને આપણે તોછડા પણ વધારે અસરકારક શબ્દ 'બાયલાપણા'થી ઓળખીએ છીએ — તેના કરતાં ઇષ્ટ છે. એમાંથી એકે વિના સ્વરાજનો કે લોકોની જાગૃતિનો સંભવ નથી." લડાઈ કે એવા સામુદાયિક કજિયાને પ્રસંગે હિંસાબળ વપરાતું આવ્યું છે. પરંતુ, તે વાપરવું જોઈએ એમ સિદ્ધ કરવા કશું જ ઐતિહાસિક કારણ આપણને નથી મળતું. ઊલટું, હિંસાબળને હંમેશ મર્યાદામાં જ રાખવામાં સમાજની સુરક્ષિતતા રહેલી છે, અને જેમ બને તેમ તેને વધારે ને વધારે અંકુશ હેઠળ આણવા પ્રયત્ન થયા છે, એ ઇતિહાસમાં સ્પષ્ટ દેખાય છે.

## ૪

આગળ એક પ્રકરણમાં આપણે જોયું કે, સ્વજન પરજનનો ભેદ હોવા છતાં સ્વજનનો ગોળ વધવો અને પરજનની પરિસીમા ઘટવી એ ઇતિહાસક્રમનું લક્ષણ જોવામાં આવે છે. એક જમાનામાં કુટુંબેકુટુંબ લડતાં. (કૌરવપાંડવો એકકુટુંબી જ હતા.) છતાં માબાપ, પુત્રપુત્રી વચ્ચે પ્રેમસંબંધ રહેતો. એ પ્રાથમિક સ્થિતિમાંથી ગોત્ર જેટલો વિશાળ ગોળ બન્યો. પછી ગોત્ર ગોત્ર લડતાં જોવામાં આવે, પણ કુટુંબમાં અંદરેઅંદર લડાલડી સામાન્ય રીતે ન થાય. લડાઈના પ્રસંગ જ ન ઊપજે એમ એમાં નથી કહ્યું. પ્રસંગો ઊપજે અને ઊપજ્યા કરશે. પરંતુ તેનો તોડ પંચ દ્વારા કે કુટુંબના વડીલ દ્વારા થઈ જતો. ગોત્રની મર્યાદા વધીને કોમ જેવડી બની. આજે આપણે રાષ્ટ્રો લડતાં જોઈએ છીએ. તેમાં પણ આંતરરાષ્ટ્રીય સંઘ જેવી અહિંસાસ્થાપક સંસ્થાની કલ્પના જન્માવવા ગમે તેવા પણ પ્રયત્નો શરૂ થયા છે.

સ્વજન પરજન, મ્લેચ્છ અને કાફર, કાળા અને ગોરા, આર્ય અને અનાર્ય, ખ્રિસ્તી અને 'હીધન', સુધરેલો ને જંગલી, ગુલામ અને સ્વતંત્ર, ગ્રામ્ય અને નાગરિક, 'બૂર્ઝ્વા,' અને 'પ્રોલિટેરિયન' — આવા આવા અનેક જાતના, — સાંસ્કૃતિક, ધાર્મિક, રંગદ્વેષી, જાતીય — ભેદો ઇતિહાસમાંથી બતાવી શકાય. પરંતુ તે બધા ભેદો છતાં ટૉમસ

ગ્રીનનું, આપણે જોઈ આવ્યા એ સુંદર નિરીક્ષણ સાવ સાચું છે કે, "પડોશી પ્રત્યેની ફરજનું ભાન નહિ પણ કોને મારો પડોશી ગણવો એ વ્યવહારનો પ્રશ્ન જ ફરતો રહ્યો છે." આ તદ્દન સાચું ઐતિહાસિક નિરૂપણ સત્યાગ્રહના પુરાવા માટે પૂરતું પ્રમાણ છે. આજે આપણે એ જ ઐતિહાસિક પરંપરાનો આગળનો આંકડો ઘડવા માગીએ છીએ. તેનું સુંદર કથન ગાંધીજીએ વિલાયતમાં કરેલા એક ભાષણમાંથી મળી આવે છે:

> "અત્યાર સુધી પશુની માફક પ્રજાઓ લડતી આવી છે. પણ હિંદીઓને લાગ્યું કે, પશુદુનિયાને લાગુ પડતો કાયદો મનુષ્યજાતિને ન લાગવો જોઈએ. . . . . લગભગ પાંત્રીસ વર્ષના અખંડ રાજદ્વારી અનુભવ પછી મારા હૃદયના ઊંડાણમાં મને લાગે છે કે, લોહી રેડી રેડીને દુનિયા માંદી થઈ મરવા પડી છે. તેમાંથી બચવાનો રસ્તો તે ખોળે છે. અને એ રસ્તો શોધી આપવાનું માન હિંદને કદાચ મળશે એ માન્યતાથી હું મારા મનમાં ગર્વિત થાઉં છું."

આમ ઇતિહાસમાં પ્રગતિ થતી આવી છે. શરીરબળનાં દૃષ્ટાંતો નથી એમ કહેવાનો આશય આમાં નથી. પણ એનો પુરાવો અહિંસાની પ્રગતિની સામે નથી એ સમજવું જોઈએ. ઊલટું તે પુરાવાથી તો તેનો દાવો સવિશેષ સિદ્ધ થયો છે. લૉર્ડ ઍક્ટન કહે છે તેમ, "ભૂતકાળ જો ભારરૂપ અને વિઘ્નકર્તા થયો છે તો તેનું જ્ઞાન તે ભાર અને વિઘ્નોમાંથી બચી જવાનો ઉત્તમોત્તમ સલામતી ભરેલો અને ચોક્કસ માર્ગ છે."

સળંગ પ્રગતિ જ થઈ છે એમ પણ આના પરથી નથી સમજવાનું. ભરતીઓટ થયાં જ કરે છે ને થયાં કરવાના. સરવાળે સમાજ અહિંસાની પ્રગતિને જ વફાદાર છે એ કહેવાનો અર્થ છે. ઇતિહાસમાં અહિંસાની દૃષ્ટિએ અનેક ભૂલો માણસથી થઈ છે. પરંતુ એ ભૂલો ભૂલરૂપે જોતાંવેંત સુધારનાર પણ માણસ જ છે. તેથી ભૂલોને સત્યમાં ન ખપાવી શકાય. ઐતિહાસિક સત્ય તો એ છે કે,

> "મતમતાંતર થાય છે, રીતભાત વગેરે ફરે છે, ધાર્મિક વાદો જાગે છે ને પડે છે, પરંતુ નીતિના કાયદાનો સનાતન મુદ્દાલેખ (ઇતિહાસની) અનંતતા પર લખાયેલો છે." (લૉર્ડ ઍક્ટન)

માણુસજાત બધી જાતનાં પરિવર્તનો પાર કરીને પણ નીતિના કાયદાના આ જ સનાતન સત્યને વળગી રહી છે. એથી તો ‘ અધિપતિ ’ વાચકના પ્રશ્નના ઉત્તરમાં ‘ હિંદ સ્વરાજ ’માં જણાવે છે કે,

> “ મોટો ઐતિહાસિક પુરાવો તો એ જ છે કે, દુનિયા લડાઈના હંગામો છતાં નભી છે. એટલે લડાઈના બળ કરતાં બીજું બળ એનો આધાર છે. . . . તે બળ ન હોત તો પૃથ્વી રસાતલ પહોંચી ગઈ હોત. ”

●

૭

# સત્યાગ્રહ નિર્બળનું શસ્ત્ર?

> “ માણુસમાં બીજી નબળાઈઓ ગમે તેવી હોય તેનો વાંધો નથી; પણ જે સેવાક્ષેત્ર પોતે પસંદ કર્યું તેમાં જો જીવનું જોખમ ખેડવા પણ તે તૈયાર હોય તો તે બીના તેને હંમેશ માટે પુનિત કરે છે. ”
>
> —પ્રો. વિલિયમ જેમ્સ

> “ શરીરબળની ખામીવાળા અથવા શરીરબળ નથી ચાલતું એટલે પરાણે સત્યાગ્રહી થવું પડે એવું માનનારા જ સત્યાગ્રહ કરે છે, એ તદ્દન નમાલી વાર્તા છે. આવું માનનારને લડતની ખબર નથી એમ કહી શકાય. સત્યાગ્રહ તો શરીરબળ કરતાં વધારે તેજસ્વી છે ને તેની આગળ શરીરબળ એક તણખલા સરખું છે. ”
>
> —ગાંધીજી

સત્યાગ્રહ નિર્બલનું શસ્ત્ર છે એવો ભ્રમ તેના જન્મથી જ લગભગ ચાલતો આવ્યો છે, અને આજે પણ હયાત છે એમ જોવા મળે છે. આવી બિનપાયેદાર માન્યતા ક્યાંથી અને કેવી રીતે પેદા થઈ છે તે હવે તપાસીએ.

૧

સત્યાગ્રહ અને અહિંસા એટલે શું એ બરાબર ન સમજવાથી જ આ ભૂલ થાય છે એ તો ઉઘાડું છે. આગલાં પ્રકરણમાં સત્યાગ્રહ વિષે જે જોઈ આવ્યા તે પરથી એવી શંકા પણ જવાને કારણ નથી મળતું કે સત્યાગ્રહમાં નિર્બલતાને સ્થાન હશે. જે સભામાં સત્યાગ્રહનો જન્મ થયો તેનું વાતાવરણ બિલકુલ નિર્બળતાનું નહોતું. બલકે ત્યાં તો

એક અજબ ધાર્મિક બળ જામી ગયું હતું, એમ ગાંધીજીએ તેના આપેલા વર્ણન ઉપરથી ખાતરી કરી શકાય છે. અને ગાંધીજીના જીવનનું જે ટૂંક પરીક્ષણ આપણે જોયું તેમાંય નિર્બળતાનું નામ નથી. ઊલટું એમણે તો પોતાની આત્મકથામાં એમ બતાવ્યું છે કે, જેમ જેમ તેમનો સત્યપ્રેમ અને અહિંસાભક્તિ જામતાં ગયાં તેમ તેમ તેમનામાં ઉત્તરોત્તર નિર્ભયતા વધતી જ ગઈ!

અહિંસા અભય વિના કદી ન સંભવે કે નભી શકે એ સમજવું સહેલું છે. જો કોઈ પણ વસ્તુ સત્યાગ્રહને સાવ અગ્રાહ્ય હોય તો તે કાયરતા છે. સ્વામી વિવેકાનંદ કહેતા કે ગીતા એ "નિર્બળતા કે કાયરતાના નામનિશાન વિનાનું અદ્ભુત કાવ્ય" છે. સત્યાગ્રહને માટે પણ આ અક્ષરશઃ સાચું છે. સત્યાગ્રહી પરાજય જાણતો જ નથી એ કહેવામાં આ રહસ્ય રહેલું છે.

આમ છતાં તેને વિષે નિર્બળતાનો આરોપ ક્યાંથી નીપજ્યો એ તપાસવા જેવું છે. એનું એક કારણ તો આપણે સહેજે કલ્પી શકીએ કે, આપણે આપણા વ્યવહારમાં મોટે ભાગે શરીરબળ જ વાપરતા હોવાથી લોકમાં તેની જેવી પ્રતિષ્ઠા જામી છે તેવી આત્મબળની નથી જામી; અથવા વધારે ચોક્કસ કહેવું હોય તો, અમુક ક્ષેત્રમાં જ તે જામી છે અને સામુદાયિક ક્ષેત્રોમાં તથા સંબંધોમાં તો મુખ્યત્વે શરીરબળ જ વપરાયેલું છે, તેથી તે ક્ષેત્રમાં તે સવિશેષ પ્રતિષ્ઠિત છે. એટલે, લોકમાં એવી ભાવના એની મેળે આવી જાય છે કે, જ્યાં ક્રોધનો પ્રસંગ ઊપજે કે માનાપમાનનો પ્રશ્ન ઊઠે ત્યાં જે પક્ષ એક વાર તો હાથ ઉપાડી ન બતાવે તે નિર્બળ જ હોવો જોઈએ; એમ જો ન હોય તો તરત ફેંસલો ન કરી નાંખે? લોકમાનસનું આ લક્ષણ સત્યાગ્રહ વિષેની પ્રસ્તુત ગેરસમજનું એક કારણ સ્પષ્ટ દેખાય છે.

બીજું કારણ એક અંગ્રેજી કહેવતમાંથી મળી આવે છે: 'ઈશ્વરી ઉકેલ ધીમો લાગે છે પણ તે બરાબર ચોક્કસ હોય છે.' લોક એમ માને છે કે, શસ્ત્રબળથી એક ઝટકે બે ટુકડા કરાય, તરત ફેંસલો થઈ જાય, શીઘ્રમાં શીઘ્ર ને ધાર્યું ફળ લવાય; ત્રાહિત પક્ષ પર બહાદુરીની છાપ તો ઓછામાં ઓછી પડે જ છે! તેથી લોકમાં

પહેલો ઘા અડધી જીત ગણાય છે. શીઘ્ર ફળ વિષેની આ માન્યતાનો વિચાર જુદાં જુદાં પ્રકરણોમાં તો કરાશે. અહીં એટલું ધ્યાનમાં લઈએ કે, તપાસનાર જો બરોબર નિહાળીને જોશે તો જણાશે કે, શસ્ત્રના વાપરથી તો ઊલટો ઉકેલ લંબાય છે; એટલું જ નહિ, ઝઘડો પેઢી દર પેઢી ચાલે છે. મહાભારતકાર તો તે જન્મોજન્મ ચાલે છે એમ બતાવે છે: જેમ કે, ભીષ્મ સાથે અંબાને વેર હતું તે તેણે બીજે જન્મે શિખંડી બનીને વાળ્યું. પુનર્જન્મમાં માનનાર બીજું માની પણ ન શકે.

શારીરિક પરાજય થવાથી બને છે એવું કે, ઝઘડાનું મૂળ કારણ, જે હંમેશ સૂક્ષ્મ માનસિક હોય છે, તે નથી મટતું. આ વસ્તુ તો બે નાનકડાં બાળકનો કિસ્સો વિચારતાંય જણાઈ આવશે. નિશાળમાં લડતા બે છોકરામાંથી હારનાર પણ થાકીને બેસતો નથી, પણ ભેરુબંધ ભેગા કરી પાછો લડાઈ જમાવે છે. અને જો તે શાંત બેસી જાય છે તો નહિ કે તેને માર્યો તેથી તે પોતાની ભૂલ સમજ્યો હતો, પણ તે કાયર થયો છે, નિર્બળ હોવાથી નિર્વીર્ય બનીને બેઠો છે. એટલે એણે હાર કબૂલ કરી છે એમ નથી, પણ તે તો યા તો વેર લેવાનો લાગ જોતો બેસે છે અથવા તેજોવધ સહન કરીને સાચા અર્થમાં નિર્બળ બને છે. અને તેનું કારણ શારીરિક બળ છે. આમ શારીરિક બળ જ નિર્બળ અને સબળ એવા અનિષ્ટ વિભાગ પાડી બતાવે છે. સત્યાગ્રહ સામાની કાયરતાનો લાભ નથી લેતો. અને પોતાની આત્મશ્રદ્ધા પર જ સત્યાગ્રહી ઝૂઝે છે તેથી પોતે કાયર બનતો નથી, પણ પોતાની આત્મશ્રદ્ધા વધે તેટલા સારુ તે ઉત્તરોત્તર વધારે ને વધારે આત્મશુદ્ધિ કરવા પ્રેરાશે, વધારે ને વધારે પોતાનું સત્ય આચરીને વધારે બળવાન બનશે.

એટલે શસ્ત્રબળથી એ પરિણામ આવે છે કે, વિજેતાપક્ષમાં વિજયનો ગર્વ આવીને મદથી બુદ્ધિ દોષિત બને છે; જ્યારે વિજીતપક્ષમાં માનભંગની લાગણી ઉત્પન્ન થાય છે, જેમાંથી કલહ શમતો નથી પણ વધે છે: જીતનાર ગર્વથી ગમે તેને પછી છેડાછેડ કરવા પ્રેરાય અને હારનાર તેનું વેર વાળવા તાકી બેઠો હોય. એટલે શરીરબળે શું ફળ

આપ્યું ? સ્થૂલ ફાયદો વિજેતાએ કદાચ ઉઠાવ્યો હશે. પણ માનવસમાજની સાર્વજનિકતાની દૃષ્ટિએ એ ફળ કશી વિસાતમાં છે ખરું ? માનવસમાજે તો ઊલટો કલહ વહોર્યો ને તેનાં બીજ બધે વેરાયાં જે આગળ ઊગ્યા કરશે. નકામા પડતર ખેતરમાં જેમ અજાણે ઘાસકાંટા ઊગ્યા કરે છે, એમ જ આ અજાણમાં વેરાતાં વેરબીજનો ફાલ હોય છે. આ મહાન સામાજિક સત્યનિરીક્ષણ કરીને જ પછી બુદ્ધ ભગવાને કહ્યું હતું કે,

"नहि वेरेण वेराणि संमन्तीध कदाचन ।"

એ વિષે આપણે આગળના પ્રકરણમાં જોયું હોવાથી અહીં નિર્દેશમાત્ર બસ થશે.

હવે સત્યાગ્રહની પદ્ધતિ અને સામાજિક અસર વિચારી જોઈએ. પ્રથમ તો એ સ્પષ્ટ કરવું જોઈએ કે, સત્યાગ્રહ એટલે મારવું નહિ એટલું જ માત્ર નથી; અને ન મારવું એ લાચારીજન્ય નથી પણ જ્ઞાનપૂર્વક ધારેલી વૃત્તિ છે એ પણ ચોખ્ખું સમજી લેવું જોઈએ. સત્યાગ્રહનો અર્થ સમજતાં આગળ આપણે આ બાબતનો વિચાર કરી લીધેલો હોવાથી અહીં આટલું કથનમાત્ર બસ થશે./ કલહનો નિવેડો સારામાં સારી રીતે અને ઓછામાં ઓછા કાળમાં, અને તે પણ સમાજના વ્યાપક હિતને પોષક અને વર્ધક રીતે કેવી રીતે આવે એના સંપૂર્ણ વિચારમાંથી નીપજેલી રીત એ પોતે છે, એવો સત્યાગ્રહનો દાવો છે. સાચા સત્યાગ્રહીમાં લાચારીનો ભાવ ન હોય, પણ પોતાનું કાર્ય સર્વોત્તમ રીતે કરતા જઈએ છીએ એવો ઉત્તરોત્તર વધતો જતો ઉલ્લાસ અને આત્મસંતોષ રહેલો હોય.

એટલે કલહને પ્રસંગે જ્યારે સત્યાગ્રહીનો સામેનો પક્ષ નથી જ સમજતો કે સમજવા માગતો ત્યારે સત્યાગ્રહી તેની અણસમજ કે આડાઈમાં રહેલા સૂક્ષ્મ કારણને દૂર કરવા મથે છે. પોતે જે સાચું માને છે તેને તે અસહકારરૂપે અથવા સવિનય અનાદરરૂપે કરતો જ રહે છે. "વાંક દોઢ હોય છે" એ કહેવત પ્રમાણે, સત્યાગ્રહી પોતે સામાની અણસમજમાં ભાગીદાર તો હોય જ છે. એ ભાગીદારી હઠવાથી સામેનો પક્ષ લૂલો પણ થાય છે.[1] આપણો વસ્ત્રબહિષ્કારનો દાખલો વિચારીએ તો જણાશે કે, ખરીદનાર તરીકે વાંક આપણો છે જ. એ

વાંકમાંથી નીકળી જઈએ તો કાર્યસિદ્ધિ અર્થે તેથી વિશેષ કાંઈ કરવાનું નથી રહેતું. આવી જ રીતે દરેક પ્રસંગમાં આપણો વાંક જોઈ કઢાય, એટલે સત્યાગ્રહનો માર્ગ હમેશ કામ આવે જ, એ સત્યાગ્રહના શાસ્ત્રની પ્રાથમિક માન્યતા છે.

આમ સત્યાગ્રહી પોતે સામાને પોતાનું મતસ્વાતંત્ર્ય દાખવવા દે છે ને પોતે પણ દાખવે છે, એ એક મોટો લાભ તો છે જ. પરંતુ, આમ કરવાની સાથે તે પોતાનો પક્ષ ગમે તેમ સિદ્ધ કરવા નથી માગતો, પણ શુદ્ધ રીતે ને સરળ માર્ગે કરતો હોવાથી તે સાચો ઉકેલ હોય છે ને છેવટનો પણ હોય છે.

એટલે ઉકેલને જ દૃષ્ટિમાં રાખીને જો આપણે શસ્ત્રની યોગ્યાયોગ્યતાનો વિચાર કરીએ તો શસ્ત્રબળ પાછું પડે છે. એ શરીરને હરાવે, પણ અંતરાત્મા તો ઊલટો રોષે ભરાય છે અને ઝેરે બળે છે. અને ઈર્ષ્યા અને વેરઝેર તથા તેમનો પરિવાર સબળતાનાં સૂચક નથી; એ બધાં તો હારેલાની મનોવેદનાની જ્વાળા જેવાં છે. આમ હોવાથી તો કહેવાયું છે કે, ક્ષમા વીરનું ભૂષણ છે. નિર્બળ માણસ ક્ષમા ન આપી શકે, કેમ કે તે તો હંમેશ ડરતો રહે છે, અને એ ડર ઝેરવેર તથા છૂપા દાવપેચ રૂપે પ્રગટ થાય છે.

પણ સત્યાગ્રહી ઝેરવેર તથા દાવપેચ રાખતો નથી એટલું જ નહિ, એ તો 'શઠં પ્રત્યપિ સત્યમ્'માં શ્રદ્ધા રાખનારો છે. અને છૂપા દાવપેચ તો તેની નીતિથી પણ નિષિદ્ધ છે. આમ નિર્બળ કદી ન કરી શકે. સબળ ગણાતો શસ્ત્રધારી પણ પોતાની નીતિરીતિ ગુપ્ત રાખીને જ કામ કરે છે. તેને તો જૂઠાણાં ચલાવવાની પણ જરૂર પડે છે.

વળી, સત્યાગ્રહી શારીરિક ઈજા, ગાળો વગેરેથી બિલકુલ ચળતો નથી. બધા સામે તે પોતાનું ક્ષમાશસ્ત્ર જ ઉગામે છે! સૉક્રેટીસને એક વાર પૂછવામાં આવ્યું કે, તમને કોઈ ગાળો દે તોપણ તમે કેમ કાંઈ કરતા નથી? તેણે જવાબ આપ્યો, "ધારો કે તમે એક વસ્તુ મને આપવા આવ્યા, મેં તે ગ્રહણ કરવા ના પાડી. પછી તે વસ્તુ કોની પાસે રહે?" પૂછનારે સહેજમાં કહ્યું, "મારી જ પાસે." "તેમ જ મને ગાળો આપવા આવનાર પાસેથી તે હું ન સ્વીકારું તો ઉઘાડું છે

કે તે બધી તેની પાસે જ રહે," એમ સૉક્રેટીસે તરત જવાબ આપ્યો. તેમ જ સત્યાગ્રહી તેના સત્ય આગળ ગાળો વગેરે નકામાં ગણી સ્વીકારતો જ નથી.

ગાળો આપનાર કે મારનાર તેના સામાન્ય અનુભવ પરથી એમ માને છે કે, તેથી સત્યાગ્રહી ડગશે અથવા સત્યની લડત છોડી ગાળાગાળી કે મારામારીની લડતમાં ઊતરશે. સત્યાગ્રહી એમાંનું એકે નથી કરતો. તે બદલ તે નિર્બળ શા માટે ગણાવો જોઈએ? ખરી રીતે તો તે જ સબળ છે ને સત્યશીલ તથા સંસ્કારી છે એમ ગણાવું જોઈએ. સત્યના રણક્ષેત્રમાં તો તે જ અડગ રહ્યો ગણાય. અને સામાનાં માર તથા અપમાન સહીને પણ તેમ રહેવા માટે તેને વધારે સબળ કહેવો જોઈએ.

વળી સત્યાસત્યના નિર્ણયને માટે આપણી પાસે ઈશ્વરાર્પિત બુદ્ધિ છે, અન્યોન્ય સમજવા માટે હૃદય છે. તેનો ઉપયોગ કરવાને બદલે જો પશુબળ વાપરવા દોડી જઈએ તો તેમાં બહાદુરી તો કાંઈ નથી જ. ઊલટી તેમાં અબુદ્ધિ છે, ઝેરવેર વધારવાપણું છે. અને એમાંથી તો ઊંઘ વેચીને ઉજાગરો કરવા જેવી સ્થિતિ આવે. આમ હોવાથી ઘણી વાર સત્યાગ્રહને ક્ષમા સાથે સરખાવવામાં આવે છે. યુદ્ધપ્રિય ક્ષત્રિય માટે પણ ધર્મશાસ્ત્રે તો એમ કહ્યું છે કે, તેનું ભૂષણ ક્ષમા છે. તેનું શસ્ત્ર દંડનું અને ન્યાયનું સૂચક છે, નહિ કે હિંસાવૃત્તિનું.

૨

ક્ષમા અને સત્યાગ્રહનો આ સંબંધ જરા વિશેષ જોઈએ. સત્યાગ્રહને ક્ષમાબળ પણ કહેવામાં કશું ખોટું નથી, કેમ કે દયા, અહિંસા અને ક્ષમા એક જ હૃદયવૃત્તિમાંથી ઊપજનારા ગુણો છે. ભર્તૃહરિએ ક્ષમાને સાધુતાની ઢાલ કહી છે. ક્ષમામાં આ જે ઢાલ થવાની શક્તિ છે તે જ દયાબળ કે અહિંસાબળ છે. એ એના વાપરનારનું તો રક્ષણ કરે છે. પરંતુ શત્રુનું શસ્ત્ર તેને અફળાઈને શત્રુ પર જ ઘા કરે છે. આ ઘા બાહ્ય શારીરિક નહિ, પણ આંતરિક, માનસિક હોય છે. જેમ પ્રેમાળ માતા સૂતેલા બાળકને પંપાળીને જગાડે છે તેમ તે ક્ષમાશક્તિ શત્રુના સૂતેલા આત્માને પંપાળીને જગાડવા જાય છે. જો

શરીરને અડકવામાં આવે છે તો અંતરાત્મા સૂતા સાપની જેમ છંછેડાય છે અને ઝેરવેર કે ક્રોધની જ્વાળાઓ ફૂંકે છે. તે તો પ્રેમની જ ભાષા સમજે છે અને તે તેને શીખવાનીય જરૂર નથી.

એટલે ઝઘડો, અણસમજ કે અણબનાવ પ્રેમના માર્ગ સિવાય, અવેર સિવાય, બીજી રીતે ન ઊકલી શકે. એમાં જે વખત જાય તે જ ઓછામાં ઓછો હશે, તેનું જ પરિણામ શીઘ્રતમ અને ચોક્કસ હશે. તેથી કહેવામાં આવે છે કે, ઈશ્વરી ઉકેલ મોડા આવતા ભલે લાગે, પણ તે માત્ર લાગવામાં જ મોડા છે; બાકી તે આવે જ છે અને જ્યારે આવે ત્યારે પૂરેપૂરા આવે છે, એ એની અદ્વિતીયતા છે. (સત્યાગ્રહ આવો ઉકેલ છે. મનુષ્યહૃદયને જગાડનાર બળ છે; ઓછામાં ઓછું, પાછળ વેરઝેરની પરંપરા તો નથી જ પેદા કરતો. એ ક્ષમાશસ્ત્રમાં સત્યાગ્રહની ખૂબી ને અમોઘપણું છે.

ફાધર એલ્વિને એક જગાએ ક્ષમા અને સત્યાગ્રહ વચ્ચેનો સંબંધ સુંદર રીતે બતાવ્યો છે તે જોવા જેવો છે :

"ક્ષમાનો જો એવો અર્થ કરવામાં આવે કે દંડમાંથી મુક્તિ, તો સત્યાગ્રહ અને ક્ષમાને કશી લેવા દેવા નથી. પણ જો ક્ષમા એટલે ગમે તેવું ગુસ્સો કરવાનું કારણ છતાં અમોઘ પ્રેમનો આવિષ્કાર, તો સત્યાગ્રહ એટલે ક્ષમા. મૅકલિયોડ કૅમ્પબેલ કહે છે, 'ક્ષમા, એટલે કે, શત્રુ પ્રત્યે, તેની શત્રુતાનેય આંટી જાય, શત્રુતા છતાં જે તેનું ભલું કરી શકે, એવો પ્રેમ.' આના કરતાં વધારે સારી સત્યાગ્રહની વ્યાખ્યા ન હોઈ શકે."/

ક્ષમાશસ્ત્ર તો વીરના જ હાથમાં શોભે. છતાં શંકા ઉઠાવનાર કહેશે, "તમે કહો છો તેમ, શરીરબળથી ભિન્ન સત્યાગ્રહ છે, કદાચ ઉત્તમ ઉપાય પણ છે એમ માનીએ. છતાં અનેક ઉપાયો અજમાવ્યા પછી પણ ન ફાવનારનું, એટલે કે લાચાર બનેલાનું શસ્ત્ર છે એમ તો તમારે કબૂલ કરવું જોઈએ." આવી દલીલ ઘણા લોકો કરે છે. ફાધર એલ્વિને સત્યાગ્રહની ચર્ચા કરતાં આવી જ શંકા ઉઠાવી તેનો જવાબ આપ્યો છે :

/ "સત્યાગ્રહ એ કાંઈ નબળાનું લાચારીમાં લીધેલું છેવટનું સાધન નથી. એ તો સબળના પોતાની શક્તિ પરના સંયમનું બાહ્ય સ્વરૂપ

છે. કાલ્વરીનો સત્યાગ્રહ કરવાને જીસસ ગયા તેનું કારણ તેમનાથી તેમ કર્યાં વિના રહેવાયું નહિ એ છે, નહિ કે તે તેના નિર્બળ અવશ ભોગ બન્યા હતા. તેમનું તો એ ઇચ્છા અને યોજનાપૂર્વક અપાયેલું આત્મબલિદાન હતું. 'તું એમ માને છે કે હું મારા પિતાને પ્રાર્થના ન કરી શકું અને તે હમણાં પણ દેવદૂતની બાર કરતાં પણ વધારે ટુકડીઓ ન મોકલે?'"।

સત્યાગ્રહ કે અહિંસાબળ એ સશક્તની પોતાનાં ક્રોધ કે આવેશ પરની સંયમશક્તિ છે. એને જ નિર્બળતા કહેવી એ અણસમજ છે. ઝઘડો ઊભો થાય અથવા અન્યાય દેખાય કે તરત શસ્ત્ર ઉગામવાં એ તો હિંસાબળનો હિમાયતી પણ નથી ઇચ્છતો. તે પણ સમજૂતી, શક્ય છૂટછાટ, વાટાઘાટ વગેરે દ્વારા પતાવવામાં માને છે. તેમ કરતાં જો તોડ ન લાવી શકાય ત્યારે શસ્ત્રયુદ્ધ આદરવું પડે છે. તેથી એમ ન જ કહી શકાય કે તે હાર્યો અને તેથી લાચારીથી શસ્ત્ર ઉઠાવ્યાં. તેમ જ સત્યાગ્રહનું છે. સત્યાગ્રહ ને શસ્ત્રબળ બંને છેવટના 'અમલી ઉપાય' (direct action)ના પ્રકાર છે. તેથી બંને પૂર્વસાધનોથી ઝઘડો પતવવા મથ્યા પછી જ અજમાવી શકાય. ફેર એટલો જ છે કે, શસ્ત્રયુદ્ધનું હિંસાબળ સામાને મારવા ઉપર આધાર રાખે છે, જ્યારે સત્યાગ્રહ પોતાની કુરબાની ઉપર આધાર રાખે છે. તેથી તો ઊલટું તે વધારે વીર્યવાનનું શસ્ત્ર લેખાતું જોઈએ. અહિંસા એટલે કાયરતાનું નિષ્ક્રિયત્વ નથી. અહિંસા પુરુષાર્થહીનપણું નથી. એ તો પોતાના આત્મબળ અને આત્મશ્રદ્ધામાંથી નીપજતી દૈવી વૃત્તિ છે. તે પણ મનુષ્યશક્તિની પૂરી કસોટી કરે છે. જેમ શસ્ત્રયુદ્ધ માટે માણસે ક્રોધ, પાશવી આવેશ વગેરે તાલીમબદ્ધ કરવાં જોઈએ, તેમ સત્યાગ્રહમાં પણ અહિંસાનો અક્રોધ તથા સંયમ કેળવવાનાં હોય છે. એને માટે એટલું જ કર્મકૌશલ, કળા અને વ્યવહારદક્ષતા જોઈએ છે. પાશવવૃત્તિ રોકીને માનવવૃત્તિઓ એમાં ધારણ કરવી જોઈએ. એ વસ્તુ ઊલટી તેનું સવિશેષ બળ સૂચવનાર ગણાવી જોઈએ.

૪

સત્યાગ્રહ વિષે, શરૂઆતમાં નિર્બળતાનો ભ્રમ ઉત્પન્ન કરનારું કારણ તેનું જૂનું 'પૅસિવ રિઝિસ્ટન્સ'નું નામ હતું તે આગળ આપણે

જોયું છે. જ્યારે દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ સત્યાગ્રહ શરૂ કર્યો તે અરસામાં તેને મળતી નિઃશસ્ત્ર પ્રતિકારની કેટલીક રીતો બ્રિટિશ સામ્રાજ્યમાં છૂટીછવાયી અખત્યાર થતી હતી. તે બધીને 'પૅસિવ રિઝિસ્ટન્સ' નામથી ઓળખવામાં આવતી. તે પરથી હિંદી ચળવળને પણ આ પરિચિત નામ અપાયું. પરંતુ આગળ જતાં જણાયું કે, 'પૅસિવ રિઝિસ્ટન્સ'થી વિવક્ષિત વસ્તુ ને હિંદી હિલચાલની વસ્તુ તત્ત્વતઃ ભિન્ન હતી. પહેલી વસ્તુની ગોરાઓમાં એવી કલ્પના હતી કે તે નિર્બળનું, હારેલાનું શસ્ત્ર છે. તેમને મન, સર્વમાન્ય એવાં શસ્ત્રબળ અને મતાધિકાર સબળાનાં શસ્ત્ર ગણાય. તેનાથી સક્રિય પ્રતિકાર (active resistance) કરી શકાય. જેમની પાસે બેમાંનું એકે ન હોય તે બિચારા પોતા ઉપર જે ગુજરે તે વિના પ્રતિકાર વેઠી લે ને તેમાંથી લોકમતની બાહ્ય મદદની આશા રાખે. આમાં પ્રતિકારશક્તિ છે, છતાં તે ઉપરની સક્રિયની સરખામણીમાં નિષ્ક્રિય ગણાય. આ તેમની 'પૅસિવ રિઝિસ્ટન્સ'ની ટૂંકમાં કલ્પના હતી. આથી આવા શસ્ત્રના વાપરનાર માટે એમ પણ સમજાતું કે, તેઓ લાગ આવે તો મારવા પણ ચૂકે નહિ, અને એવા દાખલા પણ છે. એટલે એમની સમજ પ્રમાણેના 'પૅસિવ રિઝિસ્ટન્સ'ની નિઃશસ્ત્રતા લાચારીની હતી એમ કહેવાય. પરંતુ સત્યાગ્રહી તો સિદ્ધાંતતઃ નિઃશસ્ત્ર બને છે, કેમ કે તેને આત્મબળનું ઉચ્ચ શસ્ત્ર મળી ગયું છે. તેથી આફ્રિકાની હિંદી હિલચાલનું 'પૅસિવ રિઝિસ્ટન્સ' નામ બદલીને સત્યાગ્રહ નામ રાખવામાં આવ્યું એ આપણે આગળ જોયું છે.

અહીં આગળ દલીલ કરી શકાય કે, ગોરા લોકની સમજ પ્રમાણે હિંદી લોક નિરાધાર તો હતા જ: નહોતાં તેમની પાસે શસ્ત્ર કે નહોતો મત. એટલે એમની બળહીનતા તો પ્રસિદ્ધ જ હતી. આ દલીલને તત્ત્વતઃ આપણે આગળ તપાસી આવ્યા છીએ એટલે અહીં લંબાણની જરૂર નથી. એટલું અહીં યાદ રાખીએ કે શસ્ત્ર હોવાં ન હોવાં એ બહાદુરીનું લક્ષણ નથી. પહાડ જેવા માણસો હાથમાં શસ્ત્ર હોવા છતાં ધ્રૂજતા કે ભાગતા કલ્પવા કે સુકલકડી જેવા શરીરવાળાને રાક્ષસ સામેય નિઃશસ્ત્ર ઊભો રહેતો કલ્પવો એ અશક્ય નથી, અને

એના દાખલા પણ બતાવી શકાય. બહાદુરી આત્માનો ગુણ છે, તેમાં મરણભયનો ત્યાગ અને કુરબાનીની તાકાત હોય છે. આ બધાને અને મતાધિકાર તથા શસ્ત્રને અવિભાજ્ય સંબંધ નથી.

દક્ષિણ આફ્રિકાથી સત્યાગ્રહ હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે નવી પરિસ્થિતિમાં એ જ નિર્બળતાનો આરોપ નવી રીતે જોવાવા લાગ્યો. આપણે જોયું કે, હિંદુસ્તાનના સ્વાતંત્ર્યયુદ્ધમાં એક પ્રકારની લાચારી આવી ગઈ હતી: એક બાજુ પીઠબળ વિનાની અરજી અને પરિણામી તેજોવધ અને બીજી બાજુ અધીરાઈની આંધળી હિંસાનીતિ વચ્ચે આમપ્રજા આખડી પડી હતી. ગાંધીજીએ આવતાંવેંત જોયું કે, લોકમાં ભય છે અને નન્નો ભણવાની બહાદુરી નથી. તેથી તેમનો પહેલો પાઠ નિર્ભયતાનો અને જાહેરમાં ખુલ્લું કામ કરવાની હિંમત આપવાનો હતો. છતાં, આવા વાતાવરણમાં આવી અહિંસક ચળવળ કરવાની વાતને બીનેલો માણસ યુક્તિબાજની કુનેહ ગણે તો આશ્ચર્ય ન થવું જોઈએ. નિર્બળ માણસ કલ્પના કરે તોય છેવટે નિર્બળતાની જ કરે ને! એટલે ઘણા લોક એમ જ માનતા કે, 'ગાંધીજીની અહિંસા યા તો અફળ નીતિ છે અથવા યુક્તિમાત્ર છે. ક્યાં નિઃશસ્ત્ર આપણે અને ક્યાં અંગ્રેજનું શસ્ત્રબળ! એવે પ્રસંગે તો શાંતિથી જે કરવું હોય તે કરી લાગ જોતા બેસવામાં જ ડહાપણ છે.' એમ સત્યાગ્રહ આપણી લાચારીને લીધે ગ્રહેલી એક યુક્તિ જ છે એમ મનાયું.

કેટલાકનું તો એમેય માનવું હતું કે આ તો ગાંધીજીનો દાવ છે! અહિંસા દ્વારા બધું સંગઠન કરી ધીમે રહીને પછી હિંસા ઉપાડશે, એમ કેટલાક ભોળપણમાં કહેતા. આજે આ ભોળપણ ઊડી ગયું છે અને ગાંધીજી અહિંસાના સિદ્ધાંતવાદી સેવક છે એમ બધા સમજ્યા છે. છતાં લોકની સત્યાગ્રહની સમજ યુક્તિ જેટલી જ રહેલી છે. શરીરબળના વાપર વિષેના પૂર્વગ્રહો ઝટ ન ઊકલી શકે. છતાં ધીમે ધીમે, લોક જેમ જેમ સત્યાગ્રહ વધારે અનુભવે છે તેમ તેમ, તેઓ જુએ છે કે, તેમાં પણ બળની જરૂર છે અને નીડરતા વિના તો ન જ ચાલે.

૫

છેવટમાં એક બે તાત્ત્વિક વિરોધના પ્રશ્નો જોઈ એ. ગાંધીજીએ જ્યારે અહિંસાનો ઉપદેશ આપવાની હિંદમાં શરૂઆત કરી ત્યારે સ્વ. લાલાજીએ એક તાત્ત્વિક દલીલ કરીને વિરોધ કર્યો હતો. 'अहिंसा परमो धर्म :— સત્ય કે ધતિંગ ?' એ મથાળાનો એક લેખ લખી તેમાં તેમણે જણાવ્યું, "સત્યથી પરમ ધર્મ નથી અને 'अहिंसा परमो धर्मः' કરતાં મોટી નીતિ નથી. સાચી રીતે સમજીને જો આ નીતિ આચરણમાં મુકાય તો તે માણસને મહાત્મા અને વીર બનાવે." પરંતુ તેમણે વાંધો કાઢ્યો કે, "જો તે ખોટી રીતે સમજાય અને તેનો દુરુપયોગ કરવામાં આવે તો તે માણસને કૃપણ અને હીન, ક્ષુદ્ર અને ગમાર બનાવે."

લાલાજીની આ બેઉ વાત, દરેક જણ કબૂલ કરશે કે, સાચી છે. પરંતુ જે અહિંસા 'ખોટી સમજાઈ અને જેનો દુરુપયોગ કરાયો' તે અહિંસા નથી એટલો સુધારો કરી લેવો જોઈએ. લાલાજી તેનેય અહિંસા ગણીને અહિંસાને દોષ દેવાની ભૂલ કરે છે.

આ ઉપરાંત લાલાજી તેમના લેખમાં ઇતિહાસની જે દલીલ કરે છે તેનો સાર આવો છે: "હિંદના જેટલી બીજા એકે દેશમાં અહિંસા ઉપદેશાઈ કે આચરાઈ નથી. છતાં, સાથે સાથે, તે જ હિંદ જેવો કંગાળ અને પામર છે તેવો દુનિયામાં બીજો કોઈ દેશ નથી. એનું કારણ અહિંસાનું અતિપાલન છે. તેવા દેશમાં આપણી માબહેનના રક્ષણ સારુ કે આપણા સ્વમાન કે સ્વરક્ષણ સારુ પણ હિંસા નહિ પરંતુ અહિંસા ઉત્તમ માર્ગ છે એમ કહેવામાં આવે તો તે કેમ ચાલે? પણ ગાંધીજી કહે છે કે આમ કરવું એમાં વધારે માનસિક ને શારીરિક હિંમત જોઈએ!" આવો ઉપદેશ આજે પણ નિર્વીર્ય બનેલા રાષ્ટ્રને અપાય તો તે ન ચાલવા દઈ શકાય. આ ટૂંકમાં લાલાજીના કહેવાનો ભાવાર્થ હતો.

આ વિરોધમાં કાયરતાને અહિંસામાં ગણવાની જે ભૂલ થઈ છે એ તો વાચક તરત જોઈ શકશે. લાલાજીના આ વિરોધદર્શક લેખનો ગાંધીજીએ જે જવાબ આપ્યો તેમાં જણાવ્યું કે, "તેઓ (લાલાજી) કહે છે કે, અહિંસાવાદને અત્યંત ઊંચું પદ આપવાથી

હિંદની અધોગતિ થઈ છે. અહિંસાના અતિશય સેવનનો સમય અને પુરુષને છાજે તેવા ગુણોથી રહિત થવાનો સમય એક જ હતો એમ માનવાને ઐતિહાસિક આધાર હોય એમ જણાતું નથી. છેલ્લાં ૧૫૦૦ વર્ષ દરમ્યાન આપણે પ્રજા તરીકે શારીરિક બળનો પૂરતો પુરાવો આપ્યો છે; પરંતુ અંદર અંદરના કલહે આપણને વીંખી ખાધા છે, અને આપણા ઉપર સ્વદેશપ્રેમની સત્તાને બદલે સ્વાર્થની સત્તા વ્યાપી રહી છે. એટલે ધર્મની ભાવનાને બદલે આપણે અધર્મની ભાવનાથી દોરાયા છીએ.''* આ એક રમૂજી વાત છે કે, દેશની જે પામરતા જોઈને લાલાજી અહિંસાને દોષ આપે છે તે જ જોઈને ગાંધીજી અહિંસાની ખૂબી દેખાડી તેનો બોધ આપે છે!

સ્વ. લાલાજીની જેમ ઘણા લોક કહે છે કે અહિંસાના ઉપદેશથી હિંદ નબળું પડ્યું છે. પરંતુ આવું માનનારા બૌદ્ધધર્મે અશોક સમ્રાટને જન્મ આપ્યો એ ભૂલી જાય છે અને સમુદ્રગુપ્તના સમય પછીની પડતીનો દોષ તે ધર્મને ઓઢાડવાની ભૂલ કરે છે. પણ એ નથી જાણતા કે સમુદ્રગુપ્ત પછી બૌદ્ધધર્મ પણ ભુસાતો હતો. પૃથ્વીરાજ સત્તર સત્તર વાર શત્રુને હરાવે છતાં છેવટે હારે, એ શરીરબળની નહિ પણ સંપ અને સ્વદેશપ્રેમની ન્યૂનતા જ નથી બતાવતું? અને અંગ્રેજો શરીરબળથી ફાવ્યા એમ કોણ કહી શકે? જેમ આપણે મૂઢ જાનવરનું બળ તેને પાળીને વાપરી જાણીએ છીએ, તેમ અંગ્રેજોએ આપણું જ બળ પાળ્યું અને આપણને હરાવ્યા એ ઇતિહાસ-વિધાન અંગ્રેજ ઇતિહાસકાર સીલીનું જ છે. એટલે ઇતિહાસનું જે રહસ્ય ગાંધીજીએ બતાવ્યું છે તે સાત્ર સાચું છે કે, આપણે આપણા કુસંપે અલ્પ બનીને પડ્યા — અહિંસાનો તેમાં વાંક નહોતો. શરીરબળ તેમ જ આત્મબળ એકેનો સફળ ઉપયોગ ઐક્ય, સહકાર અને સંગઠન વિના ન થઈ શકે. તે આપણી પાસે નહોતાં અને નથી ત્યાં લગી આપણે નબળા છીએ. બાકી અંગ્રેજ ઇતિહાસકાર સીલીએ તો કહી જ મૂક્યું છે કે, જ્યારે હિંદ એક રાષ્ટ્ર બનશે ત્યારે તેટલામાત્રે જ તે પરસત્તાને દૂર કરશે.

* ગાંધીજીની વિચારસૃષ્ટિ પા. ૨૯.

૬

છેવટમાં લાલાજીએ ઉઠાવેલો સ્વરક્ષણ અને માબહેનના રક્ષણનો સવાલ જોઈએ. જ્યારે અહિંસાધર્મની વાત કરવામાં આવે છે ત્યારે આ પ્રશ્ન અચૂક તેના ચુસ્ત હિમાયતીને પૂછવામાં આવે જ છે. તેમાં પણ સ્ત્રી કે બાળક સામે અત્યાચાર થઈ રહેતો હોય ત્યારે અહિંસાધર્મ શું શીખવે, એ તો ખાસ પૂછવામાં આવે છે. આ પ્રશ્નો મુખ્યત્વે વૈયક્તિક જીવનમાં અહિંસાપાલનને અંગેના છે. સ્વરક્ષણ કે અનાથત્રાણ અર્થે શસ્ત્રબળનો ઉપયોગ કાયદો પણ કરવા દે છે. અને ધર્મશાસ્ત્ર આતતાયીને મારવામાં દોષ નથી એમ બતાવે છે. ગાંધીજીએ પણ કોઈ જગાએ આમ શરીરબળ વાપરીને પણ આ ધર્મનું પાલન ન કરાય એવું નથી કહ્યું; એટલું જ નહિ, પરંતુ તેમણે તો ઊલટું આમ કહ્યું છે કે,

> "બાયલા બની દેશનો કે નિર્બળનો બચાવ જ ન કરવો એ સદા સર્વ પ્રકારે ત્યાજ્ય છે. નિરપરાધી સ્ત્રીની ઉપર અત્યાચાર કરનાર પુરુષને આપણે પોતાનું બલિદાન આપી અત્યંત પ્રેમબળ વડે વશ કરી શકીએ, અગર તેમ કરવાની આપણી શક્તિ ન હોય તો આપણે હોય તેટલું શરીરબળ ખપાવી અત્યાચારીને અત્યાચાર કરતો અવશ્ય રોકીએ."

દક્ષિણ આફ્રિકામાં એક પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હુમલો કર્યો તે વેળાએ પોતાનો શો ધર્મ હોય એમ તેમના પુત્રે તેમને પૂછ્યું, તેનો જવાબ આથી પણ વધારે સ્પષ્ટ શબ્દોમાં ખુલાસો આપે છે :

> "તું ભાગી જાય અથવા મારો બચાવ ન કરે એ તો નામરદાઈની નિશાની છે. જો તારાથી તારી જિંદગીને કેવળ જોખમમાં નાખીને મારો બચાવ ન થઈ શકે, તો તારે જરૂર મારનારની સાથે લડીને બચાવ કરવો જોઈએ. નામરદાઈ કરતાં તો પશુબળ વાપરવું વધારે સારું છે."

એટલે આવે પ્રસંગે અહિંસા નિષ્ક્રિયતા નથી સૂચવતી, તેને તે સહન જ કરતી નથી, એ જાણ્યા પછી આ પ્રશ્નનો આગળ વિચાર કરીએ. આ અત્યાચારીનો પ્રશ્ન એક રીતે તો કાલ્પનિક જ

ગણાય. સંપૂર્ણ અહિંસાપાલનને ટૉલ્સ્ટૉય ધર્મ માનતા. તેમને એક જણે આવો જ સવાલ પૂછેલો. તેનું તેમણે કરેલું વર્ણન તથા જવાબ જોવા જેવાં છે :

"નમ્રતા અને સજ્જનતાપૂર્વક, મારી માન્યતામાં ભ્રમ છે એ બતાવવાના સ્પષ્ટ ઇરાદાથી, તેણે મને પૂછ્યું કે, 'પાપ સામે હિંસાથી અપ્રતિકાર'નો તમારો સિદ્ધાંત સમજાવો. અને હમેશ બને છે તેમ, દરેકને જે અનુત્તર જેવી દલીલ લાગે છે તે તેણે કરી કે, બાળકને મારવા કે અત્યાચાર કરવા જનાર ચોરનું શું કરવું? મેં એને કહ્યું કે, ૭૫ વર્ષની જિંદગી પૂરી કરી ત્યાં સુધીમાં, આવી ચર્ચાઓ સિવાય, મેં તેવા વિચિત્ર ચોરનો ભેટો કદી નથી કર્યો, કે જેણે મારી નજર સામે બાળકને મારવા કે અત્યાચાર કરવા ઇચ્છયું હોય. પણ હરહંમેશ મેં જાયું છે ને જોઉં છું કે, એક નહિ પણ લાખો ચોરો, પોતાના માનવબંધુઓ પર, હિંસાબળ વાપરવાના માન્ય કરાયેલા હકને નામે, બાળકો, સ્ત્રીઓ, પુરુષો અને વૃદ્ધો અને બધા જ મજૂરો પર હિંસાબળ ચલાવે છે . . . . પેલો વિચિત્ર ચોર તો કોઈએ જોયો નથી, પરંતુ હિંસાબળને ત્રાસે રિબાતી દુનિયા તો દરેકની આંખ સામે પડેલી છે."

હિંસાઅહિંસાની બાબતમાં આ સજ્જડ રદિયો સાંભળ્યા પછી કશું વધારે જાણવા જરૂર નથી રહેતી. પાપી પવિત્રતાથી ડરે છે. અહિંસક માણસ પોતાની પ્રેમાળ વચ જો પાપી અને તેના શિકાર વચ્ચે રાખે તો આની અદ્‌ભુતતા જ પાપીને ખામોશ કરી દે અથવા તેનું માનસ પલટી નાંખે. એમ ન બને તોય પાપીએ તેનું પાપકર્મ કરતા પહેલાં વચલા માણસનો હિસાબ તો કરી લેવો જ પડે, કેમ કે અહિંસક માણસ મરણ વહોરીને પણ વચ્ચેથી નથી ખસનાર. આવે પ્રસંગે સશસ્ત્ર માણસ પણ શું કરે છે? જો પાપી તેને મારી નાંખે તો શું થાય? તેમ થતા પહેલાં શસ્ત્રધારી સામાને મારી નાંખવા ધારે છે, જેમ અહિંસાધારી તેના મનને મારી નાંખવા ધારે છે, એટલે કે, તેને પાપભીરુ બનાવવા ચાહે છે. આ એમાંથી કોની શ્રદ્ધાના ટકા વધારે ગણવા? કોને વધારે બળવાન ગણવો? આનો કાંઈ જ નક્કી ઉત્તર ન આપી શકાય. એટલું જ કહેવાય કે, દરેક

પોતાની શ્રદ્ધા અનુસાર ધર્મપાલન કરી છૂટે એ જ શોભાસ્પદ છે; બાકી બે વચ્ચે તુલના અશક્ય છે. નિર્બળ તો કોઈ જ નથી.

પરંતુ ટૉલ્સ્ટૉયે તેમના જવાબમાં તો એથીય આગળનો પ્રશ્ન છેડ્યો છે: તમે અહિંસાબળને માટે ધારો છો કે અત્યાચાર થતો એનાથી ન રોકાય, પણ હિંસાબળ દ્વારા તમે આજ સુધી કેટલું પાપ રોકી શક્યા છો? દંડનીતિ અને કાયદાને, નહિ નહિ તો હજારો વર્ષનો પ્રયોગ મળી ચૂક્યો છે. તેણે પાપ રોક્યાં છે એવું સિદ્ધ કરી શકો? ઉપરના જવાબમાં ટૉલ્સ્ટૉયનું આ જે કટાક્ષ છે તેનો ઉત્તર ન જ આપી શકાય. હિંસાવાદીએ તો એ કટાક્ષ સ્વીકાર્યે જ છૂટકો.

આપણા રાજકારણી હિંસાવાદને પણ એ કટાક્ષ નથી? થોડા જ માસ ઉપર 'ઘણામાંનો એક(?)' એ મથાળા નીચે લખતાં ગાંધીજીએ રાજદ્વારી હિંસાવાદ વાસ્તે લખતાં જણાવ્યું હતું કે,

> "ક્રાંતિવાદી પ્રવૃત્તિએ આપણને આપણા ધ્યેયની નજીક આણ્યા નથી . . . તેણે કશો પણ લાભ કર્યાં વિના સરકારને પ્રતિહિંસા કરવાને કારણ આપ્યાં છે. જ્યારે જ્યારે ક્રાંતિવાદી ખૂન થયાં છે ત્યારે ત્યારે અમુક સમય સુધી તે તે જગાએ લોકો નીતિબળ ગુમાવી બેઠા છે. . . . હું દાવો કરીને કહું છું કે, આ નક્કર હકીકતો છે, ભાવનાભરી વિનંતી નથી."*

આમ અનેક દૃષ્ટિથી આપણે જોયું કે, કોઈ રીતે અહિંસાબળને નિર્બળનું શસ્ત્ર ન ગણી શકાય. ઊલટો એનો દાવો છે કે, શસ્ત્રબળ વાપરતાં એટલું બધું નુકસાન થાય છે કે તેનો ફાયદો હોય છતાં તેના નુકસાનની આગળ તે ધોવાઈ જાય છે; તેથી તો આજે શસ્ત્રબળમાં શ્રદ્ધાવાળા યુરોપના લોક પણ લાચાર બની શસ્ત્રયુદ્ધનો અહિંસક અવેજ ખોળવા પાછળ મચે છે; ઓછામાં ઓછું શસ્ત્રબળથી રમખાણ મંડાતું કેમ કરીને અટકાવાય તેના રસ્તા તો ખોળે છે. તેનો વિચાર પછીના પ્રકરણ પર છોડીએ.

---

* 'નવજીવન,' ૨૬–૪–'૩૧.

## ૮

# 'શસ્ત્રયુદ્ધનો નૈતિક અવેજ'

/"મને લાગે છે કે, જ્યાં સુધી આ કુટુંબનો કાયદો રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં, એટલે કે રાજદ્વારી ક્ષેત્રમાં, ચોક્કસ રીતે માન્ય ન થાય અને સ્વીકારાય નહિ, ત્યાં સુધી બધાં રાષ્ટ્રો ખરી રીતે એક થઈ શકે નહિ; તેમ તેમની પ્રવૃત્તિ પણ સમસ્ત માનવસમાજના ભલાને માટે થઈ શકે નહિ. જેટલે દરજ્જે રાષ્ટ્રો આ કાયદાને આધીન થાય તેટલે દરજ્જે જ તે સુધરેલાં કહી શકાય."
—ગાંધીજી

"બચપણથી જ દરેક પેઢી પર જ્યાં સુધી, આદર્શના ભાવનાબળ વડે અસર પહોંચાડીને, એવો સાંસ્કૃતિક વારસો ન સોંપાય કે જેથી, લડાઈમાં જોડાવું અને, જીવતરમાં જેની વડે કાંઈ માલ જેવું દેખાય છે તે જે સ્વમાન, એનો મુખ્ય હેતુ જ ખોઈ બેસવો, એ એટલું બધું અસંભવિત થઈ જાય કે જેટલું આજે સામાન્ય સુધરેલા માણસને માટે, કશા પાર્થિવ નફો નુકસાન કે શિક્ષાના સવાલ વિના પણ, લૂંટ કે ખૂનના કામમાં જોડાવું અસંભવિત છે —આમ ન થાય ત્યાં સુધી શસ્ત્રયુદ્ધનો કદી અંત આણી શકાનાર નથી." /
—બેન્જામિન કિડ

અહિંસાની ભાવાત્મક,— અથવા ક્રિયાત્મક કહો તો તે વધારે યોગ્ય થશે,— એ બાજુ સ્વ. લાલાજીના ધ્યાનમાં ન આવવાથી તેમણે નિષ્ક્રિયતાને અથવા જડતાને અહિંસા માની ગાંધીજીના અહિંસાના પ્રચારને દોષિત માન્યો. આવી જ કાંઈક યુદ્ધનિષેધના પરિણામની ભીતિથી આજે યુદ્ધના પક્ષકારો, તે ગમે તેટલું ભયાનક ખરચાળ કે હિંસ્ર હોય છતાં, નભાવવા માગે છે. અમેરિકાના પ્રખ્યાત માનસશાસ્ત્રી પ્રો. વિલિયમ જેમ્સ આ પક્ષકારોની બીકમાંથી તથ્યાંશ બતાવીને કહે છે કે, યુદ્ધનિષેધ રમતમાં સધાઈ શકાનાર નથી. યુદ્ધ અને તેમાંથી નીપજતી લડાયક વૃત્તિઓ પ્રજાઓના લોહીમાં પેસી ગયેલ છે. યુદ્ધદેવીએ જ આજની પ્રજાઓમાં હિંમત, વીરતા, વફાદારી વગેરેની ગળથૂથી મૂકેલી છે, અને આ ગુણો તો શાંતિના સમયમાં કરવાનાં કાર્યો માટે પણ પ્રજા પાસે હોવા જોઈએ. એટલે યુદ્ધનિષેધકારો જો

પોતાનો પક્ષ સમર્થ કરવા માગે તો તેમણે આ ગુણોની પ્રાપ્તિ માટે 'શસ્ત્રયુદ્ધનો નૈતિક અવેજ' જગતને યોજી આપવો જોઈશે. આવી દલીલ કરીને જેમ્સે પોતાનું મંતવ્ય એક મનનીય વ્યાખ્યાનમાં પ્રસિદ્ધ કર્યું છે. અહીં આપણે તેનો અને સત્યાગ્રહનો સંબંધ તપાસીશું.

૧

પ્રથમ તેમનું મંતવ્ય શું છે તે જોઈએ. તે કહે છે કે, યુદ્ધની આદત પ્રજાઓને પરાપૂર્વથી પડી ગયેલી છે. તેથી ઇતિહાસ લોહી-ખરડ્યો આપણે જોઈએ છીએ. આ આદતના મૂળમાં ભોગૈશ્વર્યની જ ભૂખ હતી એ હકીકત, યુદ્ધરસિયાઓ વીરતાનાં કે શૌર્યનાં ગમે તેવાં ગુણગાન કરી બતાવે છતાં, નિર્વિવાદ છે. આપણે પણ એનો વારસો મેળવ્યો છે. છતાં પહેલાંના જેવી નાગી ભોગૈશ્વર્યવાસના આજે નૈતિક નથી મનાતી. એટલે તેને જાહેર કરતાં પ્રજાઓ શરમાય છે. પણ દુશ્મનમાં તેનું આરોપણ કરીને સ્વરક્ષા સારુ લડવાનું બહાનું બતાવવાનો આજનો શિષ્ટાચાર છે. પરંતુ, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ચાલતી શસ્ત્રાસ્ત્રની હરીફાઈ જ, ખરેખર, લડાઈ નથી?

આમ છતાં, પૂર્વ જમાના કરતાં આજે ફરક છે એ કબૂલ કરવું જોઈએ. સુધરેલ જગતમાં આજે યુદ્ધ બાબત એવડી વૃત્તિ ઉત્પન્ન થયેલી જોવામાં આવે છે: યુદ્ધનિષેધકનો જબરો વર્ગ આજે ઊભો થયો છે. એવી બુદ્ધિ જગતમાં જાગી છે કે જેથી જૂની ભોગૈશ્વર્યની ભૂખ છતાં તેની નિર્લજ્જ તૃપ્તિ કરવા કોઈ દોડતું નથી,— તેમ કરતાં શરમાય છે અને સ્વરક્ષાનું બહાનું કાઢવા જેટલી સજ્જનતા બતાવે છે. યુદ્ધપક્ષ કહે છે કે, યુદ્ધ વગર દુનિયા નીરસ થઈ જશે. યુદ્ધનું ચોઘડિયું આવતાં લોકમાં દેશને માટે જે કુરબાનીની તમન્ના જાગે છે તે રાષ્ટ્રના પ્રાણ છે, રાષ્ટ્રજીવનના દૈવતનો આધાર છે. તે જો જશે તો ખુવારી જ છે. આ કાંઈક સમજાય તેવી દલીલથી આગળ જઈને કેટલાક યુદ્ધવીરો કહે છે કે, યુદ્ધ તો કાળચક્રમાં આવ્યાં જ કરવાનું, આપણે તો નસીબની જેમ તેને ભેટવા તત્પરતા કેળવવાની છે એ જ. જ્ઞાનપૂર્વક અને પુરુષાર્થપૂર્વક લડાઈના નરમેધની જે તૈયારીઓ ને યોજનાઓ પહેલેથી કરવામાં આવે છે તેને આવો નસીબવાદ કહેવો

ને માનવો એ તો બુદ્ધિને લાંછન લગાડવા બરાબર છે. જે સ્વાર્થની શોધને પરિણામે લડાઈ જન્મે છે એ કાંઈ કાળચક્રનો મહિમા નથી, ને કરોડો રૂપિયાનો મોંઘો માલ ને માણસો યુદ્ધના બકાસુરને ઓહિયાં કરવા ધરવામાં આવે છે, એ એની મેળે નથી થઈ જતાં. એટલે યુદ્ધપક્ષની આ બીજી દલીલ તો આપણે બાજુએ જ રાખીશું.

પછી યુદ્ધપક્ષમાં આટલું સત્ય રહે છે કે, શાંતિ સ્થપાય અને યુદ્ધ ટળે તોપણ, વ્યવસ્થા, શિસ્ત, સેવાભાવ, વફાદારી, ખડતલપણું, ઉત્સાહભેર સખત મજૂરી કરવાની ટેવ, અને વ્યાપક જવાબદારીનું ભાન વગેરે જે ગુણોની તાલીમ યુદ્ધ આપે છે તે બધા તો ચિરકાળ પ્રજાધન તરીકે રહેવાના, રહેવા જોઈએ. પરંતુ આ ગુણો શત્રુના ભયથી જ પ્રજા કેળવે એમ શા સારુ સ્થિતિ હોય? પ્રજાકીય કેળવણી, પ્રજાકીય ટેક જ એટલાં ઉચ્ચતર ભૂમિકાએ ન ચડાવી શકાય કે જેથી પ્રજા આપોઆપ એ કેળવે? આમ પ્રો. જેમ્સ આ પક્ષની માન્યતામાં સુધારો સૂચવે છે.

બીજી બાજુથી યુદ્ધનિષેધપક્ષનો તે આ દોષ કાઢે છે :

'તમે લાગણીપ્રધાન ચીસો પાડો, કે ખરચ અને હિંસા તરફ ભાવલીના બની ખાલી આંગળીઓ કરો, કે મનુષ્યની ઉદાત્તતાના ગુણગાન કરો, તેટલામાત્રથી નહિ ચાલે. તમારે સામા પક્ષની દલીલો સમજી તેમાંની જે સાચી લાગે તે સ્વીકારવા જેટલા ઉદાર બનવું ઘટે. બાકી, શું બને છે? તમારા ને યુદ્ધવીરના જે બે પક્ષો પડી ગયા તે યુદ્ધ જેવા જ દુઃખદ છે. બેએ મળીને ઉકેલ આણવો જોઈએ. પ્રજા માટે જે સ્થાયી ભાવો યુદ્ધપક્ષકાર બતાવે છે તે સમજવા જેટલી ધીરજ ધરો.'

આમ જો કરાય તો, જેમ્સ માને છે કે, યુદ્ધનિષેધનો પ્રશ્ન શસ્ત્રયુદ્ધના નૈતિક અવેજની ખોજમાં સમાઈ જાય છે.

એવા અવેજના અભાવને કારણે લોકને બે બીક લાગે છે: (૧) જો લડાઈનો રસ જીવનમાંથી જાય તો તે સાવ રગશિયા ગાડા જેવું બને, ધમધમાટ રહે જ નહિ, અને પ્રજા ભોગપ્રધાન બની 'નીતિનાશને માર્ગે' વળે. (આપણી ચળવળમાં કાયદાભંગ કે તેવા ધમધમાટની ભૂખ આ સાથે સરખાવવા જેવી છે.) (૨) રાષ્ટ્રવ્યાપી પુરુષાર્થયજ્ઞ,

ટૂંકડા જીવનમાંથી વ્યાપક જીવનમાં ભાગ લીધાનો લહાવો, સ્વાર્પણનો વિરલ આનંદ — જીવનમાંથી આ ચાલ્યા જાય એ, કેળવણીની દૃષ્ટિએ, ખોટ પડી ગણાય. આ બે બીકોની સરખામણીમાં યુદ્ધની ખુવારી વિસાતમાં નથી લેવાતી. તેથી, શત્રુત્વ કેળવીને અને ધર્મબુદ્ધિ સામે થઈને પણ, જગતમાં લડાઈ જીવતી રહી છે.

આ સ્થિતિમાં એમ જ બની શકે કે, 'परं दृष्ट्वा निवर्तते' એ ન્યાયે, આ બીક કરતાં ઊંચું જીવન બતાવી તેમાં ઉપરની બેઉ વસ્તુની શક્યતા બતાવવી જોઈએ. જેમ્સની સૂચના એ છે કે, જુવાનિયાઓને આજે યુદ્ધકળા ફરજિયાત શીખવાય છે તેને બદલે તેમને ફરજિયાત શિસ્ત અને સંયમમાં રાખીને ખડતલ બનાવવા, તેમનામાં સર્વોદયના ભાવ ભરવા, અને આજની સામાજિક અસમાનતા તેમને બતાવવી. "આમ કરવાથી ખડતલપણાના અને તંત્રનિષ્ઠાના લશ્કરી આદર્શો પ્રજાના ચડતા લોહીમાં ઊતરી જશે. એથી પછી માણસોને નિષ્ઠુરતા વિના પણ દૃઢતા રાખતાં અને ક્રૂરતા, જે દંડપાત્ર છે, તે ઓછામાં ઓછી અખત્યાર કરીને સત્તા વાપરતાં આવડશે; અને આ ફરજિયાત તાલીમ અમુક વખત માટે કામચલાઉ જ હશે; તથા તે એવી હશે કે જેથી, લશ્કરી તાલીમમાં જેમ બને છે કે તે પામનાર માણસની બાકીની જિંદગી ભ્રષ્ટ થાય છે તેમ, આમાં નહિ બને, — આથી કરીને કંટાળિયું કામ પણ પ્રસન્નતાપૂર્વક કરાશે."

આમ ટૂંકમાં જેમ્સનું મંતવ્ય પૂરું થાય છે.

૨

વાચકને તરત થશે કે, સત્યાગ્રહનું મંતવ્ય પણ એને મળતું છે. માણસની ઉત્તમોત્તમ શક્તિઓનો આવિષ્કાર કરવા માટે લડતના ભાવ જેવું ઉત્તમ સાધન બીજું નથી. પણ એ લડત શરીરબળની જ શા માટે હોય? આત્મબળની લડત પણ એટલી જ, કદાચ તેથી વધારે, કાર્યકર છે. આપણે જોયું કે, સત્યાગ્રહ એ વ્યક્તિના તેમ જ સમાજના હૃદયમાં ચાલતા દૈવાસુર યુદ્ધનો દૈવી પક્ષ છે. કોઈ પણ રીતે જો પ્રજાને

આ સૂક્ષ્મ યુદ્ધમાં રસ લેતી કરી શકાય, તો શસ્ત્રયુદ્ધની તેની ભૂખ ભાગે એટલું જ નહિ, પણ તેની જરૂર પણ અમુક અંશે દૂર થાય.

મુંબઈના શ્રી. નટરાજન જેવા તટસ્થ માણસે પણ જેમ્સના આ મંતવ્યની યાદ આપીને ગઈ લડત વખતે સત્યાગ્રહને 'શસ્ત્રયુદ્ધના નૈતિક અવેજ' તરીકે ઓળખાવ્યો હતો. તે જણાવવાની શરૂઆતમાં તે આવી ઐતિહાસિક પ્રસ્તાવના કરે છે,

"બંને લેખકો (જેમ્સ અને તેના જેવી હિમાયત કરનાર એચ. જી. વેલ્સ) ભૂલી જાય છે કે, યુરોપમાં તેમ જ એશિયામાં સાધુ સાધ્વીઓના મઠમાં મળતી તાલીમ જ્યારે ઉત્તમ સ્થિતિમાં હતી, ત્યારે શસ્ત્રયુદ્ધની અવેજીમાં મૂકવા જેવી નૈતિક જ નહિ પણ આધ્યાત્મિક વસ્તુ એ તાલીમથી મળી રહેતી. બિનલશ્કરી સેવાને માટે દેશના યુવકોની ફરજિયાત ભરતી કરવાનું જેમ્સ લખે છે એવી સ્થિતિ તો આજે પણ બ્રહ્મદેશમાં છે, જ્યાં દરેક બાળકને ધાર્મિક શિક્ષણને સારુ અમુક વરસ સુધી ભિક્ષુઓના વિહારમાં મોકલવાની પ્રથા ફરજિયાત છે. આ શિક્ષણ કદાચ ઉત્તમ ન હોય, પણ ઉપલું તત્ત્વ તો તેમાં છે જ, અને પદ્ધતિમાં તો સુધારો જરૂર કરી શકાય. એશિયાના દેશમાં એ સુધારો ધર્મની સાથે સમાજસેવાને જોડીને થવો જોઈએ. બ્રાહ્મસમાજ, આર્યસમાજ અને રામકૃષ્ણ સેવાસંઘે આ સવાલને ધાર્મિક દૃષ્ટિએ ઉપાડી લીધો છે. ભારત સેવકસમાજ એ ગોખલેની કલ્પના પ્રમાણે રાજકારણને ધર્મમય બનાવવાનો પ્રયત્ન હતો."

સેવાધર્મપ્રધાન આવા એશિયાઈ સમાજશાસ્ત્રની પરંપરાને વર્ણવી બતાવી અંતે તે સત્યાગ્રહ વિષે જણાવે છે:

"ગાંધીજીની હિલચાલ એ જ તત્ત્વને ઘણા વ્યાપક પાયા પર વ્યવહારમાં ઉતારવાનો એકાગ્ર પ્રયત્ન છે. ગોખલેએ પોતાની કલ્પનાનો ઘાટ ઘડવાને સારુ શિક્ષિત વર્ગમાંથી સામગ્રી શોધી હતી. ગાંધીજીનો સંદેશો તો સીધો આમવર્ગ પ્રત્યે છે. જે સત્યાગ્રહી સ્વયંસેવકો જોતજોતામાં ગાંધીજીનો સંદેશ અને તેમની પદ્ધતિ દેશના ખૂણેખૂણામાં ફરીને પહોંચાડશે તે સ્વયંસેવકો પર ગાંધીજીએ પોતાની દૃઢ છાપ પાડી છે."

આ પરથી આપણે જોઈએ છીએ કે, જેમ્સ જે નવી નિઃશસ્ત્રીકરણની કેળવણી સજવા માગે છે તેવી તો એશિયાઈ દેશોમાં જૂના

કાળથી એક યા બીજે રૂપે વિચારાતી આવી છે. શ્રી. નટરાજને તેમની ઐતિહાસિક સમીક્ષામાં, જીવનધર્મ સાથે સમાજસેવાનું મિલન કરવાના ધ્યેયવાળા ગાંધીજીના સત્યાગ્રહાશ્રમનો પણ ઉલ્લેખ કર્યો હોત તો મહત્ત્વની ખોટ પુરાત. તે ખોટ પૂરી કરી લઈએ તો સત્યાગ્રહના વ્યાપક પ્રયોગનું ઐતિહાસિક ચિત્ર આથી સરસ ન આપી શકાય. સત્યાગ્રહ હિંસાને છોડે છે, પણ શિસ્ત તથા તાલીમ બરાબર સંઘરે છે. ગાંધીજીએ ઘણી વાર કહ્યું છે કે, પશ્ચિમનાં શસ્ત્ર આપણને નકામાં છે, પરંતુ તેની તાલીમ અને કવાયતમાંથી આપણે ઘણું ગ્રહણ કરવાનું છે. સત્યાગ્રહ પણ ખડતલપણું, તંત્રનિષ્ઠા, અથાક મહેનત, ઉત્સાહ, વ્યવસ્થા વગેરે ગુણોની અપેક્ષા સ્વયંસેવકમાં રાખે છે, પણ શસ્ત્રયુદ્ધની હિંસાને ઝેર સમાન માની ટાળે છે. શસ્ત્રધારી શત્રુના શરીરને કબજે કરવા જતાં માણસની અધમ વૃત્તિઓને જગવે છે. સત્યાગ્રહી ન્યાય અને પ્રેમથી તેનું મન મેળવવા જતાં તેનું આભિજાત્ય ખીલવે છે. આથી આપણે જોયું કે સત્યાગ્રહને એક જાતની વ્યાપક કેળવણી પણ કહેવાય છે.

ઉપરાંત શસ્ત્રયુદ્ધની જેમ એમાં ખરચની ઉડાઉગીરી પણ નથી હોતી. અને તેમાં જે થોડુંઘણું ખરચ થાય તે ઉપજાઉ હોઈને વિના હરકત પ્રજાકીય 'કેળવણી' અર્થે ગણી શકાય, કેમ કે શસ્ત્રયુદ્ધની જેમ તે બિનઉપજાઉ ખરચ નથી. ગયા વરસની મોટી લડતના ખરચ વિષે લખતાં ગાંધીજીએ જણાવ્યું હતું કે, "ન કરે નારાયણ ને ફરી લડવું પડે તો આપણામાં વગર પૈસે અથવા ઓછામાં ઓછે પૈસે લડવાની શક્તિ હોવી જોઈએ. સત્યાગ્રહનો એ સિદ્ધાંત છે."*

## ૩

આપણે જોયું કે પ્રો. જેમ્સ યુદ્ધનિષેધને માટે એક પ્રકારની પ્રજાકીય કેળવણીનો પ્રબંધ ગોઠવવો જોઈએ એમ કહે છે. તેમાં ભવિષ્યમાં યુદ્ધ અટકાવવાનો ઉદ્દેશ વધારે છે, પરંતુ યુદ્ધનો અવેજ નથી. સત્યાગ્રહમાં આપણે જેને આત્મશુદ્ધિ અથવા રચનાત્મક કાર્યક્રમ

* 'નવજીવન,' ૧૭–૫–'૩૧

કહીએ છીએ, તે તેની સાથે બરાબર બંધબેસતો અર્થ લાગે છે. જેમ્સના કહેવા પ્રમાણે 'શસ્ત્રયુદ્ધનો નૈતિક અવેજ' એટલે પ્રજાકીય આત્મશુદ્ધિ એવો થાય. આપણે જાણીએ છીએ કે સત્યાગ્રહનો પણ એ અર્થ થાય છે. "સત્યાગ્રહ એ લોકકેળવણીનું ને લોકજાગૃતિનું મોટામાં મોટું સાધન છે. સત્યાગ્રહનો બીજો અર્થ આત્મશુદ્ધિ છે," એ ગાંધીજીની વ્યાખ્યા આ સંબંધમાં યાદ કરવા જેવી છે.

પ્રો. જેમ્સ શસ્ત્રયુદ્ધનો જે નૈતિક અવેજ બતાવે છે તેમાં, પ્રજાકીય ઉત્કર્ષ અર્થે મહત્ત્વના એવા જે ગુણો આપણે જોયા તે શસ્ત્રયુદ્ધ વિના બીજી કેવી રીતે પ્રાપ્ત કરવા, તે વસ્તુ ધ્યાનમાં રખાઈ છે. એ ગુણો પ્રાપ્ત કરાય તો પ્રજા પોતાનું પ્રાપ્તવ્ય શાંતિથી સાધી શકે એમ તેની માન્યતા લાગે છે. આપણા રચનાત્મક કાર્યક્રમ દ્વારા આત્મશુદ્ધિની પાછળ પણ એ જ માન્યતા રહેલી છે. પ્રજા જો આત્મશુદ્ધિ કરે તો એનાં દુઃખ જવા લાગે એમ આપણે માનીએ છીએ. 'સૂતરને તાંતણે સ્વરાજ'ની કલ્પના ઘણાને હસવા જેવી હજી પણ લાગે છે. પરંતુ આ વિચારસરણીથી જો જોઈએ તો જણાશે કે, હિંદસ્વરાજને માટે શસ્ત્રયુદ્ધનો નૈતિક અવેજ ખાદી અને તેમાં જે અનેક ભાવો સમાય છે તે છે. આથી તો ગાંધીજીએ એમ પણ કહ્યું છે કે, સત્યાગ્રહની લડતોથી પણ છેવટે તો એ પ્રજાકીય આત્મશુદ્ધિ સાધનાર રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવવાનું જે જોસ મળે છે એ જ એમનો સ્વરાજમાં સંગીન ફાળો છે.

આપણા રચનાત્મક કાર્યક્રમનાં આ મુખ્ય અંગો: ખાદી, અસ્પૃશ્યતા, કોમી ઐક્ય ને રાષ્ટ્રીય કેળવણી. એ બધાં જુદાં અંગોને એકમાં સમાવી ખાદીને રચનાત્મક કાર્યના મંત્રરૂપે ગાંધીજી બતાવતા આવ્યા છે. તેનું રહસ્ય ટૂંકમાં તેમના જ શબ્દોમાં જોઈએ:

"રેંટિયામાં સમાયેલી વિરાટ શક્તિઓનો જ્યારે વિચાર કરવા બેસીએ, ત્યારે એના આટલા સરળ સંદેશાને સ્વતંત્ર ઝિલાતાં થતો વિલંબ ખરેખર આશ્ચર્ય ઉપજાવે છે. એક લૅટિન કહેવત છે કે, 'શૂન્યમાંથી કશું જ નીપજતું નથી'. પણ રેંટિયો આ કહેવતના અક્ષરાર્થને તો ખોટો પાડે જ છે. કારણ, ઉપયોગી એવી કોઈ પણ

વસ્તુનો નાશ કર્યા વિના અગર તો તેને પદચ્યુત કર્યા વિના રેંટિયો પ્રજાના આળસમાં બરબાદ થતા કલાકો ઉપયોગી બનાવી તેમાંથી સુફલ નિપજાવે છે. . . . આમ રેંટિયો એ શૂન્યમાંથી સાર વસ્તુ ઉપજાવનારી ચીજ છે.

"વળી આ કામ કરવા જતાં અનાયાસે આપણાં ગામડાં સુસંગઠિત થઈ જાય અને ગરીબમાં ગરીબ વર્ગોમાં જ આ આખી આવક વહેંચાઈ જતી હોવાથી પ્રજામાં આવડા વિશાળ હિસ્સાની (કાપડના ૬૦ કરોડ રૂપિયા) આપોઆપ વહેંચણી થઈ જાય તે જુદું. અને આ બધી ગણતરીમાં અંતે ધનની આવી સમાન વહેંચણી પ્રજાકીય નીતિમત્તાની દૃષ્ટિએ જે નૈતિક કિંમત છે તે ઉમેરો અને પછી રેંટિયાની કિંમતનો આંક મૂકો એટલે એટલે આજે રેંટિયાની હિમાયત કેટલી અગત્યની છે અને તેનો પક્ષ કેટલો જડબેસુલાખ છે તે તત્કાળ સમજાશે."૧

સત્યાગ્રહ ગરીબનું શસ્ત્ર છે અને રેંટિયા જેવાં ગરીબ લાગતાં સાધનો દ્વારા કામ લે છે. પરંતુ તેની શક્તિ કેટલી બધી છે તે આ પરથી જણાય છે. એક જગાએ તો ગાંધીજીએ શસ્ત્રયુદ્ધના અવેજ તરીકે, ચોખ્ખા શબ્દોમાં, રેંટિયો બતાવ્યો છે:

"જો રેંટિયો ન ફળે તો મારી ખાતરી છે કે હિંદુસ્તાનની આગળ સ્વતંત્રતા મેળવવાનો માર્ગ કેવળ ખૂનરેજી જ રહેશે. કેવળ ધારાસભાઓ વડે કોઈ પણ કાળે ખરી સ્વતંત્રતા મળનારી નથી. એ વસ્તુને તો સૂત્રરૂપે દરેક હિંદીએ સમજી રાખવાની જરૂર છે. પછી તો શક્તિમાર્ગ જ રહ્યો. એક શાંત શક્તિમાર્ગ — તેમાં આપણે સહન કરવાનું રહ્યું. બીજો ખૂની શક્તિમાર્ગ . . . એ માર્ગને અત્યારે તો બધાએ ત્યાજ્ય ગણ્યો છે . . . તેથી મારી દૃષ્ટિમર્યાદા ઉપર હું કેવળ રેંટિયો જ જોયાં કરું તો વાંચનાર મને માફ કરે."૨

રેંટિયામાં કઈ શાંત શક્તિ પડેલી છે તે સ્વાભાવિક પૂછવામાં આવે.

---

૧. 'નવજીવન,' ૨૦–૨–'૨૭

૨. 'નવજીવન,' ૩૦–૧૧–'૨૪

"રેંટિયો આજ્ઞાપાલન તથા શાંત આગ્રહની સાક્ષાત્ મૂર્તિ છે. માટે સવિનયભંગ કરી શકાય તે પહેલાં રેંટિયામાં સફળતા મળવી જ જોઈએ." . . . "હું અહિંસા તથા સત્યનાં સાધનોથી જ સ્વરાજ પ્રાપ્ત કરવા ઇચ્છું છું. અને ખાદીનો કાર્યક્રમ ખંતથી સફળતાપૂર્વક અમલમાં મુકાય તો જ તે બની શકે તેમ છે. આપણો આખો ગ્રામવર્ગ એક સંકલ્પથી કામ કર્યે જાય તો જ સ્વરાજ શાંતિમય માર્ગે પ્રાપ્ત કરી શકાય. જે કામ તેઓ કરે તે ગમે તેટલા તુચ્છ મહત્ત્વનું હોય અને જે વખત તેમાં અપાય તે ગમે તેટલો ઓછો હોય તે વિષે હું બેપરવા છું. ગ્રામવર્ગ આવો યજ્ઞ કરે તે પહેલાં સામાન્ય રાષ્ટ્રીય જાગૃતિ તો હોવી જ જોઈએ. એવું કામ કરવાનું સાધન તો રેંટિયો જ છે."

આમ રેંટિયો સંઘશક્તિ સર્જનાર ને કેળવનાર, નિઃશસ્ત્ર યુદ્ધનું આયોજન છે. તેની તો આજે આપણે અનુભવે ખાતરી પણ કરી છે કે, જ્યાં જ્યાં ને જેટલે અંશે આપણે ખાદી તથા બીજાં રચનાત્મક કામો દ્વારા ગ્રામવર્ગમાં પ્રવેશ કર્યો ત્યાં ત્યાં અને તેટલે અંશે રાષ્ટ્રીય આંદોલન સફળ અને સંગીન હતું.

૪

એક દૃષ્ટિએ જોતાં જેમ્સનું મંતવ્ય શસ્ત્રયુદ્ધના અવેજની બાબતમાં અધૂરું છે. આપણે જોયું કે, જે ગુણો પ્રજામાં યુદ્ધથી કેળવાય છે તેની પ્રાપ્તિ પૂરતો જ તે યુદ્ધનો અવેજ બતાવે છે. પરંતુ યુદ્ધ થવાનાં કારણો તો તેથી કાંઈક ઘટે એમ માનીએ, તોપણ બિલકુલ નિર્મૂળ થાય એમ નહિ માની શકાય. એટલે યુદ્ધ તો પ્રસંગે જાગે પણ ખરું. ત્યારે કેવાં શસ્ત્રથી લડવું? તેના અવેજનો વિચાર જેમ્સના નિબંધમાં નથી. આ પરથી સમજાશે કે, શસ્ત્રયુદ્ધના નૈતિક અવેજની ખોજમાં તેની વ્યાપક કેળવણીનો પ્રબંધ કરવા ઉપરાંત હિંસક યુદ્ધનો અહિંસક અવેજ પણ એટલો જ જરૂરી વિષય છે. તે વિના નૈતિક અવેજ અધૂરો જ ગણાય. જે ગુણો જેમ્સે પ્રજા માટે આવશ્યક ગણાવ્યા છે તે ગુણો એક અવેજ છે. પરંતુ યુદ્ધનો પ્રસંગ જાગે, તો તે ગુણો કેવી રીતે શાંતિપૂર્વક વાપરવા એ નથી બતાવ્યું. સત્યાગ્રહમાં બેઉ વસ્તુનો સમાવેશ થાય છે. રચનાત્મક કાર્યક્રમ દ્વારા, આત્મશુદ્ધિ દ્વારા

પ્રજા તાલીમ મેળવે છે તે જેમ્સના મંતવ્યનો અવેજ છે. અને જો અણબનાવનો પ્રસંગ ઊભો થાય તો તે જ તાલીમ દ્વારા અહિંસક યુદ્ધનાં સત્યાગ્રહી શસ્ત્રો વાપરીને તેમાં ફતેહ પણ મેળવી શકાય છે. આમ જોતાં, સત્યાગ્રહ જેમ્સની કલ્પના પારનો એવો સંપૂર્ણ નૈતિક અવેજ બને છે. યુરોપના યુદ્ધનિષેધકોને સંબોધીને લખતાં એક વાર ગાંધીજીએ જણાવ્યું હતું કે, તેમના યુદ્ધનિષેધના પ્રયત્નોમાં હિંદનો સત્યાગ્રહ એ પોતા તરફનો ફાળો છે.

શસ્ત્રયુદ્ધની જરૂર તેને લીધે, અણધારી રીતે, જે લશ્કરી ગુણોની તાલીમ પ્રજાને મળે છે એ જ નથી. જગતમાં તે દ્વારા ઝઘડાઓ પણ પતવાયા છે. તેથી ગમે તેવું અકારું છતાં યુદ્ધ સમાજમાં સ્થાન પામતું આવ્યું છે. એટલે શસ્ત્રયુદ્ધનો નૈતિક કે અહિંસક અવેજ દ્વિવિધ હોવો જોઈએ. આપણે ઉપર જોયા તે નૈતિક ગુણો તેણે કેળવવા જોઈએ એટલું જ નહિ, પણ તે અહિંસક યુદ્ધની ઢબ પણ હોવી જોઈએ. સત્યાગ્રહ આત્મશુદ્ધિ હોઈ પહેલી ગરજ પૂરી કરે છે અને પ્રેમબળ કે આત્મબળથી લડવાની અહિંસક રીત હોઈ બીજી પૂરી કરે છે. આમ ઉભયતઃ સત્યાગ્રહ શસ્ત્રયુદ્ધનો સંપૂર્ણ નૈતિક અવેજ છે.

## ૫

શસ્ત્રયુદ્ધના નૈતિક અવેજની ચર્ચા કરતાં સત્યાગ્રહના મહત્ત્વના એક અંગની યાદ આપવા જેવી છે તે અસહકાર. હિંદમાં આપણે અસહકારનો વિચાર રાજદ્વારી જ માત્ર કર્યો છે. તેથી આપણે તેમાં તેટલો જ અર્થ સમજીએ છીએ. પરંતુ અસહકાર એક ધર્મતત્ત્વ છે, જગતમાં અનિષ્ટમાત્ર સામે થવાની એક ફિલસૂફી છે. અનેક તત્ત્વજ્ઞાનીઓએ અનિષ્ટનું તત્ત્વ વિશ્વમાં કેમ છે ને કેવી રીતે તેનો પ્રતિકાર કરવો ઘટે વગેરેના વિચાર કર્યા છે. ગાંધીજીનો અસહકારનો સિદ્ધાંત આ તત્ત્વજ્ઞાનમાં એક મૌલિક ઉમેરો છે. તેને ટૂંકમાં જ આપણે અહીં ચર્ચી શકીએ, કેમ કે આ ચર્ચા આપણા પ્રસ્તુત વિષયની બહાર છે.

જગતમાં અનિષ્ટ હયાત છે એ વિવાદગ્રસ્ત વસ્તુ નથી. એને કેમ પહોંચી વળાય એ જ પ્રશ્ન છે. તે બાબતમાં અસહકારનો સિદ્ધાન્ત

આમ શીખવે છે: ઇષ્ટની જેમ અનિષ્ટ પણ એક સહકારી કાર્ય છે. જેમ ઇષ્ટ પ્રવૃત્તિ તેમ જ અનિષ્ટ પણ અનેક લોકના સહકારને લઈને જ નભે છે. અને એનાં મૂળ તો, ઇષ્ટની જેમ જ, મનુષ્યચિત્તમાં જ રહેલાં છે. એટલે જેમ ઇષ્ટસ્થાપનને અર્થે પુરુષાર્થ જોઈએ તેમ જ અનિષ્ટનાશને માટે પણ જોઈએ. પણ તેને માટેનો સહકાર તે યોજના-પૂર્વક ઉત્તરોત્તર સધાતો અસહકાર છે. અનિષ્ટ પણ સમાજશરીરના એક અંગરૂપે ઓતપ્રોત હોઈ તેને એકદમ કાપી નથી શકાતું, કેમ કે એની સાથે આર્થિક, ધાર્મિક વગેરે અનેકવિધ સામાજિક પ્રશ્નો સંકળાયા હોય છે. છતાં એ દૂર કરી શકાય અને તે આવા પ્રકારનો પરિવર્ત કરવા માટેની સમાજની શક્તિ પર આધાર રાખે છે. તેથી, જેમ કુશળ વૈદ દરદીની તાકાત વધારતો વધારતો તેને જલદ દવાઓ ને પૌષ્ટિક ખોરાક પણ આપતો જાય છે, તેમ જ અહીં પણ ઉત્તરોત્તર પ્રગતિ કરવી ઘટે. એમ જો સહકારવિહોણું કરાય તો અનિષ્ટ આપોઆપ ઓગળતું જાય છે. જે સંસ્થા અથવા વ્યક્તિ દ્વારા એ અનિષ્ટ વ્યક્ત થતું હોય એને નાશ કરવાનો કે સુધારવાનો આ જ એકમાત્ર સાચો ને શુદ્ધ ઉપાય છે. તેના સ્થૂળ નાશથી, સૂક્ષ્મ એવું જે અનિષ્ટ ચિત્તગત છે, તે નાશ નહિ પામે. કેમ કે, અનિષ્ટ ચિત્તગત છે અને એનાં ઉત્પાદક તે તે વ્યક્તિ કે સંસ્થા ઉપરાંત તેમને સહાય કરતાં કે નભાવતાં સમાજનાં અનેક વ્યક્તિ કે સંસ્થાઓ હોય છે. તેઓ જેમ જેમ એમ કરતાં મટતાં જાય તેમ તેમ અનિષ્ટ એની મેળે જ નાશ પામે છે. આમ હોવાથી જ આ જાતની પ્રક્રિયાને અંધારાનો દીવાથી નાશ થાય છે તેની સાથે સરખાવાય છે. ઇષ્ટ કરવાથી અનિષ્ટ નાશ પામે: સત્યના અભાવે અસત્ય દેખાય છે. દીવો પ્રગટે તો અંધારું ન જ રહી શકે.[1]

આ ટૂંકમાં અસહકારની ફિલસૂફીના મૂળમાં રહેલી દૃષ્ટિ છે.

આ વિચારતાં વાચક એ યાદ રાખે કે, પ્રહ્લાદનો પિતાનો ત્યાગ, વિભીષણનો ભાઈનો ત્યાગ, મીરાંનો પતિનો, નરસિંહ મહેતાનો નાગર નાતનો ત્યાગ — આ બધા એ જ અસહકારના વ્યાપક સિદ્ધાંતના દાખલા છે.

આમ જો અસહકાર વિચારીએ તો અસહકાર એ રાજકીય સિદ્ધાંત માત્ર નથી. એને માટે એથી આગળ પણ જઈને દાવો કરી શકાય એમ છે કે, ભવિષ્યમાં જો યુદ્ધનિષેધ જગતમાં શક્ય બનવાનો હશે તો આ અસહકારની પદ્ધતિ તેમાં મુખ્ય મદદગાર બનવાની છે. એક સભામાં ઇંગ્લંડમાં વાત કરતાં ગાંધીજીએ જણાવેલું કે, અહિંસક શસ્ત્રોથી પર પ્રજાનું આક્રમણ દૂર રાખવું શક્ય છે. તેમને તે વખતે અસહકારનું શસ્ત્ર યાદ હોય તો નવાઈ નહિ. બર્ટ્રાન્ડ રસેલે યુદ્ધનિષેધના પોતાના એક લેખમાં આ જ શસ્ત્રની હિમાયત કરી છે. પોતાના દેશ પર જર્મનો ચડી આવે ને જો અહિંસાનાં શસ્ત્રથી તેનો પ્રતિકાર કરવાનો હોય, તો તે કેવી રીતે સફળ થઈ શકે, તેનું રસિક વર્ણન તે એ લેખમાં કરી બતાવે છે. તે જોવું અહીં આગળ ઉપયોગી થશે.

"ધારો કે એક પેઢી સુધી સત્યાગ્રહના સિદ્ધાંતોનું શિક્ષણ આપ્યું કે, શસ્ત્રયુદ્ધ કરતાં સત્યાગ્રહ વધારે સારી સંરક્ષણનીતિ છે; પછી ઇંગ્લંડે લશ્કર અને નૌકાસૈન્ય કાઢી નાંખ્યાં. સાથે એમ પણ ધારો કે, તેણે જાહેર કર્યું કે, કોઈ શત્રુ ચડી આવશે તો તેનો સશસ્ત્ર સામનો નહિ કરવામાં આવે; જેમને ચડી આવવું હોય તે છૂટથી આવે; પરંતુ પરદેશી સત્તાનો એકે હુકમ નહિ માનવામાં આવે. તો શું બને?

"દલીલને ખાતર ધારો કે જર્મન સરકારે ઇંગ્લંડની આવી અરક્ષિત દશાનો લાભ લેવાનું વિચાર્યું. તો શરૂઆતમાં જ, જર્મનીમાં બિલકુલ પાશવી તત્ત્વો સિવાયનાં બધાં તેનો વિરોધ કરશે, કારણ કે આક્રમણની નાગાઈને ઢાંકવાને કશું બહાનું નહિ મળી શકે. સુધરેલા દેશો લડાઈ કરવા લાગે છે ત્યારે કાંઈકનું કાંઈક રૂપાળું બહાનું કાઢીને લાગે છે: યા તો સ્વરક્ષા કે નિર્બળરક્ષા આગળ કરે છે. પ્રસ્તુત દૃષ્ટાંતમાં એવું કાંઈ ન સંભવી શકે. આજ* જેમ જર્મન કહે છે કે, ઇંગ્લંડનું મોટું નૌકાસૈન્ય બહારથી પોતાનો ખોરાક આયાત કરનાર દેશને ભયકારી છે, એમ પણ તે નહિ કહી શકે. એમ પણ એનાથી નહિ કહી શકાય કે, આપણે હિંદની ઉપર જુલમ કરીએ છીએ. કેમ કે (આપણી નવીન રચના પ્રમાણે) જ્યારે તેને ખુશી પડે ત્યારે

* આ લેખ પહેલા યુરોપીય યુદ્ધ દરમિયાન લખાયો હતો. જુઓ લેખકની 'Justice in War-Time' ચોપડી

હિંદ બ્રિટિશ સામ્રાજ્યથી છૂટું થઈ શકે એમ હશે. આમ સામાન્ય બહાનાંમાંથી જર્મનીને કશું નહિ મળી શકે. . . . જો ઇંગ્લંડ પાસે લશ્કર કે નૌકાસૈન્ય નહિ હોય તો તેની પર આક્રમણ કરવાનું બહાનું શોધતાં જર્મનીને મહા મુશ્કેલી પડવાની. જર્મનીના ઉદાર નીતિવાળા પક્ષ એનો વિરોધ જ કરવાના; તેમ જ બીજી પ્રજાઓ પણ કરવાની, સિવાય કે જર્મની તેમને લૂંટમાં ભાગની આશા આપે.

"પણ ધારો કે તેવો ઘરનો વિરોધ શમાવીને જર્મની ઇંગ્લંડનો કબજો લેવા લશ્કર મોકલે છે. એની સામે સશસ્ત્ર પ્રતિકાર તો થનાર નથી, એટલે તેની સંખ્યા મોટી હોવાની પણ જરૂર નથી; તેમ જ પરમુલકની વસ્તી પર ચડી આવનાર લશ્કરની હોય છે તેવી, તેની ભય અને ભયંકારીપણાની ભેગી વૃત્તિ પણ નહિ હોય. લશ્કરી શિસ્ત જાળવવાની મુશ્કેલી નહિ હોય, અને વિજયી લશ્કર હંમેશ વિજયને અંતે કરે છે તેવાં લૂંટ અને સ્ત્રી પર બળાત્કારના પ્રસંગ પણ નહિ બને. આબરૂ કમાવા જેવા પરાક્રમનો પણ પ્રસંગ નહિ મળે. . . . લશ્કરી સિપાઈના ચિત્તમાં તો આખી ચડાઈ ફારસ જેવી લાગશે અને મગરૂરીને બદલે ઘૃણાની લાગણી થશે. કદાચ રસ્તા પરના થોડાક નાદાન છોકરાના કાન પર તમાચા લગાવવા ઉપરાંત, આક્રમણને ભવ્ય બનાવે એવું કશું જ નહિ હોય.

"છતાં ધારો કે આક્રમણ કરતું લશ્કર લંડન આવ્યું ને રાજાને બકિંગહામ મહેલમાંથી ને સભ્યોને પાર્લમેન્ટમાંથી હાંકી કાઢ્યા. થોડા શક્તિસંપન્ન અમલદારોને બર્લિનથી બોલાવ્યા, અને ઇંગ્લંડમાં જર્મન સંસ્કૃતિની સ્થાપના શરૂ કરવા કેવા કાયદા કરવા એનો વિચાર કરવા વ્હાઇટહોલના જૂના અમલદારો જોડે સલાહમાં મૂક્યા. આવી ગરીબડી પ્રજાની જોડે કામ લેવામાં કાંઈ વિઘ્ન નહિ નડે એમ ધારવામાં આવશે, અને શરૂઆતમાં તો લગભગ બધા જ જૂના અમલદારોને તેમનાં પદ પર કાયમ રખાશે. કારણ કે, અર્વાચીન રાજ્યતંત્રનો વહીવટ ગૂંચવાડાવાળું કામ છે, એટલે ચાલુ રાજતંત્રથી વાકેફ માણસોની મદદે નવું તંત્રપરિવર્તન સહેલાઈથી સ્થપાય એમ લાગશે.

"પરંતુ આ વખતે જો પ્રજા શસ્ત્રયુદ્ધમાં જેવી બહાદુરી બતાવે છે, તેવી (આ પ્રસંગે) બતાવે તો મુશ્કેલીઓ આવવાની શરૂ થાય. કામ કરનાર હયાત અમલદારો જર્મનો જોડે સહકાર કરવા ના પાડે: એટલે તેમના ખાસ આગેવાનો હોય તેમને કેદ કરવામાં આવે; સહકારમાં બીજા ઉત્સાહિત થાય તે સારુ (દાખલો બેસાડવા) કદાચ,

ગોળીથી તેમને ઠાર કરવામાં આવે. પણ છતાં જો બીજા અડગ રહે ને જર્મનોના હુકમોને આગળ ન મોકલે કે ન માને, પણ પોતાની પાર્લમેન્ટે ને સરકારે પહેલાં કરેલા હુકમ પ્રમાણે ચલાવ્યે રાખે, તો નાનામાં નાના ટપાલી સુધ્ધાંના બધા જ તે અમલદારોને બાતલ કરવા પડે અને જગા પૂરવા જર્મનો લાવવા પડે.

"બાતલ કરેલા નોકરોને ન કેદમાં પૂરી શકાય કે ન ગોળીબાર થાય; કેમ કે કશી મારામારી તો થઈ ન હોય, એટલે એવી ઊંધું ઘાલીને પાશવતા કરવાનો તો પ્રશ્ન જ ન હોય. અને જર્મનોને કશા જ મૂળ વગર એકદમ આખું રાજતંત્ર ઊભું કરવાનું પણ ભારે પડવાનું. જે કાંઈ કાયદાઓ તેઓ કરે તે પ્રજા તો ખિસ્સામાં જ મૂક્યે જવાની. જો તેઓ હુકમ કરે કે શાળામાં જર્મન ભાષા શીખવવી, તોપણ શિક્ષકો તો જાણે કાંઈ જ હુકમ નથી થયો એમ જ એમની મેળે ચલાવ્યે રાખવાના. જો શિક્ષકોને કાઢી મૂકે, તો માબાપ છોકરાંને નિશાળે નહિ મોકલે દરેક અંગ્રેજ જુવાનિયાએ ફરજિયાત લશ્કરી તાલીમ લેવી એવો હુકમ કરે, તો તેઓ ના પાડશે. જર્મનો તેમાંના કેટલાકને ગોળીબાર કરશે; પછી હતાશ થઈને એમને પ્રયત્ન છોડવો પડશે. બંદર પર જકાત ઉઘરાવવા તે મથે, તો ત્યાં જર્મન અમલદારો રાખવા પડશે; આથી બંદરનો મજૂરવર્ગ હડતાલ પર જવાનો અને આમ જકાત ઉઘરાવવાનું અસંભવિત થવાનું. જો તેઓ રેલવેનો કબજો લેવા જાય તો ત્યાંના નોકરો હડતાલ પાડશે. જેને જેને તેઓ અડશે તે તે તરત સ્થગિત થઈ જવાનું; અને એમને પણ ઊગી જશે કે, જ્યાં સુધી પ્રજાને ન રીઝવી શકાય ત્યાં સુધી ઇંગ્લંડમાં આપણું કશું ચાલવાનું નથી.

"પરપ્રજાનું આક્રમણ હઠાવવાની આ યુક્તિ અજમાવવા જરૂર તાલીમ અને બહાદુરી જોઈએ. પણ બહાદુરી ને તાલીમ તો શસ્ત્રયુદ્ધમાં પણ જોઈશે. . . . એ જ હિંમત અને આદર્શભાવ જે આજે શસ્ત્ર-યુદ્ધમાં રેડાય છે તે કેળવણી દ્વારા સત્યાગ્રહમાં પણ વાળી શકાય."

બર્ટ્રાન્ડ રસેલે આમ આપણને સત્યાગ્રહની શસ્ત્રયુદ્ધના શુદ્ધ અહિંસક અવેજ તરીકેની પૂરી કલ્પના આપી છે. જે પ્રજા સફળ શસ્ત્રયુદ્ધ કરી શકે તે ધારે તો સફળ સત્યાગ્રહી જીત પણ મેળવી શકે, એ આ પરથી આપણી કલ્પનામાં તો આવી શકે. અને સત્યાગ્રહ નવા નવા પ્રયોગ માગે છે એ તો આપણે શરૂમાં જ જોયું છે.

૯

# ગીતામાં હિંસાવાદ?

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ *

— ભગવદ્‌ગીતા

ગાંધીજીએ સત્યાગ્રહ અને અહિંસા સમાજક્ષેત્રમાં દાખલ કરવાની હિમાયત શરૂ કરી ત્યારથી જ ગીતાના અર્થ વિષે આ શંકા (કે તેમાં હિંસાવાદ છે કે અહિંસાવાદ) એક યા બીજી રીતે ચર્ચાતી આવી છે. એક જમાનામાં એ ચર્ચા ચાલતી કે ગીતામાં કર્મનો બોધ છે કે સંન્યાસનો? ટિળક મહારાજે 'ગીતારહસ્ય'માં તેનો જવાબ આપ્યો કે કર્મનો બોધ છે. અને દિવસે દિવસે વધતા જતા સ્વરાજસિદ્ધિના કર્મયુગમાં એ શંકા ડૂબી ગઈ. પણ સત્યાગ્રહ–યુગમાં તે પાછી નવે રૂપે જાગી કે ગીતામાં હિંસા છે કે અહિંસા? મહાભારત અને તેના નવનીતરૂપ ગીતા એ હિંદના રાષ્ટ્રગ્રંથો ગણાય. રાષ્ટ્રીય પુનરુત્થાનને સમયે તેના અર્થનું આમ પુનર્વાચન થાય એ યોગ્ય છે. એથી તો ગાંધીજીને પણ 'અનાસક્તિયોગ' લખવાનું કબૂલ કરવું પડ્યું હતું.

આટલી પ્રસ્તાવના પછી હવે મૂળ સવાલ ઉપર જઈએ. એના ઉત્તર સારુ આપણે અહીં શાસ્ત્રાર્થમાં ઊતરવાના નથી. અને મારે માટે એ શક્તિ બહારની વસ્તુ છે. એકબે વસ્તુ તરફ ધ્યાન ખેંચવા જેટલો જ આ પ્રકરણનો ઇરાદો છે.

---

* સ્વધર્મનો વિચાર કરતાં પણ, (હે અર્જુન) તારે ચસકવું ઘટતું નથી. હે કૌન્તેય, સ્વધર્મરૂપે આવી મળતું એવું જે સહજ કર્મ તે સદોષ હોય તોય તે છોડવું ન જોઈએ. કેમ કે જેમ અગ્નિ જોડે ધુમાડો તો હોય જ તેમ સર્વ કાર્યો સાથે (કાંઈક ને કાંઈક) દોષ તો લાગેલો હોય જ છે.

૧

ગીતાના સવાલનું મૂળ આ બીનામાં રહેલું છે: અર્જુને પોતાના સ્વજનોને મારવાનો પ્રસંગ જોયો, એટલે એનું મન લડવા ઉપરથી ઊતરી ગયું અને એણે શ્રીકૃષ્ણને કહ્યું,

"હે મધુસૂદન, મને તેઓ મારી નાંખે અથવા મને ત્રણ લોકનું રાજ્ય મળે તોપણ હું તેમને હણવા નથી ઇચ્છતો, તો પછી એક જમીનના ટુકડાને સારુ કેમ હણું? . . . સ્વજનને જ હણીને અમે કેવી રીતે સુખી થવાના છીએ? . . . મારી તો વિવશ સ્થિતિ થઈ છે: કાયરતાથી મારી વૃત્તિ મારી ગઈ છે અને કર્તવ્યમૂઢ બન્યો છું. મને તમે દોરો."

શ્રીકૃષ્ણે તેને ગીતાબોધ કર્યો અને લડવાનો સ્વધર્મ પાળવા તત્પર કર્યો.

આ બીના પરથી, કૃષ્ણ ઉપર ચિડાઈને, ટોયોહીકો કાગાવા નામનો એક ખ્રિસ્તી જાપાની લેખક તેની 'Love the Law of Life' ચોપડીમાં લખે છે,

"યુદ્ધની નિષ્ફળતાના દુઃખથી પીગળીને અર્જુન જે દુઃખપૂર્વક વિનંતી કરે છે તેમાં રહેલી ભવ્ય આત્મજાગૃતિ જોઈને મને આંસુ આવ્યાં. લોહીથી ખરડાયેલા હિંદના પ્રાચીન ઇતિહાસમાં આવી પવિત્ર ભાવનાથી દુઃખી થતા અર્જુનનો દાખલો જોઈ મને મગરૂરી આવી અને સાથે સાથે ખેદ પણ થયો. . . . કૃષ્ણે ગીતામાં જે જવાબ આપ્યો તે સામે મારો સખત વિરોધ છે."

આમ કહી ગીતાના બીજા અધ્યાયના ૨૦ થી ૩૧ સુધીના શ્લોકો ટાંકી તે જણાવે છે,

"હું કૃષ્ણના આ ઉછાંછળા ઉપદેશની વિરુદ્ધ છું. આવી જ જાતની દલીલ આજ સુધી શસ્ત્રયુદ્ધવાદી કરતા આવ્યા છે. . . ."

ગીતામાં શ્રીકૃષ્ણે હિંસાવાદ શીખવ્યો છે એમ માની સામી દલીલ કરવાનો આથી વધારે સચોટ દાખલો કદાચ ન મળી શકે. યુદ્ધનિષેધની બાબતમાં, જૈનધર્મની અતિ અહિંસાની જેમ, લગભગ આખા યુરોપ અમેરિકાના ખ્રિસ્તીઓમાં અહિંસાની એક પ્રકારની અતિપૂજા ઊપજી છે. અર્જુનને યુદ્ધનો કાલ્પનિક ચિતાર આવતાં

જેવી થરેરાટી છૂટી હતી એની જોડે, કદાચ, ૧૯૧૪ના યુદ્ધ પછીના યુરોપની મનોદશા સરખાવી શકાય. એવી જ થરેરાટી અને ઉપરાંતમાં અસહિષ્ણુતા, આ અહિંસાવાદી ખ્રિસ્તી લેખક તેની ટીકામાં દેખાડે છે. ગીતાનો સળંગ વિચાર કરવાની તે તસ્દી જ લેવા થોભતો નથી. અને અર્જુન શું 'યુદ્ધની નિષ્ફળતાના દુ:ખથી પીગળીને' નિવૃત્ત થતો હતો? પણ અત્યારે આ લેખકનો વાંધો સમજી લઈ આગળ ચાલીએ.

ગીતામાં દેખાતો હિંસા અહિંસાનો આ વિસંવાદ એક પ્રશ્નકારે ગાંધીજીને પૂછ્યો હતો. ગીતા પ્રત્યે તેને માન હોય એમ લાગે છે, તેથી તેના પ્રશ્નમાં નિશ્ચયની નહિ પણ શંકાની જ વૃત્તિ દેખાય છે. તેથી ગીતાને અંગેનો આ પ્રશ્ન સમજવા તે વધારે ઉપયોગી છે. પ્રશ્નકાર કહે છે,

> "પહેલો અધ્યાય જોતાં એમ જ લાગે છે કે અહિંસાવૃત્તિથી પ્રેરાયેલો અર્જુન અશસ્ત્ર થઈને કૌરવોને હાથે મરવાને તૈયાર છે. હિંસાથી થતું નુકસાન અને પાપ એની દૃષ્ટિ આગળ તરી આવે છે. વિષાદથી એ ધ્રૂજી ઊઠે છે અને કાંપતો કાંપતો કહે છે: अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम्। ત્યાં શ્રીકૃષ્ણ કહે છે, 'ડાહ્યો થઈને આવું શું બોલે છે? કોઈ કોઈને મારતું નથી ને કોઈ મરતું નથી. આત્મા અમર છે અને શરીર તો પડવાનું જ છે. ધર્મપ્રાપ્ત યુદ્ધમાં લડી લે; જય શાનો અને પરાજય શાનો? કર્તવ્ય કરી છૂટ.'" *

આ પ્રમાણે ગીતાનું પ્રસ્થાન ટૂંકમાં જણાવીને છેવટે પ્રશ્નકારે આમ પૂછ્યું છે:

> "ઈશ્વરને ત્યાં હિંસા અહિંસા સરખી જ છે. પણ માણસને માટે ઈશ્વરનો કયો સંદેશો છે? युध्यस्व जेतासि रणे सपत्नान् એ? ગીતાનો સંદેશો અહિંસા જ હોય તો ૧ લો અને ૧૧ મો અધ્યાય કાંઈ બરાબર બંધબેસતા નથી, પોષક તો નથી જ."

ઈશ્વરની દુનિયામાં તો, આ પ્રશ્નકાર કહે છે તેમ, હિંસા અહિંસા સારું નરસું બધું જ તેની દૃષ્ટિએ સરખું છે. તેથી તે કહી શકે કે,

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।

---

* 'નવજીવન' ૧૧-૧૦-'૨૫

'જેઓ જેવા ભાવથી મારો આશરો લે છે તેમને હું તેવા જ ભાવથી ફળ આપું છું.' એટલે એને માટે હિંસા અહિંસા સરખી છે એ કહેવામાં દોષ નથી. પરંતુ એક વાર લોકમાન્યે ગાંધીજી પર લખેલા પત્રમાં * આ શ્લોક ટાંકી તેનો બીજો જ અર્થ કાઢી બતાવ્યો હતો. તેમણે લખ્યું હતું, "આપના લેખમાં આપે મને 'રાજપ્રકરણમાં બધુંય ચાલે' એમ માનતો જણાવ્યો છે એ જોઈને હું દિલગીર થયો છું. . . . રાજપ્રકરણ એ સાધુઓની નહિ પરંતુ સંસારીઓની બાજી છે અને 'अक्रोधेन जिने क्रोधम्,' એ બુદ્ધના ઉપદેશ કરતાં 'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्' એ શ્રીકૃષ્ણનું સૂત્ર માનવાનું હું વધારે પસંદ કરું છું." એટલે કે, 'જૈસેકો તૈસા' 'શઠં પ્રતિ શાઠ્યં' એ નીતિ, ઉપર ટાંકેલા ગીતાના શ્લોકમાં બતાવી છે, એમ તેમણે સૂચવ્યું.

મૂળ પ્રશ્નકારે પૂછેલા પ્રશ્નને હાલ છોડીને પ્રથમ આ નવાઈ પમાડે એવું લોકમાન્યનું વિધાન વિચારીએ. જે શ્લોકમાં લોકમાન્ય 'જૈસેકો તૈસા'નો અર્થ બતાવતા લાગે છે તેનો સ્પષ્ટ અને યોગ્ય અર્થ તો એ છે કે, તે કર્મના અટલ ઈશ્વરી કાયદાનું કથન છે: જેવું વાવશો તેવું લણશો એ કહેવાનો તેમાં ભાવાર્થ છે. તેથી, જેનું જેવું કર્મ તેને તેવું ફળ આપનારો ઈશ્વર નિષ્પક્ષ ન્યાયાધીશ છે એ એમાંથી યોગ્ય નિષ્પત્તિ ગણાય. એ પરથી આપણે એ સમજવું ઘટે કે, એ કાયદાને આધારે માણસે પોતાનો આચાર ઘડી લેવાનો છે. એટલે એ તો એમાંથી સદાચારની, 'आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्' એ નીતિસૂત્રની તેમાં હિમાયત જુએ એ બરાબર ગણાય.

ગુરુત્વાકર્ષણના કાયદા સાથે કર્મના આ કાયદાને સરખાવી શકાય. ગુરુત્વાકર્ષણનો કાયદો એક અટલ કુદરતી વિધાન છે. એ કાયદો સમજનાર તેમાંથી જેમ ભૂસકો મારવાનો ધર્મ નથી ઘટાવતો, ઊલટો તેમ કરતાં અટકવાનો ઘટાવે છે, તેમ જ આ કર્મનો કાયદો જાણ્યા પછી કોઈ માણસ કુકર્મ કરવાનો અર્થ તેમાંથી ન શોધી શકે. અને ગીતાએ હિંસાને સત્કર્મ તો નથી જ કહ્યું, પરંતુ અહિંસાપાલનનો ધર્મ બતાવ્યો છે તે આગળ આપણે જોઈશું.

---

* 'નવજીવન', તા. ૧-૨-'૨૦

વળી, બુદ્ધ ભગવાનનું 'अक्रोधेन जिने क्रोधम्' એ સૂત્ર ગુરુત્વાકર્ષણના કાયદા જેવું કથન નથી. તેમાં તો તેમણે મનુષ્યનો પુરુષાર્થ કે આચારધર્મ શો હોવો જોઈએ એ બતાવ્યું છે: કે ક્રોધને જીતવો હોય તો અક્રોધ રાખવો; અને એ પુરુષાર્થ તેમણે માનસશાસ્ત્રના આ કાયદામાંથી ઘટાવેલો છે કે, 'न हि वेरेण वेराणि समन्तीध कदाचन'. એટલે ગીતાના ઉપરના શ્લોક સાથે સરખાવાય એવું બુદ્ધવાક્ય તો આ વેર અવેરનો કાયદો છે. બેઉ વાક્યો દુનિયાની અમુક વસ્તુસ્થિતિનો કાયદો બતાવે છે, અને તે યાદ રાખીને મનુષ્યને પોતાનો આચારધર્મ વિચારી લેવા જણાવે છે.

'अक्रोधेन जिने क्रोधम्'ની સાથે બંધ બેસે એવું ગીતાવાક્ય તો આપણે વિચારી રહેલા શ્લોકની આગળના જ શ્લોકમાં ગીતાએ આપેલું છે:

वीतरागभयक्रोधाः मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ (અ. ૪ : ૧૦)

(રાગ, ભય અને ક્રોધરહિત થયેલા, મારું જ ધ્યાન ધરતાં મારો જ આશ્રય લેનારા, જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા ઘણા મારા સ્વરૂપને પામ્યા છે.)

જેમ બુદ્ધ અક્રોધથી ક્રોધ જીતવા કહે છે તેમ જ અહીં પણ અક્રોધ, અભય વગેરેનો મહિમા ગીતાએ બતાવ્યો છે.

ગીતાકારે જણાવેલી, મનુષ્યે ધારણ કરવાની દૈવી સંપદ અહીં આગળ યાદ આવ્યા વિના નથી રહેતી. ૧૬મા અધ્યાયમાં વર્ણવેલી દૈવી સંપદમાં અહિંસા, અભય, તપ, આર્જવ, અક્રોધ, સત્ય વગેરે ગુણો છે એ યાદ કરીએ, તો ગીતાકાર તેના ઉપદેશમાં અહિંસાને કેવું સ્થાન આપે છે તે સ્પષ્ટ જણાશે. અર્જુનને લડવાનું કેમ કહ્યું તેનો વિચાર આપણે હવે પછી કરીશું. પણ એટલું અહીં યાદ રાખીએ કે ગીતાકાર પણ બુદ્ધની જેમ અહિંસાને જ ધર્મ ગણે છે, અને ગીતામાં અહિંસાનો ઉપદેશ અનેક સ્થળોએ આપેલો છે.

ઉપર ટાંકેલા લોકમાન્યના ગાંધીજી પરના પત્રમાં એક બીના છે તેના પર ધ્યાન ખેંચાયા વિના નથી રહેતું: તે તેમના ધર્મ અને વ્યવહાર વચ્ચેના ભેદની, — સાધુનો એક ધર્મ અને ઘરબારીનો બીજો ધર્મ એ માન્યતા — છે. ઘણા લોકનું માનવું આવી જાતનું હોય છે. ગીતાની દૃષ્ટિએ આ બિનપાયેદાર અને ઊંધી માન્યતા હોવા છતાં, ગીતાનો અર્થ વિચારનાર ઘણી વાર આ મનમાં રાખીને અર્થ કરે છે, તેથી ગોટાળો થાય છે. ગીતા વ્યવહારમાં કામ કરી રહેલા અર્જુનને ધર્મ શીખવવા યોજાયેલી હતી એ જો આપણે યાદ કરીએ, તો ધર્મ અને વ્યવહારનાં આવાં છલાયદાં ખાનાં જીવનમાં પાડવાં ખોટાં છે તે તરત જણાશે. સ્ત્રી, વૈશ્ય અને શૂદ્રને ધર્મજીવન બતાવવાનો દાવો કરનાર ગ્રંથમાં તો આવાં ખાનાંને સ્થાન જ નથી. અહિંસા, સત્ય, અસ્તેય વગેરે યમનિયમાદિના પાલનમાં મર્યાદાભેદ હોવો એ એક વસ્તુ છે, અને એમ કહેવું કે સાધુને માટે અહિંસા ને સત્ય, તથા ઘરબારીને માટે હિંસા અને જૂઠ, એ બીજી વસ્તુ છે. એક માણસ ધર્મનું ઓછું પાલન કરે છે કે કરી શકે છે તેથી કાંઈ તે ધર્મનો ગુણ નથી બદલતો. આ જો યાદ રાખીએ તો હવે પછીની ચર્ચા સમજવામાં મદદ થશે.

૨

ગીતામાં અર્જુનનો સવાલ ખરેખર હિંસા અહિંસા નક્કી કરવાનો હતો કે કેમ, એ મૂળ પ્રશ્ન છે. એ આપણે વિચારીએ તે વખતે એક સાવધાનીની જરૂર છે તે પ્રથમ જોઈ લઈએ. આજની પરિસ્થિતિમાં યુદ્ધનિષેધ જગતનો એક જીવંત પ્રશ્ન થયેલો છે. તેથી ગીતામાં હિંસા અહિંસાની ચર્ચા કરતી વખતે આપણને એ અત્યારની પરિસ્થિતિની ચર્ચા તરત યાદ આવે છે. જાણે આજના અર્જુનને કૃષ્ણે જવાબ આપવાનો છે એવી કાંઈક અજાણપણે આપણામાં વૃત્તિ રહે છે ને તેથી કેટલોક વિચારદોષ સહેજે થઈ જાય છે. એ ઐતિહાસિક કાલક્રમદોષ ગણાય. એ ખરું છે કે સદસદ્‌વિવેકમાં હિંસા અહિંસાનો વિચાર સનાતન હોય છે. તેથી તો અહિંસાને પરમ ધર્મ કહ્યો છે.

પરંતુ હિંસા અહિંસાનો સનાતન પ્રશ્ન જમાને જમાને જુદું રૂપ લઈને રજૂ થાય છે. જેમ નદીનું એક વાર વહી ગયેલું પાણી એનું એ જ પાછું નથી આવતું, તેમ કાલજલમાં વહેતી ઐતિહાસિક પરિસ્થિતિનું છે. એટલે, અહિંસાનું સનાતન સત્ય પણ જમાને જમાને નવે રૂપે રજૂ થાય છે એ યાદ રાખીને, આપણે જૂના ગ્રંથોના અર્થ કરવા જોઈએ. ઐતિહાસિક દૃષ્ટિએ જો વિચાર કરવો હોય તો આ નિયમ ભૂલવાથી અનર્થ થાય.

બીજું, ગાંધીજી ગીતાને એક રૂપક કાવ્ય કહે છે. એટલે તેમાં વર્ણવેલા યુદ્ધપ્રસંગને તે કાલ્પનિક મનાવે છે. દરેકના અંતરમાં ચાલતા સૂક્ષ્મ યુદ્ધનું રૂપક છે એમ તે જણાવે છે. આમ કહીને પણ તેઓ હિંસા અહિંસાના મૂળ પ્રશ્નની મુશ્કેલીમાંથી નથી બચી શકતા. જે કાલ્પનિક દૃષ્ટાંત ગીતામાં આપ્યું છે તે, દલીલ ખાતર, સાચું માની શકાય. તો પછી ગીતાનો અર્થ સમજવા માટે તેને સાચી હકીકત જેવું જ ગણી વિચાર કરીએ તોય ખોટું નથી.

હવે આપણે મૂળ પ્રશ્ન પર આવીએ.

'અનાસક્તિયોગ'ની પ્રસ્તાવનામાં ગાંધીજી જણાવે છે કે, "અહિંસાનું પ્રતિપાદન ગીતાનો વિષય નથી. ગીતાકાળની પૂર્વે પણ અહિંસા પરમ ધર્મરૂપે મનાતી હતી." આ જો સાચું હોય તો અર્જુનનો પ્રશ્ન જ અહિંસાનો નહોતો એમ ઠરે. એટલે પછી ગીતામાં હિંસાવાદ છે એમ કહેવું કે અહિંસાવાદ છે એમ સ્થાપવું એ વિચિત્ર લાગે. અર્જુનની મૂંઝવણ આ દૃષ્ટિએ તપાસીએ.

અર્જુનની ધર્મની કલ્પના આવી કાંઈક હતી એ એના કહેવા ઉપરથી લાગે છે: સ્વજનને ન મારવાં જોઈએ, નહિ તો કુલધર્મ નાશ પામે. અને કુલધર્મ તો કદી ન ત્યજાય એમ એને લાગે છે. તેથી તે કહે છે, "મને મારે કે મને ત્રિલોકનું રાજ્ય આપે, પણ હું આ સ્વજનને મારવાનું પાપ નથી કરવાનો. તેમ કરું તો મારો કુલધર્મ ડૂબે. અને જેનો કુલધર્મ ડૂબ્યો તે ને તેના પિતૃઓ નરકમાં જાય એવું આપણે સાંભળતા આવ્યા છીએ." આમ માનતાં છતાં તે ક્ષત્રિયધર્મનું પાલન કરતો કરતો જ, એટલે કે અનેક યુદ્ધોની હિંસા કરતો, યુદ્ધને મોખરે

આવ્યો છે. અહીં તેને હવે ધર્મસંકટ દેખાય છે. એટલે તેમાં હિંસા અહિંસાના ઝઘડા કરતાં તેની મૂંઝવણનું કારણ કાર્યાકાર્યનો ઝઘડો વધારે છે એમ ચોખ્ખું જણાય છે. જો હિંસા અહિંસાનો જ ઝઘડો હોત તો તે તો અર્જુન પોતે જ ઉકેલી શકત, કેમ કે સ્વજન મારવા તે હિંસા અને પરજન મારવા તે નહિ, એવું તો કોઈ જ ન કહી શકે. હિંસા તે હિંસા, અહિંસા તે અહિંસા જ રહેવાની; પછી તેના પાત્ર બનેલા સ્વજન હોય કે પરજન, સજ્જન હોય કે દુર્જન, પશુ હોય કે પક્ષી. એટલે અર્જુનનો પ્રશ્ન હિંસા અહિંસાનો નથી. તે તો એમ પૂછે છે કે, 'કુલધર્મ સાચો કે આ રણધર્મ સાચો? સાંભળતા તો એમ આવ્યા છીએ કે કુલધર્મ સાચો; અને આ રણધર્મ પણ ક્ષત્રિયધર્મ છે. તે બેમાંથી ખરું શું?'

આ પ્રસંગને કાવ્યની વસ્તુ બનાવી મહાભારતકાર સમગ્ર ધર્મની કલ્પનાનો સમન્વય ગીતામાં કરી બતાવે છે. તેથી, ગીતામાં કહ્યું છે તે બધું જ અર્જુનનો અધિકાર વિચારીને કહ્યું છે એમ ન માની શકાય. અર્જુનને તો નિમિત્તમાત્ર ગણી ગીતાકારે સમગ્ર ધર્મનું નિરૂપણ કરી બતાવ્યું છે. તેથી તો તેમાંથી વિરોધી માન્યતાવાળા લોકો પણ પોતપોતાના મતનું સમર્થન મેળવી શકે છે, અને તેથી તેના અર્થમાં હંમેશ ખેંચાખેંચી થતી ચાલતી આવી છે, ગીતામાં નકરા કર્મની અને સંન્યાસની તેમ જ તે બેના સમન્વયની પણ વાત છે; યજ્ઞોનું વર્ણન છે ત્યાં તેના અનેક પ્રકાર વર્ણવે છે જે બધા પરસ્પર મેળવાળા છે એવું પણ નથી જોવામાં આવતું; તેમાં શાસ્ત્રવિધિની વાત છે અને તેને અતિક્રમીને ચાલનાર શ્રદ્ધાવાન સાધકની પણ છે; એકાન્તિક આત્મવાદ સાથે દેવોનો અનેકવાદ પણ બતાવ્યો છે. આવાં અનેક વિરોધી દ્વંદ્વ તેમાંથી બતાવાય એમ છે. એ પરથી એ સિદ્ધ થાય છે કે, તે બધાં અર્જુનને માટે વર્ણવ્યાં છે એમ નથી. પરંતુ એ બધાંના મૂળમાં, ધર્મજીવનના પાયારૂપ બે વસ્તુ રહેલી છે તે કોઈ ઇનકારી ન શકે.

ગીતા કહે છે કે, ધર્મભાવનાની ઉત્પત્તિ આત્મનિરીક્ષણમાંથી, અર્જુનના જેવા વિષાદમાંથી છે. ધર્મનો ઉગમ અંતરમાં છે. એટલે

કોઈ પણ માણસ ગમે તેવો પણ પોતાનો સ્વભાવ છોડીને ધર્મ ન આચરી શકે. એટલે દરેક માટે ધર્મનું સાચું સ્વરૂપ સ્વધર્મ છે. તાત્ત્વિક ધર્મની દૃષ્ટિએ તે સદોષ લાગે તોપણ તે તે વ્યક્તિના ધર્મજીવનનો એ પાયો છે. ધર્મનાં અનેક પરસ્પર વિરોધી લાગતાં વિધાનો પણ, આ સ્વભાવવૈવિધ્યની દૃષ્ટિએ, ઉપપન્ન છે: દરેકે પોતપોતાના અધિકાર પ્રમાણે તે સમજવાં જોઈએ. આ મૂળ વસ્તુ સ્થાપન કર્યા પછી જ ગીતા પોતાનો ભરપૂર જ્ઞાનભંડાર વાચક આગળ મૂકે છે. એ વસ્તુને શરૂઆતમાં જ સ્પષ્ટ રીતે ધ્યાન પર લાવવા અર્જુનનું ઉદાહરણ આપ્યું હોય તો તે ખોટું નહિ કહેવાય.

/આ યાદ રાખીને વિચારીએ તો અર્જુનનો સ્વધર્મ ચોખ્ખો હતો. તે ક્ષત્રિય હતો અને ગાર્હસ્થ્ય ધર્મ પાળતો હતો. તે અનુસાર તે આચરણ કરતો આવ્યો હતો. હિંસા અહિંસા જ જો તેની મૂંઝવણ હોત તો જીવનભર આયુધોની ઉપાસના જ શું કામ કરી હોત? અને આટલે સુધી રણમેદાન પર પણ શું કામ આવ્યો હોત? શંકરાચાર્ય તેમના ગીતાભાષ્યમાં તેની ધર્મદશાનું યથાસ્થિત વર્ણન આપે છે, "અર્જુન સ્વતઃ ક્ષાત્રધર્મ — યુદ્ધમાં પ્રવૃત્ત થયો, પણ (સ્વજનના નાશને કારણે) શોક અને મોહથી તેનાં વિવેકવિજ્ઞાન હણાઈ ગયાં અને યુદ્ધમાંથી તે ઉપરતિ પામ્યો ને ભિક્ષાજીવન વગેરે પરધર્મ આચરવા તૈયાર થયો." જો પરજન સામે યુદ્ધ કરવાનું હોત તો તે, જીવનભર કર્યું હતું તેમ, પાછો ન જ પડત. એટલે તે મનુષ્યહિંસાથી કે યુદ્ધનિષેધના ખ્યાલથી નિવૃત્ત થતો હતો અથવા મૂંઝાયો હતો, એ સાચી સમજણ નથી. તે પોતે સ્પષ્ટ શબ્દોમાં પોતાનો સ્વજનરાગ ને કુલધર્મનિષ્ઠા બતાવે છે. પોતાનો ક્ષત્રીધર્મ ને આ બે વચ્ચે તે તો મોહવશ થયો છે; બાકી લડવાનો તેનો ધર્મ તો તેને પણ સ્પષ્ટ હતો./

આ દલીલ ગાંધીજીએ એક સચોટ દાખલો આપીને સમજાવી છે તે જોવા જેવી છે. શરૂઆતમાં આપણે જોયો તે પ્રશ્ન પૂછનારને જવાબમાં તે કરી હતી:

'કલાકના ૪૦ માઈલને વેગે ચાલનારી ટ્રેનમાં બેઠેલાને મુસાફરી પ્રત્યે એકાએક વૈરાગ્ય થતાં તે ટ્રેનમાંથી ભૂસકો મારે તો તેણે આત્મહત્યા

કરી. તે કંઈ મુસાફરીનું કે ટ્રેનમાં બેસવાનું મિથ્યાત્વ નથી શીખ્યો. એમ જ અર્જુનનું હતું. અહિંસક કૃષ્ણ અર્જુનને બીજી સલાહ ન જ આપી શકે. પણ તેમાંથી એવો અર્થ કાઢવો કે, ગીતાજી હિંસા શીખવે છે અથવા યુદ્ધનું સમર્થન કરે છે, એ એટલું જ અયોગ્ય છે, જેટલું આમ કહેવું અયોગ્ય ગણાશે કે, શરીરવ્યાપારને અર્થે કંઈક હિંસા અનિવાર્ય છે તેથી હિંસા જ ધર્મ છે."

૩

પણ પેલા યુદ્ધનિષેધક ખ્રિસ્તી જાપાની અહીં આગળ કદાચ દલીલ કરે, "પણ સ્વધર્મ આચરતાંય હિંસા થાય તે ? જો અહિંસા એ ધર્મ છે તો લડવું અધર્મ હયું, માટે હરકોઈ રીતે તે ત્યાજ્ય છે." આનો જવાબ ઉપરના ગાંધીજીના જવાબમાં આવી જ જાય છે. આવી દલીલ કરનાર અહિંસાનું ખરું સ્વરૂપ જ નથી સમજતો એમ કહેવું જોઈએ. અહિંસા ધર્મ છે એ ખરું, પરંતુ તે તો એક આદર્શવાચક ધર્મ છે. અહિંસા એક પ્રકારનો નેતિવાદ છે; હિંસા ઓછી કરતાં કરતાં જ તેને પહોંચી શકાય અને જે સ્થાને હોઈએ ત્યાં પણ તે અહિંસા નથી — 'નેતિ નેતિ', હજી આગળ ચાલો,— એમ જ કહેવું પડે. છતાં તે આપણા દરેક કાર્યમાં હોય છે અને હોવી જોઈએ એ અહિંસાધર્મનો અર્થ છે. યોગસૂત્રનો ભાષ્યકાર, તેથી, અહિંસાની વાત કરતાં કહે છે કે, તેનું પાલન અસ્તેય, અપરિગ્રહાદિ બીજા યમનિયમો દ્વારા શક્ય છે; એનું સીધું પાલન ન હોઈ શકે.

પહેલી વાર જેલ પકડાયા ત્યારે ગાંધીજીએ જેલમાંથી એક પત્ર લખ્યો હતો તેમાં આ કૂટ પ્રશ્નનો વિચાર આમ મૂક્યો હતો,

> "જેમ હું સત્યની શોધ કરતો જાઉં છું તેમ મને ભાસે છે કે, તેમાં બધું આવી જાય છે. અહિંસામાં તે નથી પણ તેમાં અહિંસા છે એમ ઘણી વેળા ભાસે છે. નિર્મળ અંતઃકરણને જે સમયે જે લાગે તે સત્ય. તેને વળગતાં શુદ્ધ સત્ય મળી આવે છે. તેમાં ક્યાંયે ધર્મસંકટ નથી જોતો. પણ અહિંસા કોને કહેવી તેનો નિર્ણય કરતાં ઘણી મુસીબત જોઉં છું. હિંસામય જગતમાં

અહિંસાત્મક થઈને રહેવાનું રહ્યું. તે તો સત્યને વળગવાથી જ થાય.”*

આપણે સ્વધર્મનો આગ્રહ રાખી શકીએ, એટલે કે, સત્યનો રાખી શકીએ. તેથી સત્યાગ્રહ શક્ય છે. પરંતુ અહિંસાગ્રહ અકલ્પનીય છે, કેમ કે અહિંસા તો એક નેતિવાદ છે. તેથી હિંસાની મર્યાદા દ્વારા જ અહિંસા સમજી શકાય; અને તેને પોતાની તો મર્યાદા જ નથી, અથવા મરણ અને પછી નિર્વાણ એ જ તેની મર્યાદા છે. એટલે સીધો અહિંસા હિંસાનો વિચાર કરવાથી આપણને કાર્યાકાર્યવિવેક ન મળી શકે. પરંતુ ધર્માધર્મવિવેક કરવો અને તે દ્વારા અહિંસાધર્મ પાળવો એ જ શક્ય સ્થિતિ છે. આ ભૂલી જઈને નકરા યુદ્ધનિષેધકો ન લડવું એ જ ધર્મ માની બેસે છે એ બરાબર નથી. લડવાનો પ્રસંગ આવે તો અપલાયન એ યુદ્ધનિષેધકે પણ શીખવવું જોઈશે; નહિ તો યુદ્ધનિષેધ અને કાયરતામાં બહુ ભેદ નહિ રહે. તેથી, જ્યાં શસ્ત્રયુદ્ધનો નૈતિક અવેજ ન દેખાતો હોય, અથવા હોય તો તે અખત્યાર કરવાની તાકાત ન હોય, ત્યાં શસ્ત્રયુદ્ધ પણ આદરવું, પરંતુ પલાયન ન કરવું, એમ ગાંધીજી શીખવે છે.

અર્જુનના જમાનામાં તો શસ્ત્રયુદ્ધના નૈતિક અવેજનો પણ સવાલ નહોતો. તે વેળા યુદ્ધ લોકમાન્ય હતું. આજના યુદ્ધનિષેધ જેવી ત્યારે કલ્પના પણ નહોતી. તેવે સમયે જો અર્જુન ધર્મપ્રાપ્ત યુદ્ધ છોડે તો ગીતાકાર તેને સાવચેત કરે છે કે,

न बुद्धिभेदं जनयेत्
अज्ञानां कर्मसंगिनाम् ।

‘કર્મમાં સંગવાળા અજ્ઞાન લોકનો બુદ્ધિભેદ તારાથી ન કરી શકાય.’ એમ કરે તો અર્જુન પોતે જ ધર્મભ્રષ્ટ થાય, એટલું જ નહિ, પણ લોકસંગ્રહની દૃષ્ટિએ પણ દોષ થાય. અર્જુન ન લડે તો તેની અસર એમ જ થાય કે તે કાયર થઈ નાસી ગયો. કોઈ તેનો યુદ્ધનિષેધ — તેમ કરવાનો તેનો ઇરાદો માનીએ તોપણ — ન સમજે. સુધારા કરવા પણ અધિકાર જોઈએ છે. જિંદગી જેણે યુદ્ધમાં ખુટાડી

* ‘નવજીવન,’ ૭–૧૦–’૨૩

તેની પાસેથી, કટોકટીને પ્રસંગે, તેના નિષેધની વાત કોણ સાચી માને? તેથી તો કદાચ ઊલટી ગેરસમજ થાય અને લોકસંગ્રહમાં બાધા આવી હિંસા ઘટવાને બદલે વધે. કોણ પોતાના કાર્યનું સંપૂર્ણ પરિણામ જોઈ શકે છે? એટલે પોતે સ્વધર્મ વિચારી તેને વળગવું એ જ સાચી નીતિ છે, સાચો ધર્મ છે. એમ કરતાં, શરીર સાથે પડછાયાની જેમ, હિંસા આવે છે તે આપણી લાચારી છે, પણ તેથી હિંસાવાદ પ્રમાણિત નથી થતો.

૪

અર્જુન પોતાનો કુલધર્મ આગળ કરીને ન લડવાની દલીલ કરે છે. કૃષ્ણે તેને સ્વધર્મ શીખવી કહ્યું કે લડવું જોઈએ. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં આમાં અહિંસાધર્મનો વિકાસ બતાવી શકાય. એક પ્રકરણમાં આગળ પ્રો. ગ્રીનનું વાક્ય ટાંકીને આપણે જોતા આવ્યા કે, અહિંસાધર્મ અનાદિ છે, પણ તેનું પાલન સ્વજન પૂરતું જ થતું આવ્યું છે. આવો સંકુચિત સ્વજનભાવ આજની રાષ્ટ્રપૂજા, કોમવાદ વગેરે ટોળાધર્મી નીતિમાં રહેલો છે એમ બતાવી શકાય. અર્જુન પણ આવા જ ભાવથી અહિંસાની મર્યાદા સ્વજન પૂરતી જ માને છે. તે કહે છે, “કુલધર્મનો નાશ થાય તો મનુષ્ય નરકે જાય એવું આપણે સાંભળતા આવ્યા છીએ.” આમાંથી આપણને ચોખ્ખું જોવા મળે છે કે, ધર્મની તેની પ્રતીતિ શ્રુતિસંપન્ન છે, અંતરાત્માની નથી. એમ પણ જણાય છે કે, તેના જમાનામાં ટોળાધર્મ કુલની મર્યાદા સુધી પહોંચ્યો હશે. લડાઈનું મૂળ આવી બેવડા ધર્મની અસંગત કલ્પનામાં રહે છે. જો કુલનાશ કરવાથી માણસ નરકે જાય તો કોઈ પણ શત્રુના નાશ માટે પણ તે સાચું છે, કેમ કે નાશ તો બેઉમાં સરખો જ છે. પણ તેનો વિચાર અર્જુનને નથી આવતો. તેનું કારણ એ છે કે, તેની ધર્મની કલ્પના સ્વજનમર્યાદિત હોઈ દોષિત છે. ખરો ધર્મ અંતરમાંથી ઊગે અને તે બધાને માટે સમાન લાગુ પડવો જોઈએ. એટલે ગીતાકારે કહ્યું કે, ધર્મમાં સ્વજન પરજનનો ભેદ ન હોય. સ્વધર્મ તે સ્વધર્મ છે અને તે આચરણીય છે, ટોળાધર્મ તેની આડે ન આવવા દેવો જોઈએ.

આમ શીખવીને અર્જુનને અહિંસા વધારે સાચી રીતે સમજાવી એમ આપણે માનવું જોઈએ. તેના સમયમાં શસ્ત્રયુદ્ધ ક્ષત્રિયને માટે નિષિદ્ધ નહોતું. વળી ટાળવા પ્રયત્નો કર્યા છતાં તે તેના પર આવી પડયું હતું. તેને પોતાને પણ લડવામાં તો વાંધો નહોતો, ઊલટો રસ હતો. સ્વજનને મારવાં એ જ તેનું દુઃખ હતું. એને જો લડવામાં આડે આવવા દે તો તે અધર્મ્ય જ ન ગણાય? કૃષ્ણે તેને 'અનાર્યજુષ્ટ, અસ્વર્ગ્ય, અકીર્તિકર કશ્મલ' કહ્યું છે તે, આ રીતે જોતાં, ખોટું નથી લાગતું. સમાજતંત્રમાં આવું આચરણ અવ્યવસ્થા કરે અને પરિણામે ઊલટી હિંસા જ વધારે. ગીતાકાર લોકસંગ્રહની દલીલ કરીને આ જ ભય બતાવવા ઇચ્છે છે. અને પોતાનું સ્વત્વ ભૂલીને અર્જુન જો વર્તન કરે તો તે પણ તેના ધર્મજીવનને કૃત્રિમ કરી મૂકી ભ્રષ્ટ જ થાય. આમ બેઉ દૃષ્ટિએ તેનું અયુદ્ધ દોષકર થાય.

આ રીતે જો ગીતાનો અર્થ વિચારીએ તો, અર્જુનને લડવાનો બોધ કર્યો માટે એમાં હિંસાનો અર્થ રહેલો છે એવો ગીતાનો અર્થ કરવો તે અનર્થ ગણાય. પ્રથમ જોયું એમ, એમાં ઇતિહાસકાલક્રમદોષ હોવા ઉપરાંત ગીતાનું સમગ્ર અર્થરહસ્ય સમજવામાં પણ દોષ રહે છે. એક દાખલો લેવાથી આ કાલક્રમદોષ વધારે સ્પષ્ટ થશે: અન્ન કરતાં વનપક્વ ફળના આહારમાં ઓછી હિંસા છે, એટલે કે, વધારે અહિંસાપાલન છે. છતાં અન્નાહાર કરનાર હિંસાવાદ શીખવે છે એમ સિદ્ધાંત કહાય ખરો? તેમ જ ગીતાકારે લીધેલા દૃષ્ટાંત પરથી હિંસાવાદ બતાવવો એ એવી જ જાતની ભૂલ છે. અને ગીતાનો મુખ્ય ઉપદેશ પણ આ પ્રશ્નને અંગે નથી. તે તો એમ કહે છે કે, સદોષ પણ સ્વધર્મ વિહિત છે, અને તે જાનને જોખમે પણ આચરવાનો છે; અને અહિંસા તથા અભય એ દૈવી સંપત્તિ છે, અને દરેક મનુષ્યે તે કેળવવાની છે.

## ૧૦

# સમાજધર્મના પાંચ સકાર

लोकयात्रार्थमेवेह धर्मप्रवचनं कृतम् ।

**— શાંતિપર્વ**

"સ્ત્રીપુત્રાદિ, મિત્ર, પરિગ્રહ બધું એ સત્યને આધીન રહેવું જોઈએ. સત્યને શોધતાં એ બધાંનો સર્વથા ત્યાગ કરવા તત્પર રહીએ તો જ સત્યાગ્રહી થવાય. આ ધર્મનું પાલન પ્રમાણમાં સહજ થઈ જાય એ હેતુથી હું આ પ્રવૃત્તિમાં પડયો છું. . . . તેનું બાહ્ય સ્વરૂપ હિંદસ્વરાજ છે. તેનું ખરું સ્વરૂપ તે તે વ્યક્તિનું સ્વરાજ છે." **—ગાંધીજી**

સત્ય એટલે શું એ સવાલ માણસજાતને કદી છોડનાર નથી. સત્યાગ્રહીનો તો એ જીવનપ્રશ્ન છે. એટલે સત્યાગ્રહના વિચારમાં તેનો વિચાર પણ સમાયેલો છે; કેમ કે જો સત્યની કશીય કલ્પના ન હોય તો આગ્રહ શાનો રાખવાનો? એટલે સત્ય શું એનો વિચાર સત્યાગ્રહમાં આવશ્યક છે. પરંતુ સત્યનો જે અર્થ ગાંધીજીએ 'મંગળપ્રભાત' અથવા 'વ્રતવિચાર'માં કર્યો છે તેની આપણે અહીં ચર્ચા નથી કરવાના. કરવા ધારીએ તોય ન કરી શકીએ. "સત્ એટલે હોવું. સત્ય તે હોવાપણું. આ સત્ય સિવાય બીજી કોઈ વસ્તુને હસ્તી જ નથી." — આવું ત્રિકાલાબાધિત સત્ય અનિર્વચનીય હોય, અનુભવગમ્ય હોઈ તેનો સાક્ષાત્કાર કરી શકાય, તેની ચર્ચા તો તેનો દ્રષ્ટા પણ ન કરી શકે. અખાએ કહ્યું છે તેમ, 'મૂંગે સાકર ખાધી' એના જેવી એની દશા હોય.

એવા સત્યની વ્યાખ્યા પણ ન આપી શકાય. હિમાલય ચડનાર જેમ એક શિખર જ જુએ છે, પણ તે ચડે ત્યાં બીજું નજરે આવ્યું જ છે, અને એમ ચાલ્યાં જ કરે, એમ સત્યશોધકનું છે. જેમ જેમ તે શોધતો જાય તેમ તેમ તે તો વધતું જ દેખાય છે. અને અંતેય, વેદાંતી કહે છે તેમ, બધું જ માયામાત્ર પણ લાગે! તેથી સત્યશોધકનો મુદ્રાલેખ તો આવો જ હોઈ શકે કે, "મારા

જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો."

આમ હોવા છતાં સત્યની શોધ એ કાંઈ આંધળી ગલીમાં અથડાવા જેવું નથી. અનેક સત્યશોધકોનો અનુભવ છે કે, તે માર્ગે પ્રયાણ કરતાં પુરુષાર્થીને પ્રકાશ એની મેળે મળતો જ જાય છે. યોગસૂત્રભાષ્યમાં કહ્યું છે:

योगेन योगो ज्ञातव्यो योगो योगात् प्रवर्तते ।
योऽप्रमत्तस्तु योगेन स योगे रमते चिरम् ॥

આ શ્લોકમાં યોગને બદલે સત્ય શબ્દ મૂકીએ તો સત્યશોધના ધ્યાનમંત્ર જેવો ગણાય:

सत्येन सत्यं ज्ञातव्यं सत्यं सत्यात् प्रवर्तते ।
योऽप्रमत्तस्तु सत्येन स सत्ये रमते चिरम् ॥

'સત્ય વડે સત્ય જાણવું જોઈએ, (કેમ કે) સત્યમાંથી સત્ય આગળ વધે છે. (એટલે) જે અપ્રમત્ત બની સત્ય સેવે છે તે હમેશ સત્યમાં રત હોય છે.'

એવા માણસની સત્યપરાયણતા જ તેનો ભોમિયો બને છે. શ્રી. કાકાસાહેબ જણાવે છે કે, "દરેક માણસમાં સત્ય એટલે શું એ જાણવાની આંતરિક ઇન્દ્રિય હોય છે. જીવનના વ્યવહારમાં સત્ય એટલે શું એ જાણવામાં મુશ્કેલી નથી આવતી." (આ આંતરિક ઇંદ્રિય એટલે અંતઃકરણ. અંતઃકરણનો શબ્દાર્થ પણ એ જ થાય છે.) એટલે સત્યાગ્રહની ફિલસૂફી, સત્ય એટલે શું, એનો જવાબ ટૂંકમાં આ પ્રમાણે આપે: "નિર્મળ અંતઃકરણને જે સમયે જે લાગે તે સત્ય. તેને વળગતાં શુદ્ધ સત્ય મળી આવે છે." (ગાંધીજી) એટલે વાચક જોશે કે, સત્યાગ્રહમાં એમ મનાયું છે કે सत्यं सत्यात् प्रवर्तते — સત્ય દરેકના સાક્ષાત્કારની વસ્તુ હોઈ, એક જ હોવા છતાં, વર્ધમાન લાગે છે, તેનું દર્શન પ્રગતિમાન શોધ દ્વારા કરી શકાય છે.

પરંતુ, આપણે સામાજિક મર્યાદામાં બધો વિચાર કરતા હોવાથી સત્યવિષયક આ બધા પ્રશ્નોમાં ઊંડા ઊતરવાની જરૂર નથી. આપણે તો સામાજિક સત્ય શું છે તે જાણવાની જરૂર છે. નીતિશાસ્ત્રમાં

જેમ અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ, શૌચ, સંતોષ વગેરે યમનિયમો બતાવવામાં આવે છે, તેમ સમાજધર્મના યમનિયમો શા છે તે જણાવવાની જરૂર છે. સમાજમાં બધા જ પોતાનું અંતઃકરણ વાપરી સ્વતંત્ર નિર્ણયો નથી બાંધતા. એટલે ભાષાના વ્યાકરણની જેમ તેમને સમાજધર્મના માર્ગદર્શક સિદ્ધાંતો જાણવાની જરૂર રહે છે. તે પરથી સામાજિક સત્યની પણ જાણ થઈ શકે. એટલે આપણે સમાજનાં સાર્વભૌમ ગણાય એવાં તત્ત્વો શોધવાં જોઈએ. નીચેનાં પાંચ એવાં ગણી શકાય :

| | |
|---|---|
| ૧. સ્વતંત્રતા | ૨. સર્વોદય |
| ૩. સહકાર | ૪. સેવા |

૫. સ્વદેશી.

આ પાંચેયમાં અહિંસા ઓતપ્રોત રહેલી છે. એટલે એને જુદી ગણાવવી એ તેને નાનમ આપવા સમાન છે. આ પાંચે તત્ત્વ સકારથી શરૂ થાય છે તે પરથી આ પ્રકરણને ‘સમાજધર્મના પાંચ સકાર’ એવું નામ આપ્યું છે. એ પાંચને હવે એકે એકે વિચારીએ.

## ૧

## સ્વતંત્રતા

અસ્મિતાધારી કોઈ પણ એકમ — પછી તે વ્યક્તિ, સંસ્થા, સમાજ કે જે હોય તે — તેના વિકાસની બધી શરતોને એક શબ્દમાં સમાવી આપવી હોય તો તેને માટે સ્વતંત્રતા જેવો બીજો શબ્દ નથી. એની કાંઈ પણ બરાબરી કરી શકે એવા બીજા બે શબ્દ મારી ધ્યાનમાં આવે છે તે ‘સંયમ’ અને ‘સ્વધર્મ.’ બેઉ એટલો જ ભાવાર્થ બતાવતાં છતાં, ‘સ્વતંત્રતા’ શબ્દની પાછળ જે તપશ્ચર્યા જગતે કરી છે ને તેમાં ભાવનાઓ રેડી છે તે જોતાં, તેને જ વાપરવો યોગ્ય લાગે. બાકી સ્વતંત્રતાનો અર્થ સ્વચ્છંદ તો નથી જ થતો. એટલે ‘સ્વ તંત્ર’ને સંભાળવા સારુ — તેના યોગ્ય વિકાસને સારુ — મોટે ભાગે સંયમ જ વાપરવાનો હોય છે. તેથી સ્વતંત્રતાની વસ્તુને

સંયમ પણ કહી શકાય. છતાં, સંયમનું ફળ પણ સ્વતંત્રતા કે મુક્તિ જ અનુભવવી એ છે. એ ફળનો ભાવ પણ 'સ્વતંત્રતા'માં આવી જાય છે એ તેનો 'સંયમ' શબ્દ કરતાં વિશેષ છે. એમ સ્વતંત્રતામાં સાધ્ય અને સાધનના બેઉ અર્થ આવી જવાથી તે વધારે યોગ્ય શબ્દ છે.

સ્વધર્મની કલ્પના, દરેક વ્યક્તિના વિકાસનો કાયદો અલગ અલગ હોય છે, તે પરથી કરેલી છે. દરેકનું અંતઃકરણ સરખું વિકસેલું નથી હોતું. દરેકને જન્મથી જ અમુક ભિન્નતાઓ મળેલી હોય છે. અમુક માતાપિતાને ત્યાં જન્મીએ છીએ, અમુક દેશમાં, અમુક સમયે : આ દૈવનિમિત્ત બંધનો ગણાય. તેવાં જ આ પણ છેઃ શારીરિક સંપત્તિ, અંતઃકરણ તથા બુદ્ધિની અમુક સમૃદ્ધિ, સંસ્કારધન, અભિજાતત્વ વગેરે. વળી અમુક જ્ઞાતિ કે વર્ગમાં જન્મ, અમુક ધનસંપત્તિ કે પ્રતિષ્ઠાવાળા કુટુંબમાં જન્મ —આવાં બંધનો માનવરચિત સંસ્થાઓનાં બંધનો થયાં. આ બધાં બંધનો પરથી આપણો સ્વભાવ કે શ્રદ્ધા ઘડાય છે. તેને આધારે આપણે વસ્તુની આંકણી, સત્યાસત્યની પ્રતીતિ કરીએ છીએ. એ પરથી ગીતાકારે કહ્યું છે કે,

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषः यो यच्छ्रद्धः स एव सः ॥

(બધાની શ્રદ્ધા પોતાના સ્વભાવને અનુસરે છે. મનુષ્યને કંઈક ને કંઈક શ્રદ્ધા તો હોય જ. જેવી જેની શ્રદ્ધા તેવો તે થાય છે.) આ બધાં બંધનોનો વિચાર કરીને અથવા એમના પરિણામરૂપ આપણો સ્વભાવ પારખીને, એ બધાંની સંગીતિસમાન આપણો જીવનમાર્ગ ખોળવાનો હોય છે અને એને જ સ્વધર્મ કહે છે. એમ કરવામાં પૂરી છૂટ ન હોય તો વિકાસ ન સાધી શકાય. તેથી સ્વતંત્રતા એ વિકાસની મુખ્ય શરત છે, એમ શરૂઆતમાં આપણે જોયું. પણ એ વિકાસ સ્વધર્મ દ્વારા જ સધાય એટલે, જેમ સંયમનું આપણે જોઈ આવ્યા તેમ જ, અહીં પણ સ્વાતંત્ર્યની વસ્તુ સ્વધર્મપાલનમાં સમાયેલી છે. પણ તેનું ફળ પણ સ્વતંત્રતા કે મુક્તિનો અનુભવ છે. એટલે સ્વતંત્રતા શબ્દમાં સાધ્ય સાધન બેઉનો ભાવ રહેલો છે, તેથી આપણે એ શબ્દને વધારે પસંદ કરીએ.

અહીં શંકા કરનાર કહી શકે કે, આટઆટલાં બંધનો છે પછી સ્વતંત્રતામાં શો અર્થ રહ્યો? એ મશ્કરી જેવી જ વાત નથી? આટલાં બંધનો સ્વીકારીએ એટલે સમાજ જ સર્વોપરી બન્યો. છતાં સ્વાતંત્ર્યને સમાજધર્મમાં શા સારુ ગણવું? આ જાતનો પ્રશ્ન અથવા શંકા અનાદિ કાળથી કરાતાં આવ્યાં હોય તો નવાઈ નથી. તેમાંય આજે જ્યારે જબરદસ્ત સંઘો યોજીને તે દ્વારા યુરોપમાં સંસ્કૃતિ રચાય છે ત્યારે સ્વાતંત્ર્યને અંગે આ પ્રશ્નનું મહત્ત્વ વિશેષ છે.

ખરું જોતાં વ્યક્તિ અને સંઘ અથવા સમાજ વચ્ચે આવો ભેદ હોવો જ ન જોઈએ. યોગ્ય સમાજ એ જ કહેવાય કે જે વ્યક્તિને પૂરો વિકાસ સાધવા અનુકૂલતા આપે. મનુષ્યના અંતઃકરણમાં રહેલી સામાજિક ભૂખ ભાગવામાંથી તો સમાજની ઉત્પત્તિ થઈ છે. વ્યક્તિ પહેલી કે સમાજ એ પ્રશ્ન કદાચ ઈંડું પહેલું કે પક્ષી, એના જેવો ગણાય. છતાં એટલું જરૂર સાચું છે કે, પક્ષી ઈંડાને સેવવા માટે છે. બીજી બાજુથી, એક ઈંડું એમ પણ ન આશા રાખી શકે કે, મા મને જ સેવે ને બીજાં ઈંડાંને પડતાં મૂકે. એ જ પ્રમાણે વ્યક્તિ અને સમાજનો સંબંધ હોય તો જ બેઉનો મેળ ખાઈ શકે. આવા મેળ વિના સમાજની પ્રગતિ એકતાલ ન થઈ શકે.

આમ વ્યક્તિ પોતાની સામાજિક જવાબદારી સ્વીકારે ત્યાર પછી પણ તેની પાસે સ્વતંત્રતાનું સ્થાન રહે છે. આ તેનું વિચાર-સ્વાતંત્ર્ય છે. વિચારને કાંઈ બંધન નથી; આચારને છે તેટલું તો નથી જ. માણસ તેને ધારે તેવો કેળવી પણ શકે છે. અને વિચારો જ અંતે આચારમાં ઊતરે છે એટલે આચારને પણ કાળે કરીને તે ફેરવી શકે છે. ઉપરાંત, સમાજનાં કાર્યોથી મનુષ્યત્વની બધી ખિલવણી નથી થતી. સમાજ તો બાહ્ય વસ્તુઓનું મુખ્યત્વે સંયોજન કરે છે. પરંતુ માણસ પાસે તો ઈશ્વરના અંશરૂપ આત્મા શોધવા જેટલી ગંભીર જવાબદારી પડેલી છે. તે અદા કરવામાં સમાજ આડકતરી મદદ જ કરી શકે. છેલ્લો ફેંસલો તો મનુષ્યહૃદય પાસે જ રહે છે. એટલે સમાજે વ્યક્તિને તે બાબતમાં ન મૂંઝવવી જોઈએ.

આપણે આ બધો જે વિચાર કરીએ છીએ તેમાં એક વસ્તુ તરફ પ્રથમથી ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે. વાચકે શરૂઆતથી

જ જોયું હશે કે, અસ્મિતાધારી કોઈ પણ એકમની આપણે અહીં વાત કરીએ છીએ. એટલે ઉપરનું તથા હવે પછી જે વિચારીશું તે વ્યક્તિ કે સંઘ અથવા સંસ્થા સૌને સરખું લાગુ પડે છે. વ્યક્તિને જેમ સ્વત્વ અને તેની સાથે જ વિશિષ્ટ સ્વ અર્થ (એટલે કે, સ્વાર્થ) હોય છે, તેમ જ સંસ્થાને પણ પોતાનાં સ્વત્વ ને સ્વાર્થ હોય છે. દરેક સરકાર અને સમાજ તથા કોમ કે પ્રજાને સ્વત્વ અને અનુષંગી સ્વાર્થ હોય છે, એ બધા જાણે છે. તેથી તો આપણે એમ કહીએ છીએ કે, સમાજ વ્યક્તિને કચડે છે કે સરકાર વ્યકિતસ્વાતંત્ર્ય હરે છે, વગેરે. તેથી તો રાજસત્તા પાસેથી પ્રજા પ્રાથમિક હક નક્કી કરાવી લે છે. આથી, વ્યક્તિ કહેવાને બદલે 'અસ્મિતાધારી એકમ' એવો શબ્દપ્રયોગ આપણે કર્યો છે.

પણ વ્યક્તિ અને સંઘ કે સમુદાય વચ્ચે એક ફરક છે. વ્યક્તિ પોતે જ ચેતન બળ છે, જ્યારે સમુદાય વ્યકિત દ્વારા ચેતન મેળવે છે. સંગઠિત સમુદાય પોતે જ એક તંત્ર બને છે, તેનું ફાલાયદું વિચારમંડળ બંધાય છે, તેનાં ધારાધોરણો હોય છે, સ્વતંત્ર કાર્યપદ્ધતિ પણ હોઈ શકે છે. છતાં તેનો સ્વભાવ વ્યકિત કરતાં વધારે ક્ષેમવૃત્તિ તરફ વળેલો હોય છે. તેમાં જડતા ઝટ આવી શકે છે. એ અર્થમાં ઉપર આપણે જોયું કે, તેને ચેતનબળ આપનાર, નવો પ્રાણ ફૂંકનાર, નવી દિશા તરફ વાળનાર વ્યકિત હોય છે. આપણી ચર્ચામાં આ ભેદ યાદ રાખવાની જરૂર છે.

આ ભેદને લીધે જોવામાં આવે છે કે, વ્યક્તિ અને સમૂહ જાણે સામસામી દિશામાં કામ કરવા કે લડવા જ ન સરજાયાં હોય! વ્યક્તિ તેની આસપાસની બધી જ વસ્તુનો સ્વતંત્રપણે વિચાર કરે છે. તે સરકારી નીતિ, સમાજની પ્રગતિ, સંસ્થાઓનાં કામ, બધું જ વિચારે છે અને તેને કયાંક સુધારવા તો કયાંક મટાડવા યોગ્ય માને છે ને તેમ કરવા ચાહે છે. આ પ્રકારનું તેનું સ્વાતંત્ર્ય કોઈ ધારે તોય ન છીનવી લઈ શકે. આવી તેની શકિતને લીધે માણસ ઊંચે પણ ચડે છે કે નીચે પણ પડી શકે છે. આથી ગીતાકાર કહે છે કે, 'મનને જ કારણે મનુષ્ય બંધાય છે કે મુકત બને છે.'

જો ઊંડા ઊતરીને જોઈશું તો જણાશે કે, આવી સ્વતંત્રતા પૂરેપૂરી તો મનુષ્ય વિચાર દ્વારા જ ભોગવી શકે. આર્થિક વ્યવસ્થા પોતાની મરજી પ્રમાણે તે ન રચી શકે. ધર્મતંત્રમાં ધાર્યો ફેર પોતે ન કરાવી શકે. રાજતંત્ર પણ તેનું જ દોર્યું ન દોરાય. પણ તે દરેક બાબત પોતે નિરંકુશ પોતાના વિચાર ધરાવી શકે. અને તે દ્વારા અસર પહોંચાડી શકે. અને આમ વિચારથી અસર પહોંચાડવાની શક્તિ શું ન કરી શકે? બર્ટ્રાન્ડ રસેલ તેના 'રોડ્ઝ ટૂ ફ્રીડમ' પુસ્તકમાં તેનો ભવ્ય ચિતાર આપે છે તે જોવા જેવો છે:

"માણસો વિચારથી જેટલા બીએ છે તેટલા આ દુનિયામાં બીજા કશાથી નથી બીતા: વિનાશ કે મૃત્યુના કરતાંય તેનાથી તેઓ વધારે ડરે છે. વિચાર ઊથલપાથલ કરી દેનાર ક્રાંતિકારી, ખંડનાત્મક અને ભયંકર છે; અધિકાર, પ્રતિષ્ઠિત સંસ્થાઓ અને આરામી ટેવો પર વિચાર ક્રૂર કટાક્ષ નાંખે છે; વિચાર કાયદારહિત અને અરાજક છે; સત્તાથી બેપરવા છે; જમાનાજૂનું, કસોટીએ ચડી ઊતરેલું ડહાપણ પણ તેને વિસાતમાં નથી. નરકના ખાડામાં વિચાર ડોકિયું કરે છે અને તેનાથી ડરતો નથી. તેની નજરમાં માણસ ચૂપકાના અગાધ ઊંડાણથી વીંટળાયેલ એક પામર બિંદુ સમાન છે; છતાં પોતે અભિમાનપૂર્વક છાતી કાઢનાર છે, જાણે આખા વિશ્વનો નાથ હોય, એમ તે અચલિત રહે છે. દુનિયાના પ્રકાશ સમાન, માણસના મહાન ગૌરવ સમાન, વિચાર મહાન છે, ત્વરિત છે અને સ્વતંત્ર છે. પરંતુ, જો થોડાક માણસના હકની માલિકીનો મટી જઈને વિચારે ઘણાની માલિકી મેળવવી હોય તો આપણે ભય તો છોડવો જ જોઈએ."

આવી મહાન શક્તિ વિચારમાં પડેલી છે. તેને માણસ જ સીધી ધરાવે છે. સંસ્થા કે સમૂહ તેની મારફતથી તે ભોગવે છે.

આ શક્તિ સુવિચાર તેમ કુવિચાર બેઉની હોઈ શકે. તેથી આપણે જોયું તેમ, ગીતાકાર મનને બંધ અને મોક્ષ બેઉનું કારણ કહે છે. આવી વિચારશક્તિ બધા નથી બતાવતા. પણ તેનું કારણ તેનો અભાવ હોય છે એમ નથી. તેઓ એટલા બધા નીડર નથી હોતા. અને આપણે ઉપરના અવતરણને અંતે જોયું તેમ, વિચાર તો નીડરતા માગે છે. નરકની યાતનાથી પણ તે બીતો નથી. સામાન્ય લોકો આવું બળ નથી ધરાવતા. ચાલુ આર્થિક, સામાજિક, ધાર્મિક

તંત્રોથી પણ એક વિચારમંડળ આપોઆપ સમાજમાં ઊભું થયેલું હોય છે, તેને સામાન્ય જનતા પોતાનું કરે છે. છતાં દરેક પાસે, જો ઊંડા ઊતરીને જોઈએ તો, અમુક વ્યક્તિત્વ ને તેને અંગે પસંદગી નાપસંદગી હોય છે. એક મજૂર પણ જીવનના પ્રશ્નો પર વિચાર ધરાવતો આપણે જોઈ શકીએ. પરંતુ તે વિચારો તેઓ દાબી રાખે છે, કેમ કે તેઓ ડરે છે, પ્રચલિત વિચારતંત્રની સામે થવા જેટલી બહાદુરી નથી બતાવતા. પણ જો તેમને નાયક મળી જાય છે તો તેઓ ગમે તેવાં બહાદુરી ને આત્મસમર્પણ બતાવી શકે છે. ક્રાંતિનો ઇતિહાસ આના અનેક દાખલાથી ભરેલો છે.

આવા અદ્‌ભુત વિચારબળ પર સત્યાગ્રહનો પાયો છે./ થોડા વખત પર જ ગાંધીજીએ લખ્યું હતું, "જાલિમ આપણા તનનો અને ધનનો માલિક થઈ શકે છે, મનનો કદી નહિ. મન સ્વતંત્ર રહી શકે છે એ જ્ઞાનમાંથી સત્યાગ્રહનું શાસ્ત્ર જન્મ પામ્યું છે."* એથી જ સત્યાગ્રહ અદમ્ય છે. જેમ જેમ તેને દબાવવા પ્રયત્ન થાય છે તેમ તેમ ઊલટો તે વધે છે અને વધુ ને વધુ ઝળકે છે. એનું કારણ તેમાં વિચારબળ ને તેની પૂર્તિરૂપ હૃદયબળ રહેલું છે તે છે./

આ વિચારનું સ્વાતંત્ર્ય એ વ્યક્તિસ્વાતંત્ર્યનો સાચો અર્થ છે. એ વિચારબળ દ્વારા જેણે જગતને હલાવવું હોય તે હલાવે. પણ તેનો કાયદો આ સ્વતંત્રતાનું પાલન છે. જે સ્વતંત્રતા મને છે તે જ બીજાને પણ છે. આ નિયમ ભૂલીને જે વર્તે તે ખરો સ્વાતંત્ર્યનિષ્ઠ નથી, તે સ્વતંત્રતા નહિ સ્થાપે પણ સ્વયત્તતા સ્થાપે એમ બીક હંમેશ રહે. તેથી સાચો સ્વાતંત્ર્યવાદી આચાર અને વિચારમાં નમ્ર અને અહિંસક બને તો જ તેના સ્વાતંત્ર્યનો અર્થ છે, નહિ તો તેનું કાર્ય દાદાગીરી કે ગુંડાશાહી જેવામાં જ ખપે. વિચાર મનનો વિષય છે. તેને જડ શરીરનો ન બનાવવો જોઈએ, ન બની પણ શકે. છતાં વિચારને અર્થે અનેક યુદ્ધો લડાયાં છે, પણ તેથી વિચાર નથી વધ્યો. વિચારબળ તો લોકનાં મનને વટલાવે, નહિ કે શરીરથી બળાત્કાર કરીને પોતાનો સ્વીકાર કરાવે.

* 'નવજીવન', તા. ૧૭–૫–'૩૧

સ્વાતંત્ર્યની શક્તિનું ખરું સ્વરૂપ આવું હોવાથી એના પર તરાપ મારવામાં પણ જોખમ રહેલું છે. વ્યક્તિનું જ નહિ, સમાજનું પણ તેમાં અહિત છે. કેમ કે સમાજની શુદ્ધતા વિચારજડતામાં નથી, પણ તેના પ્રવાહમાં છે. અને એ પ્રવાહને નવા વિચારજળથી નિર્મળ રાખનાર વ્યક્તિ જ છે. બીજી બાજુ પર જોતાં, વ્યક્તિને માથે એમ સમજવાની જવાબદારી રહે છે કે, વિચાર જીવનમાં સર્જન સારુ, સમાજના સંગ્રહ સારુ છે. એ જવાબદારી દ્વારા પોતે પોતાનું સ્વત્વ શોધી શકશે. આ ભાવને પ્રો. લાસ્કીએ તેના 'ડેન્જર્સ ઑફ ઓબીડિયન્સ' નિબંધમાં સુંદર રીતે ઉતાર્યો છે તે જોવા જેવો છે :—

"સમુદાયમાં ભેગા રહીને આપણે જીવન અનુભવીએ છીએ, એટલે ખાસ પુરુષાર્થ વિના આપણી વૈયક્તિક મુક્તિની ખાતરી ન રાખી શકાય. આપણે ફરજ બજાવીએ તે વસ્તુનું પરીક્ષણ કરીને — નહિ કે તેને વશ થઈને, સત્યને માટે આગ્રહ રાખીને — નહિ કે સૌની એકરૂપતા સધાય એ ઉત્સાહથી. સામાન્ય જનતાના જીવનમાં પોતાનું જીવન ભેળવી દેવું, એમ આપણું વ્યક્તિત્વ ગુમાવવું, અને અંતરમાં આપણને જે કિંમત વિનાનાં લાગે તેવાં પ્રમાણ સ્વીકારવાં, — એમ કરવાનો હક, એક સ્વતંત્ર આધ્યાત્મિક વ્યક્તિ તરીકે, આપણને કદી ન મળી શકે. હિતકર વફાદારી અપ્રતિકારી (passive) કે અનુમતિશીલ (complacent) નથી હોતી; તે તો જાગ્રત અને ટીકાશીલ હોય છે. વિરોધ કરવાનું કારણ જણાય તો તે જતું ન કરવું જોઈએ. કારણ કે, નીતિમય ગણાવાનું હકદાર એવું આજ્ઞાપાલન માત્ર એના પર આધાર રાખે છે કે, જે હેતુ આપણી સામે હોય તેને આપણે જ્ઞાનપૂર્વક સંમત છીએ. એ સિવાયનું બીજું કોઈ પણ આજ્ઞાપાલન આત્મવંચના જ છે; અને જ્યારે આપણને પ્રતીત થતું સત્ય જતું કરીએ છીએ ત્યારે તે વંચનાથી આપણે સંસ્કૃતિના ભવિષ્યને પણ દગો દઈએ છીએ, કારણ કે સ્વતંત્ર અંતરાત્માના વિજયો તે આદર્શ ભણી પ્રયાણ કરવાના માર્ગસ્તંભ છે."

સ્વાતંત્ર્યના આટલા વિચાર પછી વાચક સહેજે જોઈ શકશે કે, જેને આપણે સવિનય ભંગ કહીએ છીએ તે આ સ્વાતંત્ર્યનું અંગમાત્ર છે. ગમે તેવું અસાહજિક, અસંબદ્ધ શોધી કાઢેલું, શસ્ત્રબળના જેવું અસામાજિક બળ તે નથી. તંદુરસ્ત સમાજમાં તેને કોઈ શસ્ત્ર પણ

ન ગણે, — સહજધર્મ જેવું જ તે લાગે; — બીજી કોઈ પણ સમાજ-પોષક વસ્તુની જેમ તે લાગે. પરંતુ જ્યારે સત્તા કે ડહાપણનો ઇજારો માનીને કાંઈ પણ તત્ત્વ સમાજઘાતક બને ત્યારે સ્વાતંત્ર્યબાળ સવિનય ભંગ અવશ્ય જાગે છે અને સત્તા તરફથી નિંદાય પણ છે. અને એમાં નવાઈ નથી: સ્વાતંત્ર્ય દાબવામાં જેને સ્વાર્થ છે તે એ જ પ્રમાણે કરતા આવ્યા છે. પણ અહીં આગળ તે વિષે લંબાણ ન કરતાં એટલું જ દેખાડવાનો જ ઉદ્દેશ છે કે, હિંસાબળની જેમ સવિનય કાનૂનભંગ એ કાંઈ અસામાજિક વિનાશક બળ નથી.

## ૨

## સર્વોદય

સ્વતંત્રતા દ્વારા દરેક પોતાની અસ્મિતા સાચવીને વિકાસ સાધે એ બરાબર છે. પરંતુ તેમ કરતાં નીપજતા એક સામાજિક પરિણામની કોઈ ના ન કહી શકીએ: તે મમતા, પરિગ્રહવૃત્તિ કે સ્વાર્થવૃતિ છે. સંપત્તિ દ્વારા માણસ પોતાનું વ્યક્તિત્વ શોધે છે ને ખીલવે છે એમ કહીને ફિલસૂફો સંપત્તિનું સમાજમાં સ્થાન બતાવે છે, તેમાં એ જ અહંતા અને મમતાના સ્વાભાવિક સંબંધનું રહસ્ય રહેલું છે. માણસમાં ભોગૈશ્વર્યની વાસના હોય છે. ભોગને માટે તે સંપત્તિ શોધે છે અને ઐશ્વર્ય સારુ માનમરતબા, આબરૂ અને સત્તાભિમાન ચાહે છે. આમ તેના વિકાસ કે સ્વતંત્રતાનું સત્ય ઘણી વાર ધન અને પદની સત્તામાં પરિણમે છે, — અસ્મિતામાંથી અહંતા વધારી મુકાય છે. આ તેના તથા સમાજના વિકાસ માટે ભયંકર પરિણામ ગણાવું જોઈએ, કેમ કે એમાં સ્વાતંત્ર્યનો દ્રોહ રહેલો છે. એથી કરીને સ્વતંત્રતાને માટે આવશ્યક એવા સંયમ કે સ્વધર્મને તે ભૂલી જાય છે; તેનું કારણ તેની સંકુચિત સ્વાર્થબુદ્ધિ છે. જાગ્રત આત્માને સત્તા અને ધન પણ સ્વાતંત્ર્યનાં વિરોધી છે એ તરત અનુભવાવા લાગે છે.

ટૉમસ ગ્રીન તેના નીતિશાસ્ત્રમાં વ્યક્તિની આવી સ્વાર્થબુદ્ધિ માટે કહે છે,

> "નાની નાની મૈત્રીને સાચવવામાં કે વિશાળ મૈત્રી કરવામાં સરખી જ વિઘ્નકારી એવી મુખ્ય વસ્તુ તે સ્વાર્થબુદ્ધિ છે. એની અહીં

એ વ્યાખ્યા આપીશું કે, સર્વોદય-ભાવનાને બદલે ખાનગી ભોગવૃત્તિને પ્રાધાન્ય આપવું તે સ્વાર્થબુદ્ધિ."

અને આ સ્વાર્થબુદ્ધિ, જેમ જેમ મૈત્રીનો વિસ્તાર વધે છે અને **वसुधैव कुटुम्बकम्** નો આદર્શ બને છે તેમ તેમ, બીજાં અનેક વિઘ્નોમાં ભળીને વિશેષ અડચણ કરે છે. એક સમાજમાં, એક રાષ્ટ્રમાં,—એકત્ર રહી જીવનવિકાસ કરવા ઇચ્છનાર દરેક જાતના સમુદાયમાં,—અમુક મૈત્રી કે પ્રેમસંબંધ તો જોઈએ જ. ઐક્યજનક અમુક સંબંધ તેમાંની દરેક વ્યક્તિને સાચવવાનો હોય જ. સ્વાર્થબુદ્ધિ અહીં જ અડચણ કરે છે. અને મોટા સમુદાયમાં કોમ કોમ, વર્ગ વર્ગ, પ્રજા પ્રજા વચ્ચેનું અજ્ઞાન, તેમાંથી ઉત્પન્ન થતાં ભય અને વહેમની નજર, વગેરે જાગે છે, અને તેથી એ અડચણો મોટું રૂપ ધરે છે. પરિણામે એક જ સમૂહનાં અંગો વચ્ચે જુદાઈ લાગે છે, જેમાંથી કોમવાદ, રાષ્ટ્રવાદ, વગેરે વાડાબંધી નીપજે છે અને કજિયા જામે છે. આ બધાના મૂળમાં, ઉપર આપણે જોઈ આવ્યા તે, સ્વાર્થી સંકુચિતતા હોય છે.

કોઈ કહેશે કે આવી સ્વાર્થબુદ્ધિ તો મનુષ્યસ્વભાવ છે. મનુષ્ય-સ્વભાવનું આ નિરીક્ષણ પૂરું સાચું નથી. તેનામાં સ્વાર્થ છે, પરંતુ સાથે સાથે સહાયવૃત્તિ (પરસ્પરભાવ), સમાજવૃત્તિ અને ન્યાયવૃત્તિ પણ છે, અને સરવાળે તે બધી ઉદાર વૃત્તિઓ જ ઇતિહાસમાં ચિરંજીવી જોવામાં આવે છે. ગ્રીન કહે છે,

> "જ્યાં માણસની સ્વાર્થવૃત્તિએ કરવા ધાર્યું છે ત્યાં તેની ઉદાર બુદ્ધિએ ઉથાપવાનું કામ કર્યું છે. તેમ કરવાની તેની ગમે તે રીત હો, પણ પરિણામ એ આવ્યું છે કે, માણસમાં રહેલી બુદ્ધિશક્તિના સંભવનીય કાર્યરૂપ જે સાર્વભૌમ બંધુતા તેનો સ્વીકાર કરવામાં આવતી અડચણો ઉત્તરોત્તર દૂર થતી રહી છે."

ગમે તેવા સ્વાર્થ આગળ પણ, સામાન્ય રીતે જોતાં, માણસ સર્વોદય ભૂલી નથી શકતો. ભૂલવા જાય તોપણ તે ગમે તે રીતે સામો આવે જ છે. સ્વેચ્છાએ ન સ્વીકારનાર માણસ સમાજબળને વશ થઈને તેને સ્વીકારે છે. સમાજ એટલું પોતાનું નિયમન બજાવવા જેટલો જાગ્રત હોય છે, નહિ તો પોતે નાશ પામે. ઍરિસ્ટોટલ અને પ્લેટો જેવા ફિલસૂફ ગુલામીના પક્ષકાર હતા. તે પણ ગયા અને મનુષ્યે

જ્ઞાનપૂર્વક પ્રયત્ને ગુલામીનો અસ્વીકાર કર્યો. એમ માણુસજાતની નિર્મળ બુદ્ધિ જ છેવટે ઉપર આવી. હારી કે ખેડૂત–ગુલામ (Serf) નું પણ એમ જ થયું, અને આજે મજૂરની અવદશા પર આખું જગત અજંપો કરી રહ્યું છે. આપણે ત્યાં અસ્પૃશ્ય કહેવાતી કોમો કે દલિત વર્ગો ઘણાને સ્વાભાવિક નહિ તો આવશ્યક તો લાગે છે. એમના વિના સમાજ ઊંધો વળી જાય એમેય કેટલાક કહે છે. છતાં તેમાં રહેલો અન્યાય કે સ્વાર્થ ઢાંક્યો ન રહી શક્યો. જમાનાજૂનો એ દોષ પણ મનુષ્યની ન્યાયબુદ્ધિ ન સાંખી શકી. આપણે જોઈએ છીએ કે તે દૂર કરવા આપણી ધર્મબુદ્ધિ જાગી છે. આ પરથી એમ કહેવામાં કાંઈ ખોટું નથી કે, મનુષ્યહૃદય સરવાળે એકતા ચાહે છે, પ્રેમભૂખ્યું છે, સર્વોદયસિદ્ધિમાં રાચે છે. સ્વાર્થવૃત્તિ છે એ ના ન પડાય, પરંતુ તેને ઓથે સાચી પરમાર્થવૃત્તિ જ રહેલી છે. તેથી, પ્રયત્ન કરીને સ્વાર્થવૃત્તિને દાબવાની અપેક્ષા હમેશ રહે છે, અથવા વધારે ચોક્કસ કહેવું હોય તો, દરેક સર્વોદયમાં પોતાનો સ્વાર્થ જોવા કેળવાવું જોઈએ.

એટલે, સર્વોદયમાં જ સ્વાર્થ શ્રેષ્ઠ રીતે સચવાય છે એ ભાવ કે સમજ દરેકમાં ન ઊપજે, તો દરેકની સ્વતંત્રતા નહિ જ સાચવી શકાય. કેમ કે, તેમ જો ન સમજાય તો દરેક સ્વાર્થાંધ બને ને પરિણામે ભોગૈશ્વર્યવૃત્તિ પ્રકોપ પામી તે બીજાને ખાવાનું જ તાકશે. તેથી તો ઘણા લોક યુરોપમાં આજે વાઈ રહેલા યુદ્ધનિષેધના વાયરામાં અશ્રદ્ધાળુ છે, કારણ કે તેની સંસ્કૃતિના મૂળમાંથી યુદ્ધબીજરૂપ એ વૃત્તિ નથી ખસી. એટલે એમ સિદ્ધાંત કાઢવો જોઈએ કે, સર્વોદયમાં જ સાચો સ્વાર્થ છે એ બુદ્ધિ દરેક અસ્મિતાધારી એકમની જો ન હોય તો, જે સ્વતંત્રતાને ખાતર આપણે જીવીએ છીએ અને જેના વિના જીવન-વિકાસ અશક્ય થાય, તેના પર જ છેદ મુકાવા વારો આવશે અને જીવન જ ઉચ્છેદાવાની ભીતિ જન્મશે. આજે યુરોપમાં યુદ્ધની ભીતિના મૂળમાં આવી રીતના સંસ્કૃતિના ઉચ્છેદની જ ભીતિ રહેલી છે, એ ત્યાંને વિષે જાણનાર દરેકને ખબર છે. આથી કરીને સર્વોદયને સમાજધર્મનો બીજો સકાર આપણે ગણીએ છીએ.

સ્વતંત્રતાને સામે છેડે જ જાણે તે ન હોય એમ ભાસે છે, પરંતુ સાચું જોતાં તે અન્યોન્યપૂરક છે. એ પૂરકતા આમ વિચારીએ તો તરત સમજાશે. આપણે જોયું કે દરેકને આર્થિક સામાજિક વગેરે બંધનો હોય છે. એ બંધનો હોવાથી તો વિકાસ શક્ય થાય છે. જેમ પગે ચાલનારને જો રસ્તો સામું સંઘર્ષણ ન આપે તો, ચોમાસામાં બને છે તેમ, તે લપસી જાય, તેમ જ વ્યક્તિના વિકાસમાં આ બધાં બંધનો જો સાચી રીતે સમજાય તો તે સામું સંઘર્ષણ આપી પ્રગતિનાં પોષનાર છે એમ જ લાગે. એટલે આ બંધનો ખરેખર બંધન નહિ પણ વિકાસની શરત સમાન બનાવી શકાય. આ બંધનોનું રહસ્ય એ હોય છે કે, બીજાનો સ્વાર્થ પણ વ્યક્તિને જોવો પડે એવી પરિસ્થિતિ તે ઊભી કરે છે: વ્યક્તિ પાસેથી સામાજિક સહકાર અને જવાબદારી પોતાને બળે તેઓ મેળવે છે. અને એ જો યોગ્ય હોય તો તેથી વ્યક્તિને નુકસાન પણ નથી. એ જવાબદારી ને સહકાર દ્વારા જ વ્યક્તિ પોતાનો સ્વાર્થ સાધી શકે એવી સ્થિતિ હોય છે. એટલે કે, સર્વોદયમાં જ તેને સ્વાર્થ જોવો પડે એવી સ્થિતિ આ બંધનો રૂપી સમાજબળ ઉત્પન્ન કરે છે. એમ ન જોનાર કે સમજનારને તે સામાજિક કે રાજકીય નિયમનને બળે પણ સમજવું પડે છે. મોટા ભાગના લોક કે બધા જ જો ન સમજે અને તે બાબત જો અનીતિમય હોય તો તે સમાજ તૂટી જાય; અને જો બધા તે વસ્તુની અનીતિમત્તાને કારણે જ ન સમજવા માગે તો તે સત્યાગ્રહ થયો કહેવાય, જેને પરિણામે સામાજિક કે રાજકીય નિયમન નકામું બનીને સુધરે કે નાશ પામે.

એક ટૂંકી નજરથી જોઈએ તોપણ નકરા સ્વાર્થની અસામાજિકતા તરત સમજાશે. સ્વાર્થને જ બધા જુએ અને તે સાધવામાં સર્વસ્વ ખરચવા તત્પર થાય તો અંદર અંદર લડીને કપાઈ મરવા વારો જ આવે એ ઉઘાડું છે. અને એ તો બની જ ન શકે એવું છે. તેથી સમાજે સંપૂર્ણ સર્વોદય નહિ તોપણ તેનો અમુકેય અંશ તો હરઘડી રાખ્યે જ છૂટકો. એમાં જ સમાજની સામાજિકતા અને તેથી ટકવાનો એકમાત્ર હક રહેલાં છે. પણ જો પરમાર્થ અથવા

સર્વોદય દ્વારા સધાતો સ્વાર્થ વ્યાપક બને તો કશી જ અનિષ્ટાપત્તિ નથી આવતી. એથી કરીને સર્વોદય કે લોકસંગ્રહ એ આપણો આદર્શ છે એમ આપણે સ્વીકારીએ છીએ. મહાભારતકાર કહે છે એમ, એને સારુ જ દુનિયામાં ધર્મનો બોધ કરવામાં આવ્યો છે : लोकयात्रार्थमेवेह धर्मप्रवचनं कृतम् ।। ઉપનિષદકાર એ જ તત્ત્વ સુખવાદના રહસ્ય તરીકે સમજાવે છે :

'यदा वै सुखं लभतेऽथ करोति, नासुखं लब्ध्वा करोति, सुखमेव लब्ध्वा करोति, सुखं त्वेव जिज्ञासितव्यम् . . . । यो वै भूमा तत् सुखं, नाल्पे सुखमस्ति ।

જ્યારે સુખ મળે છે ત્યારે જ (માણસ કાંઈ પણ કામ) કરે છે; દુઃખ મળે તો તે ન કરે, સુખ મળે તો જ કરે છે. એટલે સુખ શું તે જાણવું જોઈએ . . . જે વિશાળ છે, વ્યાપક છે, તેમાં સુખ છે; અલ્પતામાં નથી.'

અઢારમા સૈકાના ફ્રેન્ચ ક્રાંતિવાદીઓએ સ્વતંત્રતાના પોકાર સાથે બંધુતા અને સમતાને જોડ્યાં હતાં. ત્યારથી એ જાદુઈ ત્રિપુટિએ માણસના મનને છોડયું નથી. પાછળથી થયેલા અનેક પરિવર્તોની આ શબ્દત્રિપુટિ જનની બની છે. સર્વોદયના આદર્શ સાથે બંધુતા અને સમતાને શો સંબંધ છે એ સવાલ સહેજે ઊઠે છે : આપણે સમાજધર્મની જે ચર્ચા કરીએ છીએ તેમાં આ બે તત્ત્વોનું શું સ્થાન છે એ જાણવાની સહેજે ઉત્કંઠા થશે. આનો જવાબ તો તરત આપી શકાય એવો છે કે, સમાજધર્મના મૂળમાં રહેલો જે અહિંસાધર્મ તે આ બંધુતા અને સમતાના જ ખ્યાલમાંથી જન્મે છે. કોઈને બંધુ કહેવામાત્રે તે બંધુ થતો નથી અને સમાન તો તે થાય ત્યારે થાય. અને બંધુતા અને સમતાને નામે ગળાં કપાતાં પણ ઇતિહાસમાં નથી જોતા? ફ્રેન્ચ ક્રાંતિ જુઓ, તાજી રશિયાની સામ્યવાદી ક્રાંતિ જુઓ. બધે જ આ વદતોવ્યાઘાત જોવામાં આવે છે. એટલે એક વાર તો એમ જ થાય છે કે, આ ક્રાંતિકારી શબ્દત્રિપુટિ જો હિંસા જ ઉપજાવી શકે તો તેમાં કાંઈ જ જાદુ નથી; જગત જેટલી ત્વરાથી તેને જતી કરે તેટલું તેનું શુભ જ છે.

પરંતુ, જો આપણે બધાં એક જ ઈશ્વરનાં બાળકો છીએ, દરેકમાં તે અંતર્યામી પ્રભુ બિરાજે છે, એટલે કે, જો આપણે બધાં બંધુઓ છીએ, તો તેનો એ પ્રથમ અર્થ થવો જોઈએ કે, બધાં જ કોઈ પણ ભેદભાવ વિના હળીમળીને રહીએ, કોઈ કોઈનો દ્રોહ ન કરીએ. અને જો આપણે બધાં ઈશ્વરની નજર આગળ સમાન છીએ, બધાં જ પરસ્પરસાહાય્યથી જીવી શકીએ છીએ, તો તેનો એ અર્થ થાય છે કે, કોઈ કોઈને લૂંટવા કે કોઈના પર સ્વામિત્વ ભોગવવા કે સત્તા ચલાવવા ન ચાહીએ. બધાં જ પરસ્પર સેવકો છીએ એમ માની પોતપોતાનાં શક્તિસાધનનો સેવાભાવે ઉપયોગ કરીએ. એથી, આપણે માટે સહકાર અને સેવામાંથી ઊપજતો સર્વોદય જ શ્રેષ્ઠ આદર્શ છે, અને બંધુતા અને સમતા એમાં સમાઈ જાય છે.

છતાં, સામ્યવાદી આગ્રહ બતાવે છે કે, 'આજનો જમાનો જુઓ. કેટલી બધી અસમાનતા આવી ગયેલી છે? મૂડીવાદ મજૂરના હિતની કશી પરવા કરે છે? ત્યાં આગળ સર્વોદયની વાત મશ્કરી જેવી નથી? ખરો આદર્શ તો સમતા છે.' આજે ચોમેર વ્યાપતા જતા અર્થપ્રકોપના યુગમાંથી નીપજતી અસમાનતા ખરેખર જીવલેણ નીવડનાર છે. ચુંબકના બે છેડાની જેમ સમાજની ગતિ થઈ છે: એક બાજુ અઢળક ધનસંચય થાય છે તેની જ પ્રતિક્રિયાસમાન બીજી બાજુ નિર્દય ગરીબાઈ ને ભૂખમરો જન્મે છે. આ વિનાશક સ્થિતિમાંથી ન ઊગરાય તો કેવું ભવિષ્ય આવે તે કોઈ ભાખી ન શકે. તેથી તો તાજેતર રશિયા જઈ આવીને નાટ્યકાર બર્નાર્ડ શૉએ, આ અસમાનતા દૂર કરવાનો ગમે તેવો પણ ઉપાય કરવાનો શુભ નિરધાર કરનાર લેનીનની મહત્તા વર્ણવતાં કહ્યું કે, "ઇતિહાસમાંથી આપણે જાણીએ છીએ કે, આજે જે બિંદુએ યુરોપીય સંસ્કૃતિ આવી રહેલી છે ત્યાં આગળ અનેક સંસ્કૃતિઓ આવેલી, પણ નિષ્ફળ નીવડી નાશને માર્ગે જઈ ભ્રષ્ટ થઈ છે." આ બિંદુ તે અસમાનતા અને ભોગપ્રધાન જીવન અને એમાં રહેલી સ્વાર્થાંધતા છે. આપણા દેશની ગરીબાઈ પણ એ જ જગવ્યાપી રોગને કારણે છે. એમાં રહેલી આપણી સ્વાર્થાંધતા ને હૃદયશૂન્યતાનો હિસ્સો કોણ ઇનકાર કરી શકશે? આ અસમાનતાને

લીધે જીવનની આંકણી જ બદલાઈ જાય છે: પૈસાની પ્રતિષ્ઠા મનાય છે અને ગરીબી ગુનામાં ખપે છે, પરંતુ એની વચ્ચેનો કાર્યકારણ-સંબંધ કોઈ વિચારતું નથી.

આ દુઃખી ચિત્ર સાવ સાચું છે. અનેક દુઃખદ વિગતો એમાં હજી ઉમેરી શકાય. પણ એનો ઉકેલ વસ્તુસ્થિતિ જેવી હોય તેવી સ્વીકારી તેમાંથી મેળવવો જોઈએ. મૂળમાં જ જો આપણે અસમાન હોઈએ તો સમતાનો આદર્શ શી રીતે રખાય? તેથી ભોળા લોકનો બુદ્ધિભ્રમ જ બહુ તો થઈ શકે; બાકી સમતા તો ન જ આવે. જગતનો પ્રશ્ન બધાંને સરખા કરવા કરતાં બધાંના વૈવિધ્યમાં પણ એકતા અનુભવવાનો છે. અને તે તો સર્વોદયના આદર્શથી જ બને.

/આપણામાં આટલું સમાન લક્ષણ છે કે, બધાં જ પોતપોતાનો વિકાસ સાધવા ઇચ્છીએ છીએ. એટલે શરીરયાત્રાને અર્થે આવશ્યક એવાં અન્ન વસ્ત્ર અને આશ્રય દરેકને જોઈએ, અને પોતાના સ્વધર્મ અનુસાર વર્તવા ને વિકસવા સ્વતંત્રતા જોઈએ. પરંતુ દરેક જણ શરીરબળ, બુદ્ધિબળ કે હૃદયબળમાં સરખો નથી. અને વિકાસક્રમમાં બધા જ એક બિંદુ પર નથી હોતા. સાવ જંગલી કહેવાતી પ્રાથમિક દશાથી માંડીને આજની છેવટની ગણાતી સુધરેલી સ્થિતિ સુધીના બધા જ માણસો જગતમાં વસે છે. તેથી દરેકની વિકાસ માટેની ખાસિયત ભિન્ન ભિન્ન હોય છે. એ ભિન્નતામાં પણ સમાનતા બતાવી શકાય. પરંતુ "આ સમાનતા આત્માઓની છે, શરીરોની નહિ. તેથી તે માનસિક અવસ્થા છે." (ગાંધીજી) એવી સમાનતાનો અર્થ સમાનરૂપતા નથી. એનો અર્થ તો એટલો જ થાય કે, જુદા હોવા છતાં બધા પોતાના વિકાસધર્મને અદ્રોહપૂર્વક વફાદાર રહીએ; પોતપોતાનો પુરુષાર્થ કરતાં કોઈ કોઈના પર ન પડીએ, કોઈ કોઈનો ગેરલાભ ન લઈએ. આવો અદ્રોહ એ સર્વોદયનો કાયદો છે; અથવા યોગભાષ્યની અહિંસાની આ વ્યાખ્યા સ્વીકારીએ કે, अहिंसा सर्वथा सर्वदा सर्वभूतानामद्रोहः, તો એ અહિંસાનો કાયદો છે./

/તેથી અદ્રોહપૂર્વક ધનસંચય કરવો શક્ય હોય (એમ કરવું કદાચ અશક્ય જ હોય એમ લાગે છે. છતાં શક્ય હોય) તો તેમ કરવામાં

સર્વોદયનો ભંગ નથી. આ એક તાત્ત્વિક વિધાનમાત્ર છે, કેમ કે એવી રીતે ધનસંચય થઈ શકે કે કેમ એ તો કોઈ અનુભવી કહે ત્યારે. પરંતુ સર્વોદયનું દૃષ્ટિબિંદુ સમજવા માટે તેવું વિધાન જરૂરી હોવાથી અહીં ચર્ચ્યું છે. સામ્યવાદીને એવો ધનસંચય પસંદ નથી. તે તો સમતા માગે છે અને તે રૂપિયા આના ને પાઈથી મૂલવી શકાય એવી! અને તેમ કરવાને તે બંદૂકનો ઉપયોગ પણ વિધેય માને છે! આની પાછળ સામ્યવાદીની વિશિષ્ટ ફિલસૂફી રહેલી છે તે આપણે આગળ એક પ્રકરણમાં જોઈશું. અહીં એટલું જોવાનું છે કે, સમાજધર્મ તરીકે સામ્યની જે કલ્પના છે તે ભૂલભરેલા પરીક્ષણનું પરિણામ છે. તે સાધવી અશક્ય હોવાથી તો સામ્યવાદી તેની સમાજરચનામાંથી બળાત્કારનું તત્ત્વ દૂર નથી કરી શકતો. એટલે અહિંસામૂલક એવી સર્વોદયની કલ્પના જ આદર્શ ગણી શકાય./

/એમ કદાચ કહેવામાં આવે કે, સર્વોદય સાધતાં સમતા એની મેળે આવી જવાની. સર્વોદયવાદીને તેનો વાંધો નથી, એનું દુઃધ્યેય નથી. તે સમતાશત્રુ નથી. તેથી તે સમતાનો વિરોધ નથી કરતો. તેને ભય એટલો જ છે કે, જ્યાં હરીફાઈ એ જીવનનું તત્ત્વ મનાય છે તે સામ્યવાદી સમાજમાં સામ્ય ખુશીનું નહિ હોય. પણ તે તો તેનો ભયમાત્ર છે. તે પોતે તો સર્વોદય સાધતાં જે સ્થિતિ આવે તેને મંગળરૂપ ગણી વધાવશે. એનું કહેવું એટલું જ છે કે, બધાંને સમાન કરવાના પુરુષાર્થની જરૂર નથી, પરંતુ બધા જેવા જ્યાં છીએ તેવા ત્યાંથી શરૂ કરીને વિકાસ સાધવા મથીએ અને એકમેક સાથે સહિષ્ણુ બની, દયાવાન, ક્ષમાવાન બની રહીએ. એ તો તો જ બને કે જો વ્યક્તિસ્વાતંત્ર્યના પાયા પર સર્વોદયનો સામાજિક આદર્શ રચવામાં આવે./

સર્વોદય અને સમતાનો ઉપર ચર્ચેલો ભેદ ગાંધીજીએ એક સજ્જનના પ્રશ્નના જવાબમાં બતાવેલો છે તે જોઈએ તો સત્યાગ્રહી દૃષ્ટિબિંદુ વધારે સ્પષ્ટ થશે. તે ભાઈએ પૂછ્યું હતું કે, પરદેશી હરીફાઈની જે આંધી આપણે ત્યાં આવી છે તે સામે થવા આપણે ઉદ્યોગવાદ નહિ ઊભો કરવો પડે? ગાંધીજીએ તેના જવાબમાં આજના

ઉદ્યોગવાદ, સામ્યવાદ તથા મૂડીવાદની ટૂંકમાં સમીક્ષા કરી હતી.* તેમાંથી આપણી ચર્ચા પૂરતો ભાગ અહીં જોઇશું.

પ્રથમ ઉદ્યોગવાદ બાબત ગાંધીજીનો જવાબ જોઈએ. તેમણે કહ્યું, "હિંદુસ્તાને ઇંગ્લંડ અને અમેરિકાના જેવો દેશ બનવા માટે, દુનિયામાં આપણે ખોતરી ખાવા માટે પ્રજાઓ અને સ્થાનો શોધવાં પડશે. આજ સુધી તો પાશ્ચાત્ય દેશોએ યુરોપની બહાર જે જે જાતિઓ મળી આવી તે બધીને ભેગા મળીને ચૂસી છે. હવે નવી દુનિયા મેળવવાની રહી નથી." જો બધાની સમાનતા માનીએ તો બધાએ આવી લૂંટની શોધમાં પડવું જોઈએ. તો પછી કોણ કોને લૂંટે? એટલે ગાંધીજી કહે છે, "આ આખો ઔદ્યોગિક સુધારો એક ભારે રોગ છે, કારણ કે એ અનિષ્ટમય છે."

હિંદુસ્તાનને માટે ત્યારે શો ધર્મ હોય? આ આંધીની સામે તે કેવી રીતે ટક્કર ઝીલે? ગાંધીજી જણાવે છે,

"હિંદુસ્તાન બીજી સંસ્કૃતિઓનાં આક્રમણ સહન કરી શક્યું છે, કારણ કે પોતાના પાયા પરથી ખસ્યું નથી. તેણે ફેરફારો તો અવશ્ય કીધા છે. પણ તેણે જે ફેરફારો કર્યા છે તેથી તેનો વિકાસ વધ્યો છે. પણ ફેરફાર કરી ઉદ્યોગવાદને દાખલ કરવો એ તો આફત વહોરી લેવા જેવું છે. હાલની દુઃખદાયક દશા અસહ્ય તો છે જ. ગરીબીનો નાશ થવો જ જોઈએ. પણ ઉદ્યોગવાદ એનો ઉપાય નથી. આપણે બળદગાડાં વાપરીએ છીએ તેમાં દોષ નથી રહ્યો, દોષ તો આપણી સ્વાર્થી વૃત્તિ અને આપણા પડોશીઓના સ્વાર્થ પ્રત્યેના દુર્લક્ષમાં રહ્યો છે. . . . હું કાંઈ મૂડીથી ડરતો નથી; મૂડીવાદની સાથે મારે ઝઘડો છે. પશ્ચિમની પાસેથી કાંઈ શીખવાનું હોય તો તે ધન એક જ સ્થાને અથવા એક જ વર્ગમાં એકત્ર ન કરીને જાતિ જાતિ અને વર્ગ વર્ગ વચ્ચેની વધારે તુમુલ યાદવી ટાળવાનું છે. મૂડીવાળા અને મજૂરોની વચ્ચે પરસ્પર વિરોધ હોવાની કશી જ જરૂર નથી. હું એવો એક કાળ કલ્પી નથી શકતો જ્યારે કોઈ કોઈનાથી વધારે ધનવાન ન હોય. પણ જરૂર એવો સમય કલ્પી શકું છું કે જ્યારે તવંગર ગરીબના પેટ પર પગ મૂકીને પૈસો કમાવાને લાત મારશે અને જ્યારે ગરીબ તવંગરની ઈર્ષા ન કરે. જગત છેક નિર્દોષ થયું હશે ત્યારે પણ અસમાનતા આપણે દૂર ન

* 'નવજીવન,' તા. ૧૦-૧૦-'૨૬

કરી શકીએ, પણ કલહ અને વિખવાદ તો આપણે જરૂર દૂર કરી શકીએ. . . ."

અનેક ભિન્નતા, અનેક સ્વાર્થ, અનેક વિવિધતા છતાં જો એકતા અનુભવવી હોય તો સર્વોદય* જ આદર્શ છે. સ્વતંત્રતા અને સર્વોદય બેઉ સાથે રહેલાં છે. ઇતિહાસમાં એક બીજાને દાબવાના દાખલા બન્યા કર્યા છે. છતાં બેઉ સાથે માથાં ઊંચાં રાખી જ રહ્યાં છે અને રહેશે./

## ૩

## સહકાર

સર્વોદય જો મારો આદર્શ હોય તો એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે મારાં કાર્યો પોતે જ સર્વોદયસાધક હોવાં જોઈએ; ઓછામાં ઓછાં, તે તેનાં વિરોધી તો ન જ હોઈ શકે. સમાજતંત્રને અથવા કોઈ પણ સંગઠિત સમુદાયને એક સંચા સાથે સરખાવાય. જેમ સંચાનું ચક્ર પોતાની ગતિએ ફરે અને તેની સ્વતંત્ર ગતિથી જ સંચાનો સામુદાયિક અર્થ સરે, એ રીતે ચક્ર સંચાના કામમાં સહકારી છે એમ કહેવાય; તેવી જ રીતે વ્યક્તિનો સમુદાયના કાર્ય સાથે સંબંધ છે. એમ જોતાં, સહકાર એક બાજુ વ્યક્તિસ્વાતંત્ર્ય અને બીજી બાજુ સર્વોદય એ બે વચ્ચે અનુસંધાન કરી આપનાર કડી સમાન છે. ગ્રીન કહે છે તેમ, "જ્યાં સુધી સારું શું છે તે વિષેના આપણા ખ્યાલો પરસ્પર સેવાભાવના આદર્શને ધ્યાનમાં રાખીને ન નક્કી કરવામાં આવે ત્યાં સુધી સર્વોદયની માન્યતાને તે ખ્યાલો સાથે કદી મેળ જામી નહિ શકે." આવા પરસ્પર સેવાભાવ કે સાહાય્યને સહકાર કહેવાય.

ગીતાકારે યજ્ઞનું વર્ણન કરતાં સહકારને આ દુનિયામાં કામધેનુ સમાન કહ્યો છે. એ વિષે સેવાના પ્રકરણમાં વધારે વાત કરીશું. આવો સહકાર હરકોઈ કામ કરવામાં જરૂરી છે. સારું કે નરસું ગમે

* સર્વોદય એ ઉપયોગવાદીઓના 'Greatest good of the greatest number' એ સિદ્ધાંતથી ભિન્ન વસ્તુ છે. એ વિષે જુઓ રસ્કિનકૃત 'Unto this Last' નો ગાંધીજીએ કરેલો 'સર્વોદય' અનુવાદ.

તેવું કામ સહકાર વિના ન નભી શકે. એથી તો ચોરલૂંટારાની ટુકડી પણ પરસ્પર વિશ્વાસ અને સહકાર રાખી પોતાનું કામ કરી શકે છે. સંઘ-બળની ખૂબી આ સહકારના તત્ત્વમાં રહેલી છે. લશ્કરમાં જો સહકારના એ તત્ત્વનો અભાવ થાય તો શસ્ત્ર છતાં તે હારે. એમ જ સત્યાગ્રહમાં પણ જો સત્યાગ્રહીઓ યોગ્ય સહકાર ન જમાવી શકે તો સત્યાગ્રહ ન ચાલી શકે. આમ સહકાર બેધારી તરવાર છે: તે નૈતિક પણ હોય અને અનૈતિક પણ હોય. એની નીતિ અનીતિ સર્વોદયની ભાવના સાથે સરખાવી જોતાં જણાય./જે સહકાર એક પક્ષના જ હિતમાં અને બીજાના સ્પષ્ટ દેખાતા અહિતમાં હોય તે બરાબર ન કહેવાય. એટલે જેમ દરેક બાબતમાં ગ્રાહ્યાગ્રાહ્યનો વિવેક છે તેમ અસહકારમાં પણ હોવો જોઈએ. જે પાપ છે, અનીતિ છે, તેમાં સહકાર ન આપવો તે વ્યક્તિ તેમ જ સમાજના હિતમાં છે. આ સહકાર ન આપવાનું કામ પણ સહકાર ગણી શકાય, કેમ કે તે અંતે શુભ છે. છતાં તેને અસહકાર એવું જુદું નામ આપ્યું છે. તેથી અશુભ કે અનીતિમય સાથે આવો અસહકાર તે ધર્મ ગણાય. આમ વિચારતાં સવિનય ભંગની જેમ, અસહકાર પણ સમાજધર્મનું જ એક સ્વાભાવિક અંગ છે તે તરત સમજાશે./

સહકારનો વિચાર કરતાં વર્ણવ્યવસ્થાની હિંદુધર્મની કલ્પના અહીં યાદ આવ્યા વગર નહિ રહે. દરેક જણ પોતાની બધી જરૂરો જાતે પૂરી નથી પાડી શકતો, એ સહજ મર્યાદામાંથી વર્ણની કલ્પના ઊપજે છે. દરેકે પોતાની આજીવિકા પ્રાપ્ત કરવા કાંઈક ધંધો કરવો જોઈએ, તે પરથી તેની જ્ઞાતિ બંધાય છે, અને તેનો વર્ણ નક્કી થાય છે. વર્ણની ઉત્પત્તિની પાછળ રંગદ્વેષ કે ઊંચનીચતાનો ભાવ હશે કે કેમ એ પુરાતત્ત્વવિષયક પ્રશ્ન આપણે અહીં છોડી દઈશું, કેમ કે તે દોષ કે ભાવ તેની પાછળ હોય એમ માની લઈએ તોપણ આજ તેને રાખવા આપણે ચહાતા નથી.

ધંધા અનેક હોઈ શકે. પણ ધર્મશાસ્ત્રી તેના મુખ્ય ચાર વર્ગ પાડે છે: જ્ઞાનોપાસના, રાજકારણ, ઉત્પત્તિ ને વ્યય, અને મજૂરી. તે અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનું કામ ગણાય છે. એ

દૃષ્ટિએ કદાચ ગીતાકારે આ વર્ણવ્યવસ્થાને ઇશ્વરરચિત કહી હશે. સમાજનું કામ આ ચાર મુખ્ય ભાગોમાં વહેંચાઈ જાય છે એ અર્થમાં તે વર્ગીકરણ સનાતન છે ને તેથી તેની રચના ઇશ્વરકૃત છે એમ કહેવાય. પરંતુ જે રીતે આપણે એનો અર્થ સમજીએ છીએ તે અર્થમાં તે સનાતન નથી. આપણો આચાર જ તે તો દેખાડી આપે છે. અને બાપનો ધંધો દીકરો આજે કરે જ છે એમ પણ નથી રહ્યું. એટલે વર્ણાશ્રમની કલ્પના, જો શક્ય હોય તો, નવે અવતારે જન્માવવી જોઈશે.

આજે આપણે એમ કહેવા લાગ્યા છીએ કે, બધા જ વર્ણો સમાજની સેવા કરે છે — બ્રાહ્મણ તેની જ્ઞાનોપાસનાથી, ક્ષત્રિય આર્તત્રાણ ને રાજકારણથી, વૈશ્ય દ્રવ્યોપાર્જનથી, શૂદ્ર વૈતરું કરીને. આ પ્રત્યેકની વિશિષ્ટ સેવા ઉપરાંત જો તેઓ અમુક જાતમહેનત ઉમેરી લે તો છેલ્લા વર્ણનું વૈતરું ઘણું ઓછું થઈ જાય. કારીગરીથી વંચિત રહેલો વર્ગ જ આજે બુદ્ધિની બહુ જરૂર જેમાં નથી એવી મજૂરી કરે છે. તે વર્ગ દ્વારા, બીજા વર્ગો પોતે કરવી જોઈતી શારીરિક મહેનત કરાવી લે છે. આ સ્થિતિ અસાહજિક છે, એટલે એનો અંત ધીમે ધીમે આવવાનો જ. જો કેળવણી સાર્વત્રિક થાય અને કારીગરીનું જ્ઞાન વ્યાપક કરવામાં આવે — અને સ્વરાજમાં આ બેઉ ઉદ્દેશ કેળવણીના હશે જ, નહિ તો સ્વરાજ નિરર્થક થશે — તો આ મજૂરવર્ગ ધીમે ધીમે ઘટવાનો: તેનું કામ હીન ગણાતું મટવું જોઈશે અને દરેક જણ જાતમહેનતનું ગૌરવ સમજી પોતપોતાનો શારીરિક કામનો હિસ્સો, વર્ણાભિમાન વિના, સાર્વવર્ણિક ધર્મ સમજીને ઉઠાવતો હશે.

ક્ષત્રિયનું આર્તત્રાણનું કામ પણ એવું જ ફાળવાઈ જવું જોઈશે. આર્તત્રાણ દરેક વ્યક્તિનું કામ ગણાતું હશે. ચોરડાકુ સામે સંરક્ષણ માટે રાજા પાસે દોડવાની નામોશી પ્રજા ન સંઘરે એ જ તેનું ગૌરવ ગણાશે. પછી ક્ષત્રિય બહુ તો રાષ્ટ્રીય ખડી ફોજનું સ્થાન મેળવે. એ તો રાજકારણનો જ ભાગ ગણાય. એમ જ જ્ઞાનોપાસનાનો ઇજારો માત્ર બ્રાહ્મણો રાખે તેમાં બ્રાહ્મણશાહીની પુનઃસ્થાપનાનો ભય રહે છે. એટલે તેમણે અધિકારવાદનો સ્વાર્થી અર્થ કર્યે નહિ પાલવે.

જ્ઞાનોપાર્જન સાર્વવર્ણિક ધર્મ બનશે. કોણે કયું જ્ઞાન કેટલું મેળવવું એ તે તે વ્યક્તિના સ્વધર્મનો સવાલ હશે. આમ દરેક વર્ણનાં કામમાં બીજા વર્ણો પણ ભાગ પડાવે: જે જેનો અધિકાંશ તે પરથી તેનો મુખ્ય વર્ણ ભલે ગણાય; બાકી, દરેક વર્ણના કામમાં ચારે વર્ણનાં કામ ઓછેવત્તે અંશે આવવાનાં.

આમ છતાં, જો આ વર્ગીકરણ વાડાબંધીનું રૂપ પકડે તો તે દોષ ગણાય, ને સહકાર તૂટે તેટલે અંશે સર્વોદય ન સચવાય. તે તે વર્ણ પણ ભ્રષ્ટ થાય. માટે દરેક વર્ણના કામ સાથે સાથે, તેના દોષના ઉતાર રૂપે, તેને ઘટતો ખાસ ધર્મ બતાવવામાં આવે તો એવી ભીતિ ન રહે. તેથી દરેક વર્ણનો વિશિષ્ટ ધર્મ પણ બતાવાયો છે. જ્ઞાન દ્વારા શક્તિ સંપાદન કરી શકાય; તેમાંથી જ્ઞાનના શત્રુસમાન ધન મેળવી શકાય. માટે જ્ઞાનોપાસના સાથે ઐચ્છિક ગરીબી ધારણ કરવાનો ધર્મ છે. ક્ષત્રિય રાજસત્તાથી પ્રગલ્ભ બને, ભોગી બને. તેથી ક્ષમા, વ્યસનત્યાગ વગેરે તેનો ધર્મ છે. વૈશ્ય પાસે ધનસંગ્રહ વધે તો દોષકર અસમાનતા ઊપજે, જે આજે બન્યું છે. તેથી તેને માટે દાનદક્ષિણા અને અદ્રોહપૂર્વક ઉપાર્જન એ ધર્મ ગણાય છે. શૂદ્રને માટે અનસૂયા ધર્મ બતાવ્યો છે! એમાં તો ઉચ્ચ વર્ણના ક્રૂર સ્વાર્થ સિવાય આજે કાંઈ દેખાતું નથી. અનસૂયાધર્મ તો બધા જ વર્ણોએ પરસ્પર પાળવાનો છે. જે શુદ્ધ મજૂરી કરે છે તેમાંથી કાંઈ દોષ ઊપજવાનો તો ભય જ નથી, એટલે તેને માટે તેનું કામ જ ધર્મ છે. બધા વર્ણોમાં તે પચ્છાત મનાય છે, તેથી તે વર્ણોએ ઊલટો તેની પ્રત્યે ધર્મ પાળવાનો છે. अवश्यं भरणीयो हि वर्णानां शूद्र उच्यते એમ મહાભારતકારે કહ્યું છે. અને આ ભરણ અન્નવસ્ત્રાદિનું જ નહિ, પરંતુ બ્રાહ્મણના જ્ઞાનથી, ક્ષત્રિયના બળથી, ને વૈશ્યના ધનથી પણ હોવું જોઈએ. આમ જો તે વર્ણો ન કરે તો શૂદ્રને અસૂયા ન કરવાનું કહેવામાત્રથી તે નહિ જ રોકાય. પછી તેની ઉપર ઉઘાડો કે છૂપો બળાત્કાર કે તેને હલકો પાડી દબાવવા સારુ તિરસ્કાર કે અસ્પૃશ્યતા જેવાં ધાર્મિક ધતિંગો જ કરવાં પડે. આજની અસ્પૃશ્યતા આવી જ ધર્મભ્રષ્ટતાનું પરિણામ હોય તો નવાઈ નહિ.

આવી ભ્રષ્ટતાને પરિણામે એવું બને છે કે સમાજમાં શૂદ્ર વર્ણ વધતો જાય છે. યુરોપના આપણે 'પાણી ભરનારા ને લાકડાં ચીરનારા' શૂદ્રો જ કહેવાઈએ છીએ. આપણને પણ અનસૂયાનો ધર્મ જ અંગ્રેજ રાજકર્તા બતાવે છે એ કાળચક્રની બલિહારી જ કહેવાય! આમ વધેલો શૂદ્ર વર્ણ સંખ્યાથી જ એટલો બધો બળવાન બને છે કે જરા સરખી તેમની અસૂયા પણ સમાજને ડોલાવી દેવા માટે બસ થાય. એટલે અસૂયા ન કરવી એ ધર્મ શૂદ્રને બતાવવાથી કામ સરે એમ નથી. ત્રણે ઉપલા વર્ણો પોતાના ધર્મની મર્યાદા સાચવે એ જરૂરી છે. તો જ ચારે વર્ણનો સહકાર સાધી શકાશે. અને એ તો ત્યારે જ બને કે જ્યારે સેવાધર્મ સાર્વવર્ણિક છે એમ અંગીકાર કરાય.

## ૪

## સેવા

સહકાર જો ધર્મ છે તો દરેક જણે પોતાના કામને સેવારૂપ જ ગણવું જોઈએ, એ એમાંથી આવશ્યક ઉપસિદ્ધાંત નીકળે છે. આજે મૂડીદાર ને મજૂર, ગરીબ ને તવંગર, ઊંચ અને નીચ, બધા માંહોમાંહે લડે છે; એનું કારણ એ છે કે, દરેક પોતપોતાના કામને પોતાનું, અંગત સ્વાર્થનું જ સમજે છે. તેને જો તે સમાજહિતને ખાતર પોતાને મળેલી જવાબદારી પેટે માને, તો કોઈને લડવાનો પ્રસંગ ન આવે, અને સહકાર અને સર્વોદય સહેજે તેમાંથી સધાય. એમ થાય તો પૈસાદાર પછી એવું માને કે, મારો પૈસો મારા ઉપભોગ વાસ્તે નથી, પણ તે તો સમાજહિત સારુ ખરચવા મને મળેલ સંપેતરું છે, હું તેનો ટ્રસ્ટીમાત્ર છું. આમ સમજે તો તેને તે સમાજ-વિરોધી એવા ધંધામાં (દા. ત., દારૂ, પરદેશી વસ્ત્રનો વેપાર વગેરે) નહિ વાપરે. પોતાની પાસે પૈસા છે એટલે જરૂરિયાતો વધારતા જવાનો પરવાનો મળ્યો એમ પણ તે નહિ માને. ઊલટો, વધારે પૈસા એટલે વધારે જવાબદારી, એમ સમજી તે મૂંઝાશે. તેવી જ રીતે મજૂર પોતાની મજૂરીને સંપેતરું સમજી વેડફી નહિ નાંખે કે તેનો દુરુપયોગ નહિ કરે. તેવું જ બધા વર્ણ તથા બધા ધંધાના લોકોને માટે કહી શકાય.

આમ કરવાથી કોઈ કાંઈ ખોશે એમ પણ નથી. એમ જરૂર છે કે સેવા અને ભોગ ભેગાં ન રહી શકે. પણ સેવાર્થીનો દાવો એ છે કે, ભોગનું ખરું સ્વરૂપ ઇંદ્રિયારામ કે વાસનાની આળપંપાળ નથી; ખરો ભોગ ત્યાગ દ્વારા જ અનુભવાય.* જીવનમાં જેટલે દરજ્જે આત્મસમર્પણ હોય છે તેટલે દરજ્જે જ તેમાં લહાવો ને આનંદ લાગે છે. કુટુંબનો આનંદ કુટુંબ માટે ઘસાવામાંથી આવી શકે છે. પ્રિયજન પ્રત્યેની પ્રેમવૃત્તિ, તેની સેવા કરીએ તેમાંથી સંતોષ પામે છે. પરંતુ ઇંદ્રિયના ભોગમાં રમનારા તો છેવટે ભર્તૃહરિની જેમ રડશે કે, 'भोगा न भुक्ता वयमेव भुक्ताः।' ભોગ ન ભોગવાયા; આપણે જ ભોગ બની ગયા. એટલે સાચી દૃષ્ટિએ સેવા જ ખરો ભોગ છે.

સેવા એ જીવન પ્રત્યે એક વૃત્તિનું નામ છે. દરેક જણ પોતાનું કાર્ય કરતો છતો આ વૃત્તિ ધારણ કરી શકે. આ દૃષ્ટિએ રાજાને પણ પ્રજાસેવક કહ્યો છે અને જેટલે દરજ્જે તે ભોગવિલાસમાં લપટાય તેટલે દરજ્જે તે રાજા મટે છે. આ જ વૃત્તિને ગીતાકારે યજ્ઞવૃત્તિ કહી છે.

આ વૃત્તિ સ્વીકારવાથી પોતાનો ધંધો કે કામકાજ છોડવું પડે એમ પણ માનવાનું નથી. યજ્ઞની કલ્પના સ્વકર્મમાં જ કરવાની છે. અને તેમ ન હોય તો બધા જ શી રીતે યજ્ઞ કરી શકે ? ગીતાની યજ્ઞની કલ્પના તો દરેકને માટે છે. 'ગીતાબોધ'માં યજ્ઞનું રહસ્ય સમજાવતાં ગાંધીજી એક દાખલો આપે છે :

> "મોતીલાલ પૂર્વે દરજી હતો અને જ્ઞાન થયા પછી પણ દરજી રહ્યો. તેની ભાવના બદલાઈ એટલે તેનો ધંધો યજ્ઞરૂપ બન્યો. તેમાં પવિત્રતા દાખલ થઈ, ને ધંધામાં બીજાના સુખનો વિચાર દાખલ થયો. તેના જીવનમાં ત્યારે જ કળાએ પ્રવેશ કર્યો. યજ્ઞમય જીવન કળાની પરાકાષ્ઠા છે, ખરો રસ જ તેમાં છે . . . યજ્ઞ બોજારૂપ લાગે તે યજ્ઞ નથી, ખૂંચે તે ત્યાગ નથી. ભોગને અંતે નાશ છે, ત્યાગને અંતે અમરતા છે."

પણ આજના હરીફાઈના જમાનામાં વાંધો લેવામાં આવશે, "સેવાનો આદર્શ સ્વીકાર્યે જીવનમાં રસ ન રહે. પછી માણસ પ્રયત્ન

* तेन त्यक्तेन भुंजीथाः એમ ઉપનિષદ કહે છે.

શું કામ કરે? સ્વાર્થ ન જણાય તો પછી કામમાં પ્રગતિ કરવા જીવ ન લાગે. અને જીવનની સાદાઈ કરતાં તેની જરૂરો વધારવાથી તો બેવડો લાભ થાય: હરીફાઈથી કામ સારું થાય અને પ્રગતિ પણ થાય."

આ વાંધો આજના સુધારાનો પ્રતિનિધિરૂપ છે. એક ટૂંકી નજરે જ એ ખોટો છે એમ દેખાશે. બધા જ જો જરૂરો વધારવા તડામાર કરે તો? તો બધાને પહોંચી વળે એટલું ધન તો નહિ જ વધે. એટલે અમુકને ભોગે જ અમુક મોજ કરશે, જેમાંથી તો આજની સ્થિતિ આવેલી છે. ઇંગ્લંડ જેવા સમૃદ્ધ દેશમાં પણ એ જોવા મળે છે, અને આખી દુનિયા જોઈએ તો હિંદ કે આફ્રિકા વગેરેને ભોગે યુરોપ મહાલે છે. એટલે એ સ્થિતિ તો ઊલટી આજે રોગસમાન નીવડી છે. આવી જ કાંઈક દૃષ્ટિથી ગ્રીન તેના નીતિશાસ્ત્રમાં સેવાધર્મની આવશ્યકતા ને તેમાં રહેલી સમાજદૃષ્ટિ સમજાવતાં કહે છે કે:

"માનવસમાજ એ માન્યતા પર સ્થપાય ને સ્થપાયો છે કે અમુક સાર્વજનિક હિત છે. પરંતુ બને છે એવું કે, ઓછી સત્તા કે લાગવગવાળી સમાજની વ્યક્તિઓની બાબતમાં એ માન્યતા ફળતી નથી. અને એમ તે અફળ થવાનું કારણ એ હોય છે કે, તે હિત એવા વિષયોમાં શોધવામાં આવે છે કે જેમાં હરીફાઈ થઈ શકે: તે વિષયો એવી જાતના હોય છે કે બધા જ તે સરખી રીતે પ્રાપ્ત ન કરી શકે. તે પ્રાપ્ત કરવામાં અમુકની ફતેહ બીજાની તેવી ફતેહની પ્રાપ્તિની આડે આવે છે. એટલે જે હિત શોધવામાં આવે તેની વસ્તુ એક એવી મનોવૃત્તિ કે અમુક જાતનું ચારિત્ર્ય હોવું જોઈએ કે જેની પ્રાપ્તિ કે તેને માટેનો પ્રયત્ન જ એવાં હોય કે બીજા બધા પણ તે પ્રાપ્ત કરે તેમાં તે પોતે જ મદદરૂપ બનતાં હોય. આમ નહિ થાય ત્યાં સુધી સામાજિક જીવન ખરેખર યુદ્ધ કે કલહરૂપ જ ચાલ્યા કરવાનું. અને આ યુદ્ધ એવી જાતનું હશે કે તેમાં તટસ્થ પક્ષ* વધતો રહેતો હશે અને યુદ્ધ પોતે જ શાંતિ-સ્થાપનનાં નવાં સૂચનો જન્માવતું હશે; છતાં તેની જ સાથોસાથ તેમાંથી એવા વિરોધી હિતના મુદ્દા સતત નીકળ્યા કરતા હશે કે જેમાં નબળા

* આ પક્ષ તે જેને સામ્યવાદમાં વર્ગાભિમાનરહિત જનસમુદાય કહે છે તેની સાથે સરખાવી શકાય.

પક્ષના ભવિષ્યમાં નવી નિષ્ફળતાઓ જ વળી પાછી આવી રહેતી હશે.”

સેવાધર્મ એવી જ એક મનોવૃત્તિ છે એ આપણે ઉપર જોયું. પ્રો. ગ્રીન તેનું જેવું સબળ સમર્થન કરે છે તેવું બીજી રીતે ન થઈ શકે. સામાજિક આદર્શ જ્યાં સુધી અનિષ્ટ સ્પર્ધાજનક હશે ત્યાં સુધી કલહનું મૂળ નહિ જ જાય અને નબળા લોકનો મરો જ રહેવાનો, એ ગ્રીનનું ભાખેલું ભવિષ્ય આધુનિક સમાજવ્યવસ્થાના મૂળને જ દોષિત ઠરાવે છે. સેવા, સહકાર અને સર્વોદય એ જ સાચાં વ્યવસ્થાજનક હોઈ શકે. આ ત્રિવિધ આદર્શનું સાધન સ્વદેશી છે તે હવે જોઈએ.

## ૫

## સ્વદેશી

સેવાની કલ્પનામાંથી જ સ્વદેશીધર્મની ઉત્પત્તિ છે. સર્વોદયપ્રેમી માણસ એકલો આખી સૃષ્ટિની સેવા શી રીતે કરી શકે? છતાં તેણે તેમ કરવું તો જોઈએ, કેમ કે સેવાધર્મના મૂળમાં સર્વોદય રહેલો છે. એટલે સેવાની મર્યાદારૂપ સ્વદેશીની કલ્પના સ્વાભાવિક રીતે આપણી આગળ આવે છે. જે આપણી પડોશમાં છે તેમનો આપણી સેવા ઉપર પ્રથમ હક છે. માત્ર એમાં શરત એટલી છે કે, આવી સેવા પણ એવી ન જોઈએ કે જે જગતની વિરોધી હોય. એટલે જગતને અવિરોધી એવી કુટુંબસેવા, કોમની સેવા, રાષ્ટ્રસેવા વગેરે સ્વદેશી ગણાય. માત્ર તે સેવા અન્ય કુટુંબ, અન્ય કોમ, કે અન્ય રાષ્ટ્રની વિરોધી ન હોવી જોઈએ. જો તે સાચેસાચ સેવા જ હોય તો તેમ બનશે પણ નહિ, કેમ કે સેવાનું મુખ્ય લક્ષણ જ એ છે કે તેમાં પરાર્થનો વિચાર રહેલો છે.

આ ટૂંકમાં સ્વદેશીનો સિદ્ધાંત છે. પરંતુ તેની લૌકિક સમજ તો આટલી જ છે કે, પોતાના દેશના માલને ઉત્તેજન આપવું, પોતાના દેશહિતનું પ્રથમ ધ્યાન રાખવું. આ સમજ, આપણે સ્વદેશીનો મુખ્યત્વે રાજકીય ક્ષેત્રમાં વધારે વિચાર કર્યો હોવાથી, ઉત્પન્ન થઈ છે. તે ખોટી

નથી. માત્ર એમાં જગતનું અવિરોધીપણું હોવું જોઈએ.* તેને વિષે એકબે મુદ્દા આપણે અહીં ચર્ચીશું.

એમ કહેવામાં આવે છે કે, સ્વદેશીના સિદ્ધાંતને કારણે રાષ્ટ્રસેવા પ્રથમ બનવાથી આંતરરાષ્ટ્રીયતાની ઉપેક્ષા થાય છે એ તેનો દોષ છે. આ આરોપ બરાબર નથી. ખરા સ્વદેશીના પાલનમાં કોઈની ઉપેક્ષા કરવાપણું નથી રહેલું. આપણે જોયું કે માણસની શક્તિ મર્યાદિત છે. તેથી મર્યાદાધર્મરૂપે જ તે સ્વદેશી ગ્રહણ કરે છે. અને તે મર્યાદા જગતના સાચા હિતની અવિરોધી હોય છે અથવા હોવી જોઈએ. એટલે તે આંતરરાષ્ટ્રીયતાની ઘટક અને પોષક છે. પછીથી, આંતરરાષ્ટ્રીયતા અનેક લોકની આવી સ્વદેશીશુદ્ધ રાષ્ટ્રસેવાના સુંદર પરિણામરૂપ જ હશે. એ દૃષ્ટિએ ગાંધીજીએ લખ્યું હતું કે સ્વદેશી અનુસાર, “રાષ્ટ્રોએ સ્ત્રીપુરુષોના સામાન્ય કલ્યાણને માટે શાંતિસંઘો બનવું જોઈએ. તેને બદલે તેઓ એક લૂંટારાઓનાં ધાડાં બની ગયાં છે. જો તેઓ શાંતિસંઘો બને તો તેમનું બળ દારૂગોળો વાપરવાની તેમની કુશળતામાં નહિ રહે, પણ આત્મબળ વાપરવાની શક્તિમાં રહેશે.” એ પણ કહેવાની જરૂર છે કે, સ્વદેશીનો સિદ્ધાંત હિંદ માટે જ નથી: “મારા સંકોચને લીધે મેં અગાશીએ ચડીને પોકાર નથી કર્યો કે અસહકાર, અહિંસા અને સ્વદેશીનો સંદેશો એ આખા જગતને સારુ છે.”×

શંકાકાર ભૂલી જાય છે કે, આજે જોવામાં આવતી રાષ્ટ્રસેવા આંતરરાષ્ટ્રીયતાની વિરોધી લાગવાનું કારણ એ છે કે, તે જગતવિરોધી છે અને હિંસાના પીઠબળને જોરે કરવામાં આવે છે. તેથી સ્વદેશીની કલ્પનાથી તે તદ્દન ઊંધી છે. અહીં એવા રાષ્ટ્રવાદની આપણે

---

* આજે દુનિયાની અર્થવ્યવસ્થામાં દેશહિતને જ ધ્યાનમાં રાખીને અર્થતંત્ર ગોઠવાય છે. પણ એ તંત્ર સ્પર્ધા અને દ્રોહમય રહેણીકરણી પર રચાતું હોવાથી એક પ્રકારની આર્થિક રાષ્ટ્રપૂજા જ્યાં ત્યાં નીપજવા લાગી છે. એમાંથી નિર્બળની અવગણના અને સબળની શત્રુતા જ કેળવાય છે. આ ઉપરથી આ સ્વદેશીના સિદ્ધાંતમાં જગતહિતનો ખ્યાલ કેટલો મહત્ત્વનો છે તેનો કાંઈક ખ્યાલ આવશે.

× ગાંધીજી, ‘નવજીવન,’ ૨૪-૧૦-’૨૬

સ્વદેશીમાં ગણુતા નથી કરતા. સ્વદેશીની આપણી કલ્પના તો વ્યક્તિના સ્વધર્મની સાથે સરખાવી શકાય. જેમ સ્વધર્મ વ્યક્તિની જેવી હોય તેવી પરિસ્થિતિની ગણના કરે છે અને શુદ્ધ આદર્શધર્મને તે પરિસ્થિતિનાં ચશ્માંથી નિહાળે છે, તેમ સ્વદેશીનું છે. સ્વધર્મની જેમ સ્વજાતિ, સ્વદેશ વગેરે પણ વ્યક્તિને માટે સાચા ઘટક છે. તે દ્વારા જ તે સમસ્ત માનવસમાજને ઓળખી શકે અને પહોંચી શકે. બીજી રીતે પહોંચવા જતાં એક જગાએથી ઉખેડી ઝાડને પરાયી જમીનમાં રોપવા જેવું વિદેશીય થાય.

પરંતુ આજે એવું જ બનતું આવે છે. સ્વદેશીના કાયદાના પાલન કરતાં તેનો ભંગ જ થતો વધારે જોવામાં આવે છે. તેનો મોટો દાખલો આખી દુનિયાને નડતી આજની અર્થવ્યવસ્થા છે, જેમાંથી મૂડીવાદનું મોટું અનિષ્ટ જન્મ્યું છે. મૂડીવાદને બળે શસ્ત્રબળ વધે છે અને તેને જોરે મૂડીવાદ આંખ મીંચીને આગળ ધપ્યે જઈ શકે છે. અનેકની મજૂરીનો હક ડુબાડી મૂડી એક જગાએ ભેગી થાય છે, સ્વરક્ષણને અર્થે પછી તે રાજસત્તા કબજે કરે છે, તે દ્વારા ઉત્પત્તિ તથા વ્યયને ધારી દિશા આપે છે, તથા યંત્રો શોધી શોધી ઓછી મજૂરીએ વધારે ઉત્પન્ન કરવા તાકે છે. આમ ચંડાળચક્ર જામે છે. તેમાંથી પરિણામ એ આવે છે કે, પડોશનો વણકર કે મોચી લુહાર વગેરે ભૂખે મરે છે અને છતે પૈસે સમાજે બેકારી વેઠવી પડે છે.

આ સ્થિતિ બેઉ તરફ અનિષ્ટકારી છે: દૂરનો કારીગર તેને જરૂરની હોય તે કરતાં વધારે મજૂરી મેળવે છે, જેમાંથી તે ખોટાં ખરચ અને વૈભવની કુટેવ શીખે છે; અને અર્થશાસ્ત્રી એનો એવો ભ્રમ ઊભો કરે છે કે જિંદગીનું ધોરણ વધ્યું તે પ્રગતિસૂચક છે! અને એમ કરી તે ભૂલની ઉપર એ સીલ લગાવે છે. નજીકનો વણકર ભૂખે મરે છે ને સમાજ પર બોજારૂપ બની ઉપદ્રવકરી પણ બને. આ બધું સ્વદેશીના નિયમના ઉલ્લંઘનનો અનિષ્ટ પરિવાર ગણાય. એટલે જો પાછું સ્વદેશી-પાલન કરાય તો, અસ્વાભાવિક સ્થિતિ કોઠે પડેલી હોવાથી, તે થોડુંક દુ:ખ અને ખળભળાટ કદાચ મચાવે, પણ અંતે સુખ કરી આપે. તેથી અનિષ્ટ પરિસ્થિતિમાં સ્વદેશી સુધારાનું એક શસ્ત્ર બની શકે છે.

આગળ આપણે જોયાં તે શસ્ત્રોની જેમ, સમાજધર્મમાંથી જ તે નીપજે છે એ અહીં યાદ કરીએ.

એમ શંકા કરવામાં આવે છે કે, આપણી બધી સેવા આપણે કરી લઈએ એ સ્વદેશી છે? શ્રમવિભાગ જેવું તેમાં છે ખરું? દેશપરદેશના વેપારને સ્થાન છે ખરું? જો ન હોય તો ઇંગ્લંડ જેવા કારીગરી પર જીવનાર દેશ મરી ન જાય? આ બીકને પણ, સ્વદેશીની સાચી સમજ હોય તો, સ્થાન નથી. જેમ કુટુંબ આજે દુનિયાભરમાં રાષ્ટ્રનો સાંસ્કૃતિક ઘટક છે, તેમ સ્વદેશી જગતમાં એક પ્રકારના આર્થિક ઘટકનો સિદ્ધાંત છે એમ કહેવાય. એટલે એક કુટુંબ જેમ બીજા કુટુંબને ન જ મળે કે એક રાષ્ટ્ર બીજાને ન મળે એવું નથી, તેમ જ 'સ્વદેશી'–ઘટકનું હોય. તેમાં જ જો પર્યાપ્તતા શક્ય હોય તો સ્વદેશીની દૃષ્ટિએ તેમાં કશો દોષ નથી. (આપણે અહીં આર્થિક પર્યાપ્તતાની જ વાત કરીએ છીએ એ ધ્યાનમાં રાખવું.) પરંતુ જો તેમ ન બને તો પડોશીની મદદ લેવી એ બરાબર છે એટલું જ નહિ, પરંતુ એ વિચારપૂર્વક લેવીદેવી જોઈએ. એટલે દેશપરદેશના વેપારને પણ સ્વદેશીધર્મમાં સ્થાન હોઈ શકે. પણ તે વેપાર અન્યોન્યપોષક હશે, નહિ કે આજની જેમ એકનો ભક્ષક. તેથી ઇંગ્લંડને સ્વદેશીથી ડરવા જેવું નથી. પરંતુ અહીં આગળ એક મોટી શરત રહેલી છે તે ધ્યાનમાં લેવી જોઈએ.

આજે જે વૈભવ અને ધનપ્રાપ્તિ ઇંગ્લંડ ભોગવે છે એ જ જો સ્વદેશીધર્મથી પણ સાચવી રાખવાં હોય તો તે નહિ બની શકે. આજની સ્થિતિ તો અ–સ્વદેશી એટલે અસ્વાભાવિક છે. એટલે તેમાં તો જરૂર ફેરફાર થશે ને તેને માટે તેણે જ્ઞાનપૂર્વક તૈયાર પણ રહેવું જોઈશે. જેમ જેમ તેનાં પરધનના આવરાનાં બારાં બંધ થતાં જશે તેમ તેમ અવશ થઈનેય તેને તે ભવિષ્ય તો જોવાનું જ છે.* આ ઉપરાંત તેને સ્વદેશીથી બીજી કશી ભીતિ રાખવા કારણ નથી.

દુનિયામાં મોજશોખ પાછળ આજે કેટલી બધી મજૂરી બરબાદ જાય છે? એક દારૂ જ લઈએ. અબજો રૂપિયાની મજૂરી ધનધાન્ય

* સામ્રાજ્ય જતાં, આજે (૧૯૪૭-૮ માં) તે આવ્યું છે.

અને બુદ્ધિની વાટે તેમાં ખરચીએ છીએ. એ ખરચ રોકવાં જોઈએ. સ્વદેશીની એ માન્યતા છે કે, જગતનું ધન તેના પર વસતા જીવો માટે પૂરતું થઈ રહેવું જોઈએ. તેમ ન બનવાનાં બે કારણો હોઈ શકે: એક તો એ કે તેટલી સમૃદ્ધિ હોવા છતાં તેમાં અપવ્યય કે અવ્યવસ્થાને લીધે ઊણપ દેખાય. બીજું, તેટલું ઉત્પન્ન જ ન હોય. (પણ તે તો અપવ્યય અને અવ્યવસ્થા ટાળીને પછી જ જણાય કે ખરેખર ઉત્પન્નમાં ઊણપ છે કે શું?) જેમ આજે અફીણના વાપર તથા ઉત્પન્ન માટે આખું જગત ભેગો વિચાર કરે છે અને તેની મર્યાદા વગેરે સર્વોદયની દૃષ્ટિએ વિચારે છે એમ કહેવાય, તેમ બધી જ જરૂરી વસ્તુઓ માટે કરી શકાય અને તેમાંથી અનિષ્ટ સ્પર્ધાનું તત્ત્વ કાઢી નંખાય. દરેક દેશ પોતાની શક્તિનો પૂરો આંક મૂકી પોતાની સંપત્તિ ખીલવે. માત્ર એકને ભોગે બીજો તેમ ન કરે. તો પછી કોઈને અડચણ આવવા કારણ નથી અને બધાને જોઈતું મળી રહે.

આમ કર્યા છતાં જો ખૂટે તો જ પછી કહેવાય કે ઈશ્વરની દુનિયામાં ઓછી ઉત્પત્તિ થાય છે. પણ એ વિષે તો આપણે જાણીએ છીએ કે, આજના ધનવાનો પણ જો પોતાનો થોડાક ધનવૈભવનો ત્યાગ કરે તોયે બધાને આવશ્યક વસ્તુઓ મળી રહે એમ છે. અપવ્યય અને અર્થતંત્રની અવ્યવસ્થા ટાળવામાં આવે તો તો જરૂર બધાને મળી રહે. એટલે સ્વદેશીની શ્રદ્ધા, કે જગતમાં દરેકને પહોંચે એટલું પૂરતું પાકે છે, એ ખોટી નથી.

આમ અહીં આગળ આપણે પાંચ સકારની ચર્ચા પૂરી કરીએ છીએ. અહિંસા અથવા અદ્રોહ તેમાં સૂત્રરૂપે રહેલ છે એ આપણે જોયું. એ પણ જોયું કે, સત્યાગ્રહનાં પ્રધાન શસ્ત્રો — સવિનય ભંગ, અસહકાર અને સ્વદેશી — એ સમાજધર્મનાં જ અંગો છે. સત્ય પોતાને જ બળે વિજય પ્રાપ્ત કરે છે, धर्मो रक्षति रक्षितः એ સાચું સૂત્ર છે, એ આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે.

આ પ્રકરણની આખી ચર્ચા આપણે કોઈ પણ અસ્મિતાધારી એકમને યાદ રાખીને કરી છે એ છેવટમાં ફરી યાદ દેવડાવવાનું જરૂરી છે. પાંચેય સકાર વ્યક્તિ તેમ જ સમુદાય દરેકને લાગુ પડે છે. સમૂહ તેમ જ

વ્યક્તિ બધાં જ જો સત્ય અને અહિંસાને નિષ્ઠા અર્પે તો કોઈને કશું વિઘ્ન આવે એમ નથી. અને દરેક પોતપોતાના સત્યને ખાતર સત્યાગ્રહ કરે તોપણ અનવસ્થાદોષ ન આવે, કેમ કે અહિંસા ધારણ કર્યા પછી એવા આગ્રહ તો સમાજની પ્રગતિ માટે આવશ્યક છે. એવા સત્યાગ્રહને અશાંતિકર પણ ન ગણાય, કેમ કે સમાજમાં આપણે સ્મશાનની શાંતિ નથી ચહાતા. આ બધા પરથી સમજાશે કે, સત્યાગ્રહ એ સ્વાભાવિક સમાજધર્મ છે અને સંસ્કૃતિનું વહાણ તે સુકાનીના હાથમાં સુરક્ષિત છે.'

# ૧૧

# સત્યાગ્રહ, સામ્યવાદ અને સમાજવાદ

"અંદરથી અને બહારથી રાષ્ટ્રવાદરૂપે પ્રગટતા વર્ગાભિમાનની દૃષ્ટિ-મર્યાદા જ્યારે જગદ્વ્યાપી હેતુવાળી સંસ્થાઓ સુધી પહોંચે છે, ત્યારે પણ બધે જ વ્યાપેલી એવી કલહવૃત્તિના ધ્વનિમાં તો કાંઈ ખાસ ફરક નથી પડતો. . . . ફક્ત ઊંડા ઊતરીને વાંચવાની જ જરૂર છે, તો સ્પષ્ટ હકીકતરૂપે દેખાશે કે, માર્ક્સના 'કૅપિટલ' પુસ્તકમાં કલહના એ જ ઉન્માદનો વારસો આપણી નજર આગળ આવે છે; માત્ર તેની પરિસ્થિતિ ફરી છે. માર્ક્સના કહેવામાં, રાષ્ટ્રવાદી યુદ્ધ જઈને સામાજિક યુદ્ધ થયું છે અને તેની પિતૃભૂમિની સીમા આંતરરાષ્ટ્રીય સમાજવાદ સુધી વિસ્તરી છે. પરંતુ હજી પણ, ડાર્વિને આલેખેલા એ જ પ્રાથમિક માણસને તેમાં આપણી આગળ પ્રત્યક્ષ થતો જોઈએ છીએ, જેનો વારસો કેવો છે તે બેટ્સને યથાસ્થિત આપણને કહ્યું છે, કે તેના કાર્યનો એક જ સાર્વત્રિક પ્રેરક હેતુ છે, અને તે એ કે જેને લઈને મત્તાની પ્રાપ્તિને માટે બીજાઓ સાથે આખડવા તે પ્રેરાય છે."

**—બેન્જામિન કિડ**

"'બોલ્શેવિઝમ' એ વસ્તુ શી છે એની હજી મને ચોક્કસ ખબર નથી. એનો હું અભ્યાસ કરી શક્યો નથી. ભાવિમાં રશિયાનું એમાં કલ્યાણ રહેલું છે કે નહિ તેનીયે મને ખબર નથી. પણ મને એટલી ખબર છે કે હિંસા અને નાસ્તિકતા ઉપર એનો પાયો રચાયો છે. એટલે મને એને વિષે અણગમો જ રહ્યો છે. ટૂંકા પંથ — હિંસાનો પંથ — કાઢી સફળતા મેળવવામાં મને વિશ્વાસ નથી. . . ."*

**—ગાંધીજી**

* 'નવજીવન,' ૨૧–૧૨–'૨૪

સત્યાગ્રહની સામાજિક ફિલસૂફી વિચારતાં યુરોપના સામ્યવાદ અને સમાજવાદ યાદ આવ્યા વિના નથી રહેતા. સામ્યવાદ વિષે કેટલુંક આગલા પ્રકરણમાં આપણે જોઈ આવ્યા. અહીં એઉની સરખામણીમાં સત્યાગ્રહનું મંતવ્ય સમજવાનો ઇરાદો છે.

એક વસ્તુ પ્રથમ કહેવાની જરૂર છે કે, આ ત્રણે વાદ સ્વતંત્ર સમાજફિલસૂફી હોવા ઉપરાંત વિશિષ્ટ સાધનવાદ પણ છે. ફિલસૂફીમાં તો સરવાળે મોટો ભેદ ન પણ બતાવી શકાય, કેમ કે ત્રણેનો ઉદ્દેશ આજ માલદાર લોક જેમની ખાંધ પર ચડી બેઠા છે એવા સમાજના દબાયેલા દુ:ખી આમવર્ગનો ઉદ્ધાર કરવાનો છે. રશિયાની ઝારશાહી-માંથી સામ્યવાદ જન્મ્યો છે. ઇંગ્લંડનો આમવર્ગ રાજસત્તા સામે અનેક ક્રાંતિઓ કરતો કરતો આજે સમાજવાદ પર આવીને અટક્યો છે. સત્યાગ્રહ પણ આપણી પરંતત્ર દશા અને ગરીબીના ઇલાજરૂપે છે. તેથી દરેક વાદ એક વિશિષ્ટ સંસ્કૃતિનો તેમ જ અમુક ઇતિહાસ-ક્રમનો દ્યોતક છે. એટલે તેમના ઉદ્દેશ સમાન હોવા છતાં સાધનવાદ ભિન્ન હોવાના. તેથી તેમનું વૈશિષ્ટ્ય મુખ્યત્વે સાધનો પરથી તપાસવું જોઈએ. આ સાધનો, મૂળ દરદનું જેવું નિદાન સમજાયું હશે, તે પરથી જ શોધાયાં હોવાથી, તેમાં દરેકની ફિલસૂફી પણ ઓતપ્રોત હશે જ. એટલે આ વાદોને તેમના સાધનવાદ દ્વારા ઓળખવામાં કશું ખોટું નથી.*

---

* સામ્યવાદ કે સમાજવાદ સાથે સત્યાગ્રહની ચર્ચા કરાતી વખતે ઘણી વખત એમ જોવામાં આવે છે કે, સમાજવાદ કે સામ્યવાદના આર્થિક કાર્યક્રમો આગળ કરવામાં આવે છે. આ મને અપ્રસ્તુત લાગે છે. તે આટલા માટે કે, આપણે જ્યારે વાત કરીએ છીએ ત્યારે તે તે વાદનાં ક્રાંતિસાધક તત્ત્વો વિચારીએ છીએ, અને નહિ કે ક્રાંતિ સ્થપાયે પુનર્ઘટનાનાં માર્ગો. એટલે આ પ્રકરણની ચર્ચામાં મેં જ્ઞાનપૂર્વક અર્થશાસ્ત્રની ચર્ચા આણી નથી, અને ત્રણે સિદ્ધાંતના સ્વીકૃત સાધનવાદને જ સરખાવ્યો છે. સાધન-વાદની સાથે જ તે તે સિદ્ધાંતની પાછળ રહેલી ફિલસૂફી પણ આવે જ. એટલે અંશે એમની ફિલસૂફી પણ સરખાવી છે. વાચકને ભલામણ છે કે તે આ પ્રકરણને આ મર્યાદામાં વાંચે.*

૧

## સામ્યવાદ ને સત્યાગ્રહ

સામ્યવાદ શસ્ત્રબળમાં માને છે, અને તે પણ સત્તા સામે થવાના એકમાત્ર ઉપાય તરીકે. એટલે હિંસાબળમાં તેની તાત્ત્વિક માન્યતા છે. એથી, સત્યાગ્રહ જેમ અહિંસાનો સિદ્ધાંત છે તેમ સામ્યવાદ હિંસાની હિમાયત કરનારો વાદ ગણાય. એ રીતે બેમાં આસમાનજમીનનું અંતર છે.

સત્યાગ્રહ માને છે કે મનુષ્યનું આત્મબળ એ મૂળ શક્તિ છે. કોઈ તેને નમાવી ન શકે. સામ્યવાદ માને છે કે માણસ આર્થિક પ્રાણી છે, તેથી જેવી અર્થવ્યવસ્થા તેવો તેનો ઘાટ ઘડાય છે. સત્યાગ્રહ ઈશ્વરનો ઇનકાર નથી કરતો, સત્ય અને પ્રેમને સમાજનો પાયો સમજે છે. સામ્યવાદીને એવાં અપાર્થિવ તત્ત્વોની સૂગ છે. તે બધાં તેને મૂડીવાદીએ ખડી કરેલી જાળ સમાન લાગે છે. સત્યાગ્રહ વ્યક્તિ સ્વાતંત્ર્ય અને સર્વોદયને સમાજનું ધ્યેય ગણે છે, અને તે પરસ્પર સાહાય્ય કે અદ્રોહથી જ સાધી શકાય એમ માને છે. સામ્યવાદ સમતાને ધ્યેય ગણે છે અને મૂડીવાદીને સમાજશત્રુ ગણી તેનો સંહાર કરવામાં અચકાતો નથી. એને મન સમાજનો વર્ગ વર્ગ વચ્ચેનો કલહ કાયદા સમાન છે. કલહની એ સામાજિક વસ્તુસ્થિતિ પરથી તે સ્પર્ધા અને ઈર્ષાનું તત્ત્વ તારવીને તેને મહત્ત્વ આપે છે. સત્યાગ્રહ આ કલહને સમાજનો સનાતન રોગ સમજે છે, તેનું નિવારણ સતત કરતા રહેવું એમાં મનુષ્યનો પુરુષાર્થ સમાયેલો સમજે છે, અને તેને માટે પ્રેમપૂર્વક અસહકાર સાધન છે એમ બતાવે છે. સામ્યવાદી એ વર્ગકલહને પ્રગતિકારી તત્ત્વ માની તેને વશ થવા જણાવે છે અને માને છે કે, તેમાંથી અંતે જઈને વર્ગરહિત, એટલે કે, કલહરહિત શાંત સમાજ જન્મશે. શાંતિને સમાજનું ધ્યેય માનવા છતાં, તેને હિંસક ક્રાંતિ દ્વારા સાધવાના તેના મનોરથ છે!

જો આપણે એમ પૂછીએ કે, હિંસાથી મેળવેલી સત્તા તેનાથી પ્રબળ હિંસા સામે હારી જશે, ત્યારે એમ જણાવવામાં આવે છે કે, એવી હિંસા, સામ્યવાદી મતમાં, પ્રગતિનો કાંટો પાછો વાળનારી

હોવાથી, બિનહક્કદાર ને તેથી ત્યાજ્ય છે. સામ્યવાદી એમ માને છે કે, મજૂરરાજ્યની સ્થાપના ઇતિહાસક્રમમાં નિયત વસ્તુ છે, સામ્યવાદની ક્રાંતિ તો તે અવશ્યંભાવી પરિણામને ત્વરિત કરે છે એટલું જ.* બીજી હિંસા ઇતિહાસક્રમ વિરુદ્ધ હોવાથી ખોટી છે, આદર્શથી ઊલટી જનારી છે. અને આવી હિંસા ધારણ કરવા છતાં તે માને છે કે આદર્શ તો શાંતિ જ છે, અને તે આદર્શ સમાજમાં વર્ગરહિતતા સ્થપાયે આવશે. છતાં જ્યાં સુધી એવો યુગ નથી આવ્યો અને મૂડીવાદી સત્તાના આક્રમણનો ભય તો રહે જ છે, ત્યાં સુધીના વચગાળામાં તે પોતાના રક્ષણની દૃષ્ટિએ શસ્ત્રસજ્જ પણ રહે છે; એટલું જ નહિ, પણ આખા જગતમાં ગમે તે ઉપાયે એવી ક્રાંતિ કરવાના પ્રયત્નો પણ ચલાવ્યે જાય છે. એમ, સમતાના ધ્યેયને શુદ્ધ નીતિમય માર્ગે નહિ, પણ ગમે તે માર્ગે ધપાવવામાં તેને વાંધો નથી. સત્યાગ્રહ પણ દુનિયામાં પોતાનો પ્રચાર ઇચ્છે છે, પણ તે અહિંસા અને સત્યનાં જ સાધનોથી હોવો જોઈએ એમ આગ્રહ રાખે છે. "અહિંસાવાદી સત્તા સારુ કદી ન ઝૂઝે. તે પોતાના સિદ્ધાંતનો પ્રચાર પણ બહુમતીના બળથી ન કરે પણ આત્મબળથી કરે." (ગાંધીજી)

વિચાર કે આદર્શના પ્રચારમાં તેનું જ શુદ્ધ બળ વાપરવું જોઈએ, બળાત્કારને તેમાં સ્થાન ન હોઈ શકે, એ મર્યાદા સામ્યવાદ નથી સ્વીકારતો. તેથી પોતાની સંમાનિત ક્રાંતિ કરવા માટે અસ્વાભાવિક એવા, અવ્યવસ્થાજનક હડતાલ વગેરે વાંધાભરેલા માર્ગો લે છે: મૂડીવાદી સરકારને અવ્યવસ્થાથી અને બીજી જે રીતે તોડી શકાય તે રીતે તોડવી અને એમાંથી સામ્યવાદ જગવવો, એ તેની નીતિ છે. આવી અવ્યવસ્થામાંથી સામ્યવાદ તો જ્યારે આવે ત્યારે આવે, પરંતુ દુઃખ અને ગોટાળો તો ચોક્કસ આવે છે. સત્યાગ્રહ આ નીતિનો વિરોધી છે. બને તેટલી વ્યવસ્થા જાળવવા તે મથે છે.

---

* આ માન્યતા માર્ક્સના 'ઇતિહાસના આર્થિક રહસ્ય'ના સિદ્ધાંત પરથી છે. અહીં આપ્યું છે તેથી વધારે વિગતવાર જાણવાને ડો. લિન્ડસેનું 'Marx's Capital' કે તેવું કોઈ પુસ્તક જોવું જોઈએ.

અહિંસાનીતિનો અર્થ જ એ થાય છે કે, જાણીબૂજીને અવ્યવસ્થા કે નુકસાન કરવાનું ન તાકી શકાય. શત્રુની કફોડી દશામાં, યોગ્ય હોય તો, તે પોતાનો વિરોધ મોકૂફ પણ રાખે. જેમ કે ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં યુરોપીય હડતાલને કારણે હિંદી હડતાલ મોકૂફ રખાવી હતી. શત્રુની મૂંઝવણ તે પોતાનો લાગ, એવી નીતિ તેને માન્ય નથી.

સત્યાગ્રહી આદર્શવાદી છે, પણ સાથે સાથે તે કાર્યદક્ષ પણ છે. તેથી તેને સમતાના આદર્શસમાજનાં રૂપાળાં સ્વપ્ન ગમે, પણ તે જોઈને તે લોભમાં પડી તોડફોડનો ધર્મ નથી જોતો. તે તો તેમાંથી એમ વિચારે છે કે, ચાલુ પરિસ્થિતિને કેમ આદર્શ તરફ લઈ જવાય. એટલે એનું કામ તો, ગીતાના શબ્દોમાં, स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् જેવું છે. જેટલું થોડું પણ આ ધર્મનું પાલન કર્યું તેટલાથી પણ મહાભયમાંથી બચવાનું જ રહેલું છે, ક્યાંય તેમાંથી નુકસાન આવે એવો ભય નથી. ખાદી, અસ્પૃશ્યતા, કોમી ઐક્ય, રાષ્ટ્રીય કેળવણી વગેરે સત્યાગ્રહનો કાર્યક્રમ આ દૃષ્ટિએ વિચારીએ તો તે દાવો કેટલો સાચો છે તે સમજાશે. સામ્યવાદીનો સીધો ઇરાદો રાજસત્તાની પ્રાપ્તિ છે. એટલે તેના કાર્યક્રમમાં, ક્રાંતિ લાવીને સત્તાપલટો કરી લેવો એ પહેલું કામ છે. આમ કરવામાં જે ઉપાય કામ લાગે તે, તેના નીતિશાસ્ત્રમાં, માન્ય છે. આ ક્રાંતિ સ્થાપ્યા પછી તેના સુધારા શરૂ થાય છે. સત્યાગ્રહી સીધા જ સુધારા પર નેમ રાખે છે. તે વિષે વધુ ચર્ચા આગળ કરીશું.

વળી, સામ્યવાદ યુરોપીય શહેરી સંસ્કૃતિનું બાળક છે. સત્યાગ્રહ આજે હિંદની ગ્રામીણ સંસ્કૃતિને માટે છે. સામ્યવાદીને સામ્રાજ્યવાદનો વિરોધ છે. સત્યાગ્રહીને મૂળ અન્યાયનો વિરોધ છે. તેથી તે અન્યાયની સામે થવા છતાં અન્યાયીને અભય અર્પે છે સામ્યવાદી એનો સંહાર કરી માને કે, એમ કરતાં અન્યાયનો અંત આવશે અને પછી જગતમાં ન્યાય અને સુખ થઈ રહેશે. વર્ગરહિત સમાજનું તેનું સ્વપ્ન આવા સ્વર્ગ જેવું જ ગણાય. આ તેની માન્યતા સૃષ્ટિક્રમની ઊંધી સમજનું પરિણામ લાગે છે. વસ્તુમાત્ર સદસદ્ છે. એટલે અસતનો વિરોધ કરવાની સાથે તે વસ્તુને આપણી જાત જેટલી જ પ્રમાણવી જોઈએ,

અને તેમ કરવું અહિંસામય અસહકારથી શક્ય છે. સામ્યવાદી અધીરા છે. તે તો મારીને તરત ફેંસલો ચાહે છે, પણ એમ ફેંસલો ઇતિહાસમાં થતો નથી દેખાયો./

આમ આ બે વાદો વચ્ચે અનેક ભેદો બતાવી શકાય. એ બધા તાત્ત્વિક ભેદો છે, કેમ કે બેઉ ફિલસૂફી એક જ ઉદ્દેશવાળી હોવા છતાં જુદી જ કલ્પના અને પરિસ્થિતિ વિચારીને જન્મી છે. તેથી બે વચ્ચે મૌલિક ભેદ છે.

વળી સામ્યવાદ વિષે ચોક્કસ મત બાંધવાને હજી વાર છે. યુરોપનાં બીજાં ચૂસણ રાષ્ટ્રો જેવું સામ્યવાદી રશિયા ન નીવડે? એવી શંકાને હજી સ્થાન લાગે છે. આજના યંત્રયુગમાં અને અપાર ઉત્પત્તિમાં એને શ્રદ્ધા છે. પોતાનો માલ એ દુનિયાને આપવા ઇચ્છે છે. આની સાથે સાથે તેની પ્રચારનીતિ યાદ કરીએ તો આ શંકા સાવ અકારણ ન ગણાય.

## ૨

## ગાંધીજીનો મત

આ બે વાદો વચ્ચે ભેદ સંબંધી ૧૯૨૭માં શ્રી. સકલતવાળા અને ગાંધીજી વચ્ચે થયેલા ખુલ્લા પત્રવ્યવહારમાંથી ગાંધીજીનો આ વિષે મત સ્પષ્ટ જોવા મળે છે. અહીં તે બોધક હોઈ લાંબો હોવા છતાં ઉતારીશું.

શરૂઆતમાં મહાદેવભાઈએ જણાવેલી આ બે વાદો વચ્ચેની એક લાક્ષણિક ભિન્નતા જોતા જઈએ:

"ભાઈ સકલતવાળાના અને ખાદીવાદીના માનસ વચ્ચે ભેદ સમજાય તેવો છે. ખાદીવાદીને અમીરને આમવર્ગમાં લાવવો છે, સકલતવાળાને આમવર્ગને અમીરીની ઓળખ કરાવવી છે. ખાદીવાદી ઉપલા વર્ગને તેના કર્તવ્યનું ભાન સમજાવવાનો અને ગરીબની સાથે ગરીબની જેમ મજૂરી કરીને અનુસંધાન કરવાનો ઉદ્દેશ રાખે છે.— ભાઈ સકલતવાળાનો ઊલટો કાર્યક્રમ છે." * |

* 'નવજીવન,' ૧૩–૨–'૨૭

શ્રી. સકલતવાળાએ પોતાના પત્રમાં ગાંધીજીને સામ્યવાદી કાર્યપદ્ધતિ અંગીકાર કરવા આમંત્રણ કરેલું અને ખાદી વગેરેની તેમની કાર્યપદ્ધતિની ટીકા કરેલી. તેના જવાબમાં ગાંધીજીએ "ના અને હા" ના મથાળાથી લેખ લખેલો.* તેમાંથી નીચેનાં અવતરણ લીધેલાં છે.

"'ભાઈબંધ' સકલતવાળાને ખરા દિલથી સાથ આપવાની મારી ઉત્કટ ઇચ્છા છતાં, તેમની વાત વિચારી જોઉં છું ત્યારે મને સળ સૂઝતી નથી. એમની હકીકતો બધી કલ્પનાસૃષ્ટિ છે અને એવી કલ્પનાઓ ઉપરથી તારવેલા સિદ્ધાંતો દેખીતી રીતે જ આળપંપાળ છે. અને જ્યાં એમની હકીકતો વાસ્તવિક છે ત્યાં એનાં (મારી દૃષ્ટિએ) ઝેરી પરિણામો ટાળવાના પ્રયત્નમાં જ મારી કુલ શક્તિને હું રોકી રહ્યો છું. દુઃખની વાત છે, પણ સાચે જ, અમે ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલા સામસામી દિશાએ ઊભેલા છીએ. આમ છતાં એક વસ્તુ અમારા બંને વચ્ચે સામાન્ય છે તે એ કે, દેશનું તેમ જ માનવજાતિનું કલ્યાણ એ જ પોતાનું એકમાત્ર ધ્યેય હોવાનો બંનેનો દાવો છે. . . .

"ભેરુ સકલતવાળા માને છે તેમ હું નથી માનતો કે, જીવનની જરૂરિયાતોની વૃદ્ધિ અને તે પૂરી પાડવા ખાતર સાંચાકામનો વિકાસ એ દુનિયાને તેના અંતિમ ધ્યેયની એક ડગલું પણ નજીક લઈ જનારી વસ્તુ છે. ભેરુબંધ સકલતવાળા આધુનિક જમાનાની ધાંધલ ઉપર વારી જાય છે. હું તો અંતર અને સમય ટૂંકાવવાની આ બધી બળતરા અને પશુઇચ્છાઓને વધારવા અને તે શમાવવા ખાતર ચારે ખંડ ધરતીને ખૂંદી વળવાની આ ધાલાવેલીને જોઈ સમસમી ઊઠું છું. આધુનિક સભ્યતાનો અર્થ જો આ જ હોય — અને તે એ જ છે એમ અત્યાર સુધી મેં જોયું છે — તો હું અવશ્ય તેને સેતાની કહું છું, અને તેની સાથે સાથે જ હાલનું રાજતંત્ર, જે એ સભ્યતાનું મોટામાં મોટું પ્રતિનિધિ છે, તેને પણ એ જ વિશેષણ આપું છું. . . . મારી પાસે તાકાત હોય તો આજે જ હું આવા આ તંત્રને મિટાવું, અને એમ કરવામાં જીવલેણમાં જીવલેણ હથિયારો વાપરતાં આંચકો ન ખાઉં, — જો તેનાથી તેનો નાશ થવા વિષે મને ખાતરી હોય. પણ તેવાં સાધનનો ઉપયોગ હું એટલા સારુ કરતો નથી કે એવું સાધન એ તંત્રના

* 'નવજીવન', તા. ૨૦–૩–'૨૭

અત્યાચારના સંચાલકોનો નાશ કરે તોપણ તંત્રને તો કાયમ જ કરે. જે લોકો માણસોની બૂરાઈનો નાશ કરવાને બદલે તેવા માણસોનો જ નાશ કરવા માગે છે, તેઓ પોતે જ પેલાઓની બૂરાઈઓ અખત્યાર કરે છે; અને માણસોને મારવાથી તેમનામાંની બૂરાઈઓ મરશે એવી ભ્રમણામાં તેઓ જેમનો નાશ કરે છે તેમને વટાળે એવા પંડે બની બેસે છે. બૂરાઈનું મૂળ ક્યાં છે એ વાતની એમને સમજ નથી હોતી. . . .

"આપણા અધીરા સામ્યવાદીએ આખો કાગળ શહેરોને જ આંખ સામે રાખીને લખ્યો છે, તેથી તેમાં હિંદુસ્તાન અને હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંની સ્થિતિનો વિચાર જ નથી. આપણાં આજનાં દશપાંચ શહેરો તો આપણા પ્રજાશરીર પર બાઝેલા મેલનો પોપડો છે અને આપણાં ગામડાંનો જીવનરસ ચૂસવાનું પાપકાર્ય જ કરી રહ્યાં છે. આ સ્થિતિને સુધારીને ફેરવી નાખવાનો અને શહેરો તથા ગામડાં વચ્ચે વધુ સારો સંબંધ બાંધવાનો ખાદીનો પ્રયત્ન છે. અત્યારે તો અનેક લોહી ઉકાળનારા જુલમોથી સસડતાં શહેરો ગામડાંની પ્રજાના જીવન અને સ્વાતંત્ર્યને રાતદિવસ ભયરૂપ છે. . . .

"છેલ્લે શહેરોની મજૂરવસ્તીની વાત કરી લઉં. તેમાં ગેરસમજ ન થાઓ. મજૂરોનું સંગઠન થાય એ વિરુદ્ધ હું નથી. પણ બીજી બધી બાબતોમાં તેમ આમાં પણ એ સંગઠન હિંદી ઢબે — કહો મારી ઢબે — થાય એમ હું માગું છું. એ દિશાએ હું કામ પણ કરી રહ્યો છું. હિંદી મજૂર આ વસ્તુ સાનમાં સમજે છે. મૂડીવાળાઓને હું મજૂરોના શત્રુ ગણતો નથી. તેમનો મિલાપ હું તદ્દન સંભવિત સમજું છું. દક્ષિણ આફ્રિકામાં, ચંપારણમાં કે અમદાવાદમાં મેં મજૂરોમાં જે કામ કર્યું તે મૂડીવાળાઓના વિરોધની લાગણીથી પ્રેરાઈને નહિ. અને એવી નિર્મળ વૃત્તિથી જ્યાં જ્યાં અને જેટલો વિરોધ કરવો જરૂરી લાગ્યો ત્યાં ત્યાં તે સંપૂર્ણ અંશે સફળ થયો. મારો આદર્શ તો સમાન વહેંચણીનો જ છે. પણ હું જોઈ શકું છું ત્યાં સુધી એની પ્રાપ્તિ સંભવતી નથી. તેથી હું ન્યાય્ય વહેંચણીના ધોરણ ઉપર કામ લઉં છું. આ આદર્શને ખાદી દ્વારા પહોંચવાનો મારો મનોરથ છે, અને એ મનોરથની સિદ્ધિમાં હિંદને નિચોવનાર અંગ્રેજ વેપારની નાડીઓ બંધ પડે એમ હોવાથી ખાદીપ્રવૃત્તિ અંગ્રેજો જોડેનો આપણો

સંબંધ પણ શુદ્ધ કરનારી છે. તેથી એ અર્થમાં ખાદી સ્વરાજ ઘેર આણનારી છે."

સામ્યવાદ અને સત્યાગ્રહની આ ચર્ચામાં આપણે સામ્યવાદી અર્થનીતિ મુખ્યત્વે નથી આણી. એનું એક કારણ તો શરૂઆતમાં જ આપણે જોયું કે આપણી તપાસ એઉના સાધનવાદ પૂરતી હશે. બીજું, કોઈ દેશની અર્થનીતિ બધે જ સરખી ન લાગુ પડી શકે. સામ્યવાદી નીતિ રશિયામાં કેવી રીતે ચાલે છે, લોકને તેથી કેટલું સુખ છે, તે વિષે બેઉ જાતના મત પ્રસિદ્ધ થતા જોવામાં આવે છે. તેથી કરીને રશિયા વિષે આપણું અજ્ઞાન છે એ કબૂલ કરવું જોઈએ. પરંતુ તેના સાધનવાદની ફિલસૂફી વિષે એવું મતમતાંતર કે અજ્ઞાન નથી. તેથી આપણી ચર્ચા પણ, એ ફિલસૂફીને ધ્યાનમાં રાખી, એ મર્યાદામાં રહીને કરવામાં આવી છે.

હવે ઇંગ્લંડનો સમાજવાદ તપાસીએ.

## ૩

## સત્યાગ્રહ અને સમાજવાદ

/ઇંગ્લંડના સમાજવાદને રાજકારણી મતાધિકારની તાકત ઉપર ભારે શ્રદ્ધા છે. તેની પણ નેમ, સામ્યવાદની જેમ, રાજસત્તા સર કરી ઇષ્ટ સમાજસુધારા કરવાની છે. પણ તે સર કરવાનું કામ હિંસક ક્રાંતિ દ્વારા નહિ, પણ આમપ્રજાને મતાધિકાર અપાવીને કરવામાં તે માને છે. એટલે તે પ્રજાતંત્રના રાજકીય આદર્શમાં માને છે, જોકે પરરાષ્ટ્રોનું ધન હરણ કરવામાં આજ તેને વાંધો કે હૃદયદંશ જેવું નથી લાગતું. આ તેની માન્યતાનું કારણ એ છે કે, જે આદર્શસમાજ તે ઘડવા માગે છે તેના ઉપાય ઝટ લઈ ઝટ ફળ લાવી શકાય એવા ન હોઈ શકે એમ તે જુએ છે. આજના સમાજના ચણતરના પાયામાં રહેલી અસમાનતા ને સ્વાર્થબુદ્ધિ અને તેના ફળરૂપ યુદ્ધને કાઢી નાખી, સમાનતા ને શાંતિ આણવી એ કળનું કામ છે, બળનું નહિ, એમ તેને લાગે છે. એટલે સામ્યવાદીના સાધનવાદની જે સરળતા છે તે તેને ભૂલભરેલી ને અધૂરા પરીક્ષણનું પરિણામ લાગે છે. આમ હોવાથી ક્રાંતિ

('રેવોલ્યૂશન') એટલે કે તાત્કાળિક પરિણામી ઉપાયમાં નહિ, પણ સંક્રાંતિ ('એવોલ્યૂશન') એટલે કે પગલે પગલે પરિવર્તનમાં તેને શ્રદ્ધા બેસે છે. રામ્સે મૅકડોનેલ્ડ તેના 'સોશિયલિસ્ટ મૂવમેન્ટ' પુસ્તકમાં લખે છે કે:

"ક્રાંતિ સમાજવાદ કદી ન લાવી શકે, કેમ કે સમાજવાદ જે પરિવર્તન કરવા ધારે છે તે એવી જાતનું છે કે જેની અસર સમાજની રગેરગને થાય; એટલે શરીરમાં થાય છે તેવું સેન્દ્રિય પરિવર્તન તે હોવું જોઈએ. . . . ક્રાંતિ તો અંતિમ ફળ છે, નહિ કે તેનું સાધન છે."

સામ્યવાદની જેમ સમાજવાદને પણ મૂડીવાદનો વિરોધ છે. સત્યાગ્રહ પણ તેનો વિરોધી છે. પરંતુ વિરોધની રીત ત્રણેની જુદી છે. સમાજવાદી મતાધિકારના બળથી તેનો વિરોધ કરે છે, એટલે કે કાયદા દ્વારા કરે છે. આમપ્રજા પોતાના મતને બળે પોતાના વળના પ્રતિનિધિત્વવાળી પાર્લમેન્ટ ઘડે. પછી તે તેમના કલ્યાણ અર્થે કાયદા કરે, મૂડીવાદીને અઘટિત લાભો લેતા અટકાવે, અને રાષ્ટ્રની કરપદ્ધતિ તથા ખર્ચપદ્ધતિ આમવર્ગને અનુકૂળ કરીને તે દ્વારા રાહત આપે. આ ટૂંકમાં સમાજવાદનો સાધનવાદ છે. બર્નાર્ડ શૉ આ વાદ પરના તેના પ્રખ્યાત પુસ્તકમાં બે વાક્યોમાં તેનું રહસ્ય બતાવે છે:

"સમાજવાદ અથેતિ . . . કાયદાની બાબત છે. આળસુઓને તેણે કામ કરતા કરવા પડશે; પરંતુ આ જવાબદારી ખાનગી વ્યક્તિઓ પોતા ઉપર ઓઢી લે તે તેણે નહિ થવા દેવું જોઈએ."

આથી કરીને તે સાવધાની સાથે સલામતી આપે છે કે,

"જો તમે સમાજવાદી થાઓ તો તમારે ખાનગી જીવનમાં કાંઈ ફેરફાર કરવા પડશે એવું નથી; જરા સરખો પણ ઉપયોગી હોય એવો એકે ફેરફાર એ દિશામાં તમે કરી પણ નહિ શકો."

કાયદાની પાછળ દંડ અને લશ્કરનું પીઠબળ છે. એનાથી સમાજવાદ પોતાનું કામ કરવા ધારે છે. સીધો દંડ વાપરવા કરતાં કાયદા દ્વારા વ્યવસ્થા કરવી એ સામાજિક દૃષ્ટિએ જરૂર સુધારો છે. હિંસાબળમાં શ્રદ્ધા છે ખરી, પરંતુ કાયદા દ્વારા તેને એક પગથિયું પાછળ

ધકેલવામાં આવે છે, એ અહિંસાની દિશામાં પ્રગતિ સૂચવે છે. મતાધિકાર વિષેની પેલી એક ઉક્તિ સાચી છે કે, માથાં ભાગવાને બદલે તે ગણી લેવાં એટલે મતાધિકાર. આમાં એટલું તથ્ય છે કે, માણસ કાયદાથી પોતાની પશુતા પર એટલો સંયમ મૂકવા તૈયાર થયો છે.

સત્યાગ્રહ આથી આગળ જવાય તો જવા ધારે છે. માણસ પોતાનું કર્તવ્ય માની સમાજધર્મ પાળે અને એ રીતે સહેજે લોકસંગ્રહ સાધે એ સત્યાગ્રહી નીતિ છે. ઉપર શૌએ જણાવ્યું તેમ કાયદાની વાટ જોયા વગર, સત્યાગ્રહી પોતાના જીવનમાં જરૂરી લાગતા ફેરફારો કરશે અને તેવો લોકમત કેળવશે, જેને પરિણામે જો સરકાર પ્રજાસત્તાક હોય તો કાયદો થાય. જો કાયદો ન થાય તો સત્યાગ્રહની લડત લડીને તે દ્વારા લોક ધાર્યો સુધારો કરાવી શકે. આમ મતાધિકાર ન હોય તોપણ સત્યાગ્રહી પોતાના ઇષ્ટ સુધારાનું કામ ચાલુ રાખી શકે છે. સત્યાગ્રહ એનો 'અમલી ઉપાય' છે. એટલે તેની કાર્યપદ્ધતિમાં મતાધિકાર અનિવાર્ય નથી. જો મતાધિકાર હોય તો સત્યાગ્રહનું છેવટનું હથિયાર ઉપાડવા જવલ્લે જરૂર પડે એટલું જ. 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ'માં ગાંધીજી લખે છે તેમ, "મતાધિકારનું બળ હોય તો સત્યાગ્રહને ઘણે ભાગે અવકાશ ન હોય;" અને "હથિયારબળ હોય ત્યારે સામેનો પક્ષ જરૂર ચેતીને ચાલે. એટલે હથિયારબળવાળાને સત્યાગ્રહના પ્રસંગ થોડા આવે એ પણ સમજી શકાય એવી વાત છે."/ આમ છતાં, આ બેઉ બળથી સ્વતંત્ર રીતે સત્યાગ્રહ-બળ જરૂરી છે એ સમજી લેવાની જરૂર છે.

૪

પ્રથમ હિંસક ક્રાંતિનું બળ તપાસીએ. તે ક્રાંતિ તો આમપ્રજા ધારી રીતે ન જ કરી શકે એ ઉઘાડું છે. તેમાંય, જેમ જેમ દુનિયાનું શસ્ત્રબળ, આજે વધતી જતી વૈજ્ઞાનિક શોધોને પરિણામે, ખીલતું જાય છે, તેમ તેમ તે ક્રાંતિ વળી વધારે ને વધારે મુશ્કેલ થતી જાય છે; અને કદાચ શક્ય થાય તોય વધારે ને વધારે ખૂનખાર બને છે. તેથી હિંસક ક્રાંતિ કે શસ્ત્રયુદ્ધ સામે દિનપ્રતિદિન દુનિયાની બુદ્ધિ અને હૃદય

પણ વિરોધ ને ઘૃણા કેળવતાં જાય છે. વળી આવી ક્રાંતિ અમુક જ લોકોને હાથે થવાની. એટલે ક્રાંતિને પરિણામે આવતી સત્તા એમને જ હાથ જવાની. અને ગમે તેવા પરમાર્થી સત્તાધારીઓ પણ કાળાંતરે જોહુકમીનું માનસ ધરાવતા થઈ જાય છે, એ અનુભવ પરથી તો દુનિયા પ્રજાતંત્રના આદર્શ તરફ વળી છે. આપણે ત્યાંની નોકરશાહીનો મોટો અનુભવ પણ એ જ સૂચવે છે. વળી, આજનાં મોટાં મોટાં સમૂહ-કામોની પ્રતિક્રિયારૂપે વ્યક્તિસ્વાતંત્ર્ય માથું ઊંચું કરતું જાય છે. આ બધું અનુભવથી જગત શીખ્યું છે, તેથી એમ તેને જતું કરે તેમ નથી.

મતાધિકાર બાબત ઘણાને એમ લાગે છે કે, જો તે શસ્ત્ર આપણને મળી જાય તો નિરાંત વાળી બેસી શકાય. પરંતુ જેવો સમાજ ઘડાયેલો છે તેવો રહે — અને એવો જ રહેવાનો — ત્યાં સુધી તો આવી નિરાંતની આશા જ નથી: 'સતત જાગૃતિ સ્વાતંત્ર્યની શરત છે.' અને મતાધિકારના દુરુપયોગ પણ ક્યાં ઓછા થઈ શકે છે? સરમુખત્યારીમાં સામ્યવાદીની શ્રદ્ધાનું એક કારણ તેની પ્રજાતંત્રની પદ્ધતિમાં અશ્રદ્ધા પણ છે. એવી પદ્ધતિના પક્ષકારો પણ આજે તો તેના દોષોથી અજ્ઞાત નથી. તેઓ માને છે કે, પ્રજા એ કુલ રાજસત્તાનું પ્રભવસ્થાન છે: એની મરજી મુજબ રાજ્યતંત્ર ચાલવું જોઈએ. પણ એ સિદ્ધાંતને અમલમાં મૂકવા પાર્લમેન્ટ જેવા પ્રતિનિધિમંડળથી બીજી સારી રીત હજી નથી જડતી. અને એવું બને કે, આ રીતે પૂરેપૂરો પ્રજામત ન પણ જાણી શકાય. પ્રો. લાસ્કી તેના 'ફાઉન્ડેશન્સ ઑફ સૉવરેન્ટી' નામના પુસ્તકમાં તે વિષે આવી શંકા પ્રદર્શિત કરે છે કે,

> "પ્રતિનિધિ, ખરેખર, જે મત તેણે રજૂ કરવો જોઈએ તે જ કરે છે કે કેમ, એ નક્કી કરવાનો ગંભીર સવાલ અહીં સ્પષ્ટ રીતે આવે છે."

પ્રજાના પ્રતિનિધિએ ઘણી વાર પોતાના અંતરાત્માને આગળ કરીને પ્રજામતને બાજુ પર મૂક્યાના દાખલા પણ બને છે. આ વસ્તુ ખોટી છે કે ખરી એ અહીં ચર્ચવાનો કે કહેવાનો અર્થ નથી. એમાંથી એટલું જ બતાવવાનો ઇરાદો છે કે પ્રતિનિધિત્વ પણ આદર્શ ઉપાય નથી. તેથી તે પુસ્તકમાં આગળ જતાં લાસ્કી એમ પણ કબૂલ કરે છે કે,

"આપણા પ્રજાસત્તાક રાજ્યતંત્રને માટેનો અધિકતમ ઉત્સાહ છતાં પણ આટલાની ના ન પાડવી જોઈએ કે, બહુમતીની જોહુકમી સામે સલામતીની જરૂર છે."

આથી મોટી બીજી એક મુશ્કેલી લાસ્કી એવી દેખાડે છે કે, પ્રજાકીય ધારાસભા ધારે તોય અર્વાચીન રાજતંત્ર એવડાં મોટાં બનતાં જાય છે કે ધારાસભા ઇચ્છે તોય સ્વતંત્ર વિચાર કરવા તેને વખત ન હોય એટલું બધું કામ આવે છે. એટલે એવું બને છે કે, ઘણું કરીને તો, તે પ્રધાનમંડળની નીતિ પર મતું જ મારે છે. એ ઉપરાંત મતાધિકારના ઉપયોગ બાબત જ ઘણી મુશ્કેલીઓ બતાવી શકાય. જેમ કે બ્રાઇસ* કહે છે કે, લોક આળસથી મતાધિકાર વાપરતા નથી. અને ચૂંટણીની ચાલાકીઓ તથા મતદારોની ભ્રષ્ટતાની શક્યતા વગેરેની વાત તો અહીં છોડી દેવી જોઈએ. આ બધાને પરિણામે એવું બને છે કે, "જે સામાજિક હિતને ધ્યાનમાં લઈને કાયદાથી હક ઊભા કરવામાં આવે છે તે હંમેશ અમુક લોકના મર્યાદિત સમૂહના જ હોય છે." (લાસ્કી) આમ ઊભી થતી રાજસત્તાધારી ટોળી જ્યાં સુધી સર્વોદય સાચવે ત્યાં સુધી ઠીક. પણ ન સાચવે ત્યારે? એમ ન જ બને એવું કોણ કહી શકશે?

આવી સ્થિતિમાં અરજી વગેરે રાજમાન્ય રસ્તા લઈ શકાય. તેથી પણ જો ન પતે તો 'અમલી' ઉપાય લેવો પડે. એટલે મતાધિકાર છતાં સત્યાગ્રહની જરૂર ઊભી જ રહે છે. એક પ્રજાની અંદરઅંદર સશસ્ત્ર બળવા થયા કરે એ અકલ્પનીય છે. એટલે પ્રજા પાસે એવું બળ હોવું જોઈએ કે જે દ્વારા તે સરકારને પોતાની દાદ અમલી રીતે સંભળાવી શકે, અને જરૂર પડે તો નમાવી પણ શકે. આવું તો સત્યાગ્રહી બળ છે. તેથી તેની તુલના મતાધિકાર સાથે કરવી અયોગ્ય છે. જો કરવી જ હોય તો તે શસ્ત્રબળ જોડે શક્ય છે. તે બળ વિષે તો આપણે શરૂઆતમાં જ જોયું કે તે ત્યાજ્ય છે.

બર્ટ્રાન્ડ રસેલ 'રોડ્ઝ ટૂ ફ્રીડમ'માં નીચેના વાક્યથી અજાણ્યે સત્યાગ્રહની જ ચોખ્ખી હિમાયત કરે છે, જોકે તેમાં અહિંસાનું સ્થાન તેણે ભાર આપીને સ્પષ્ટ નથી બતાવ્યું:

* જુઓ તેનું 'Hindrances to Good Citizenship' પુસ્તક.

"જો આપણે ભૂલતા ન હોઈએ તો, એક પણ એવી રીત નથી કે જેના દ્વારા આખા સમાજનું પ્રતિનિધિમંડળ . . . પોતે એકલું વ્યક્તિના સ્વાતંત્ર્યનું પૂરતું રક્ષક બની શકે. એટલે પૂરતી સ્વતંત્રતા સાચવવાનો એકમાત્ર રસ્તો એ છે કે, (અને આ પણ ઘણી નાની લઘુમતીઓને માટે અપૂરતો હશે) ખાસ વિશિષ્ટ હિતસંબંધવાળા શહેરીઓના સંઘ રચી સંગઠન કરવું. આ સંઘ તેમનાં આંતરિક કાર્યોમાં સ્વતંત્રતા સાચવવાના નિશ્ચયવાળા, જો તેમાં દખલ કરાય તો તેની સામે જરૂર પડયે હડતાલથી પણ સામે થવાની ખુશીવાળા, અને ઘણા માણસોને જો તેમનો હેતુ ન્યાયી લાગે એવો હોય તો સફળતાપૂર્વક સરકારના વ્યવસ્થિત બળની સામે થવા પૂરતા તાકાતવાળા, હોવા જોઈએ. (આ તાકાત પોતામાં જ હોય અથવા પોતા તરફ લોકની સહાનુભૂતિ મેળવવામાં હોય.) આ પદ્ધતિ ક્યારે સફળ થાય કે જો આપણી પાસે આને માટે આવશ્યક સંસ્થાઓ હોય એટલું જ નહિ, પણ સ્વાતંત્ર્યને માટે લોકવ્યાપી માન અને સરકાર આગળ આચારમાં કે વિચારમાં, બેઉ રીતે, નમી ન પડવાનો ટેકીલો સ્વભાવ હોય. આવા સમાજમાં અવ્યવસ્થા થવાનું થોડું જોખમ તો હોવાનું જ. પરંતુ સર્વશક્તિમાન મધ્યસ્થ સત્તાની અનુષંગી એવી જે નિશ્ચેષ્ટતા, તેની ભીતિની સરખામણીમાં જોઈએ તો, આ જોખમ વિસાતમાં લેવા જેવું નહિ લાગે."

અને સાથે સાથે જો એ પણ યાદ રાખીએ કે બર્ટ્રાન્ડ રસેલ બતાવે છે તે પદ્ધતિનો (જેને આપણે સત્યાગ્રહી પદ્ધતિ કહીએ તોય વાંધો નથી) અવેજ હિંસક ક્રાંતિ જ છે, તો તો આ જોખમ કાંઈ જ વિસાતનું નહિ લાગે.

આમ આપણે જોયું કે, ક્રાંતિ અને મતની સરખામણીમાં સત્યાગ્રહને પોતાનું સ્વતંત્ર સ્થાન સમાજમાં છે. એથી તો ઘણી વાર સત્યાગ્રહને નિઃશસ્ત્ર ક્રાંતિ, બેઠો બળવો, એવાં નામ પણ આપવામાં આવે છે.

૫

સત્યાગ્રહ, સમાજવાદ અને સામ્યવાદ વચ્ચે એક બીજો મહત્ત્વનો ભેદ છે તે છેવટમાં જોઈએ. સમાજવાદ અને સામ્યવાદ રાજસત્તા મેળવવાની નેમ રાખનારી રાજકીય ફિલસૂફીઓ છે. તે દૃષ્ટિએ તેમનાં

સાધનો વિચારાયેલાં છે. આમપ્રજાના પ્રતિનિધિઓના હાથમાં રાજસત્તા આવે એ દૃષ્ટિએ એમની ઉત્પત્તિ અને વિકાસ થયાં છે. સત્યાગ્રહનું એમ નથી. રાજસત્તાની જ સામે થવા કે રાજસત્તા મેળવવા તે ઉત્પન્ન નથી થયો. તે જીવનની અને સમાજની સ્વતંત્ર અને સાંગોપાંગ ફિલસૂફી છે. એ રીતે તે પહેલા બે વાદોની જેમ સંકુચિત ફિલસૂફી નથી.

આ ઉપરથી એમ પણ નથી સમજવાનું કે, રાજસત્તાને અને તેને કશો સંબંધ નથી. બેઉને અરસપરસ લેવાદેવા છે, અને રાજસત્તા લોકના જીવન ઉપર વધારેમાં વધારે અસરકારી બળ હોવાથી સવિશેષ છે. પરંતુ સત્યાગ્રહની ફિલસૂફીમાં, રાજસત્તાને સમાજશાસ્ત્રમાં આજે જે વધારેપડતું સ્થાન આપવાનું વલણ છે, એવું નથી. એટલે સામ્યવાદ કે સમાજવાદની જેમ સત્યાગ્રહ માત્ર રાજપ્રકરણી સિદ્ધાંત જ નથી. આપણે શરૂઆતમાં જ જોયું કે તેની ઉત્પત્તિ કુટુંબધર્મમાંથી થયેલી છે.

તેને સુધારકનું શસ્ત્ર કહેવામાં આવે છે. તે રીતે તેની ઉત્પત્તિ પણ થઈ છે. આર્થિક, ધાર્મિક, સામાજિક, વૈયક્તિક કે સામુદાયિક બધાં જ ક્ષેત્રોમાં કામ કરવાને તે ખપ લાગી શકે છે. હિંદમાં આપણે તેને સ્વરાજપ્રાપ્તિ અર્થે મુખ્યત્વે રાજદ્વારી ક્ષેત્રમાં વાપરતા આવ્યા છીએ, એથી એવી ભૂલમાં પડાય છે કે, સત્યાગ્રહ રાજપ્રકરણી શસ્ત્ર છે અને રાજસત્તા મેળવવા સારુ છે. ખરી રીતે જોતાં તો, એ પ્રજાકીય સુધારાનું શસ્ત્ર છે; અને આજે આપણે ત્યાં સ્વરાજ મેળવવું એ મહત્ત્વનો સુધારો હોઈ, તેને માટે એ વાપરીએ છીએ.

થોડા વખત પર ગાંધીજીએ પોતાનાં કાર્યોનો ઉદ્દેશ જણાવતાં આ રહસ્ય સ્પષ્ટ જણાવ્યું હતું :

> "મારું સુધારકનું કામ રાજપ્રકરણી કામ કરતાં ઓછું છે એમ ન માનશો. ખરી વાત તો એ છે કે, મારું સમાજસુધારાનું કામ, રાજપ્રકરણી કામની મદદ ન લઉં તો, સહેલાઈથી ન થાય એમ મને લાગ્યું, ત્યારે જ હું રાજકાજમાં પડ્યો અને તેટલે જ અંશે હું પડ્યો." *

---

* 'નવજીવન' તા. ૯–૮–'૩૧

સત્યાગ્રહ માટે પણ આ સાચો ભેદ છે. તે સુધારાને અર્થે શોધાયેલો 'અમલી' ઉપાય છે. માનવહિતની દૃષ્ટિએ તેની યોજના કરાયેલી છે. સમસ્ત માનવજાતને કલ્યાણકારી એવાં અહિંસા અને સત્યના પાયા ઉપર તે રચાયો છે. આથી તેની અને સમાજવાદ તથા સામ્યવાદની મૂળ કલ્પના જ જુદી છે.

આ ભેદ થોડા વખત ઉપર થયેલી ગાંધીજી અને મદ્રાસના શ્રી. સત્યમૂર્તિ વચ્ચેની ચર્ચામાં સારી રીતે છણાયેલો જોવા મળે છે. ગોળમેજી પરિષદમાં જવા બાબત ચર્ચા કરતાં ગાંધીજીએ લખ્યું કે,

"મારી કલ્પનાની લડત, આ કોમી ઉકેલ ન થાય ને મહાસભાના પ્રતિનિધિની હાજરી ગોળમેજી પરિષદમાં ન હોય તોયે, કાંઈક તો થશે જ. તે પ્રમાણે ભલે કોમી ભાવને વશ રહેલા હિંદુ-મુસલમાન ઇત્યાદિ અંગ્રેજોની સાથે સત્તામાં થોડોઘણો ભાગ પડાવી રાજ્ય ચલાવવામાં પોતાનો ભાગ માને. મહાસભા તે રાજસત્તા પાસેથી તે સત્તા માગવાને બદલે જે વસ્તુને સારુ સત્તા જોઈએ તે વસ્તુ માગશે, ને તે ન મળતાં સત્યાગ્રહ વડે લડશે. રાજસત્તા નામને સારુ આપણે નથી જોઈતી, કામને સારુ જોઈએ છે. કામ છે કરોડોની સેવા કરવાનું તેઓની આર્થિક, નૈતિક, સામાજિક સ્થિતિ સુધારવા રાજ્યની લગામ આજે ન મળતી હોય તો કામ રોકવાની આવશ્યકતા નથી. . . . આમ લડતાં કાં તો માગેલા સુધારા થાય ને કાં તો સત્તાધિકારી લડનારી પ્રજાને સત્તા સોંપે."*

ગાંધીજીના આવી જાતના મતથી અસંતુષ્ટ થઈ શ્રી. સત્યમૂર્તિએ ચર્ચાપત્ર મોકલ્યું કે,

"આ મને બરાબર નથી લાગતું. મને લાગે છે કે, મહાસભા હમેશાં રાજસત્તાને માટે જ લડતી આવી છે, કારણ રાજસત્તા વિના કશું જ શક્ય નથી."

એના જવાબમાં ગાંધીજીએ પોતાનું મંતવ્ય વિશેષ ચોખ્ખું કરીને લખી જણાવ્યું:

"રાજસત્તા મેળવવી એટલે દેશના પ્રતિનિધિઓ દ્વારા પ્રજાજીવનને ઘડવાની સત્તા મેળવવી. પણ જો પ્રજાજીવન આપોઆપ જ ઘડાતું જાય,

* 'નવજીવન,' તા.૨૧-૬-'૩૧

તો પ્રતિનિધિઓને સત્તા મેળવવાની ગરજ ન રહે. તે વેળા એક પ્રકારનું સંસ્કારી સંયમી અરાજક હશે . . . એટલે જ થોરોએ પોતાનું મહાવાક્ય ઉચ્ચાર્યું કે, જેમાં રાજસત્તાનો અમલ ઓછામાં ઓછો તે રાજ્ય ઉત્તમોત્તમ. એટલે હું જો રાજસત્તા ઇચ્છતો હોઉં તો તે મહાસભા જે સુધારા કરવા ઇચ્છે છે તેને માટે. એટલે એ સત્તા મેળવવામાં જ્યારે એટલી બધી શક્તિ ખરચાઈ જતી હોય કે જેથી પેલા સુધારા જ અટકી જાય, તો હું એ સત્તા મેળવવાની લપ છોડી દેવાની સલાહ આપું. . . . હું સુધારા કરવામાં જ પ્રજાની શક્તિ ખરચું."

શ્રી. સત્યમૂર્તિએ પોતાના ચર્ચાપત્રમાં સત્યાગ્રહથી અને કાયદાથી સુધારો કરવાની શક્તિની સરખામણી કરી હતી અને કહ્યું હતું કે કાયદાની શક્તિ વધારે છે:

"મદ્યપાનનિષેધ એ દુકાનો અને પીઠાંની ચોકીથી કરવો એટલો સહેલો નથી જેટલો સરકારી કાયદા કે હુકમથી કરવો સહેલો છે."

આના જવાબમાં ગાંધીજીએ જે જણાવ્યું તેમાં આપણને સત્યાગ્રહ ખરેખર કઈ વસ્તુ છે અને તે રાજપ્રકરણમાં કયો ઇરાદો રાખનાર બળ છે તે જોવા મળે છે. તેમણે કહ્યું:

"મદ્યપાનનિષેધ કે વિદેશીવસ્ત્રબહિષ્કારનો કાયદો ત્યારે જ થશે કે જ્યારે તેની પાછળ પ્રજામત થયો હશે. આના જવાબમાં કોઈ કહેશે કે, પ્રજામત તો આજે પણ આ બંને વસ્તુ માગે છે, પણ વિદેશી સરકાર છે એટલે એ કાયદા આપતી નથી. આ અર્ધસત્ય છે. આપણા દેશમાં પ્રજામત હમણાં હમણાં પ્રબળ થતો જાય છે, અને તેનું જે સાચું પીઠબળ સત્યાગ્રહ છે તે ખીલવતો જાય છે. એ જે પ્રજા પાસે આવી જાય તે જોઈતા કાયદા કરાવે, ન જોઈતા કાયદા રદ કરાવે, એટલે કે સ્વરાજ લે."

આ લાંબી ચર્ચામાંથી આપણે એ જોઈ શકીએ છીએ કે, મતાધિકાર સત્યાગ્રહનો અવેજ નથી, અને સત્યાગ્રહ સત્તા મેળવવાનો નહિ પણ મનુષ્યહિતના હરકોઈ ક્ષેત્રમાં સુધારો કરાવવાનો ઇરાદો રાખે છે. સામ્યવાદ, સમાજવાદ વગેરે રાજદ્વારી વાદોથી તેનો આ ભેદ નાનોસૂનો ન કહેવાય. તેનું મહત્ત્વ એટલું બધું મૌલિક છે કે

શ્રી. કાકાસાહેબે એ ભેદને પૂર્વ અને પશ્ચિમની પ્રજાના સ્વભાવભેદ તરીકે વર્ણવ્યો છે:

"રાજાની જોહુકમી સામે જ્યારે જ્યારે યુરોપમાં પ્રજાએ બળવો કર્યો છે, ત્યારે ત્યારે બની શકે તેટલી સત્તા રાજાના હાથમાંથી છીનવી લઈ પ્રજાના હાથમાં રાખવી એ એનો ઉદ્દેશ હોય છે. હિંદુસ્તાનમાં આપણે આપણા પર કોણ રાજ્ય કરે છે એની બહુ ચિંતા નથી રાખતા. પ્રજાના આદર્શ અને ઇચ્છા પ્રમાણે રાજકર્તાઓ રાજ કરે એટલે લોકો રાજી. રાજા જો આડે રસ્તે જાય તો પ્રજા પોતાની ઇચ્છાનો આગ્રહ રાખે છે અને રાજાને પ્રજામત આગળ નમવું પડે છે. આમાં પ્રજા કાયદો પોતાના હાથમાં લેતી હતી એ ખરું, પણ પ્રજાને રાજપદ હાથમાં લેવું ન હતું. પ્રજા પ્રજા જ રહેવા માગતી હતી. આવી રીતે રાજાને કાબૂમાં રાખવા માટે પ્રજામાં સામાજિક સંગઠન અને અખંડ જાગૃતિ જોઈએ છે. આ બે વસ્તુઓ હોય તો જબરદસ્ત સલ્તનતને પણ પ્રજામત આગળ નમવું પડે."*

અને છતાં હારનાર પક્ષમાં વેરવૃત્તિ ન ઊપજે એ સત્યાગ્રહની ખાસ ખૂબી છે. ગાંધીજીએ સાચું જ કહ્યું છે કે, "સત્યાગ્રહમાં બેવડો ગુણ છે: સત્યાગ્રહ કરનારે તેથી ચડે છે, તેમ જ જેની સામે તે કરવામાં આવે છે તે પણ તેથી ચડે છે."

* 'નવજીવન,' ૨૮-૬-'૩૧

## ૧૨

# સત્યાગ્રહની મર્યાદા

"વાત વાતમાં કોઈ સત્યાગ્રહ કરે તો એ દુરાગ્રહ થયો. તેમ શક્તિનું માપ લીધા વિના એ શસ્ત્રોનો ઉપયોગ કરે અને પછી હાર ખાય તેમાં પણ પોતે તો કલંકિત થાય જ, પણ એવા અવિવેકથી શસ્ત્રને સુધ્ધાં એ દૂષિત કરે."

— ગાંધીજી

અત્યાર સુધી આપણે સત્યાગ્રહનો સિદ્ધાંત મોટે ભાગે તપાસતા હતા. હવે આપણે તેના ઉપયોગ તરફ વળીએ. તેમાં પહેલી જ વાત તેની મર્યાદા વિચારવાની આવે છે! સત્યાગ્રહ એક રીતે જોતાં સજ્જનતા કે સભ્યતાનો મર્યાદાધર્મ જ છે એમ કહેવાય! એની કેટલીક વિગતો આપણે અહીં જોઈએ.

૧

એક વાત મનમાંથી કાઢી નાખવાની જરૂર છે કે, શસ્ત્રબળને મર્યાદા નથી અને સત્યાગ્રહને છે. તપાસતાં ઊલટું જ માલૂમ પડે છે કે, સત્યાગ્રહને જો છે તો શસ્ત્રબળ કરતાં બિલકુલ જૂજ છે. સંખ્યા, શસ્ત્રાસ્ત્રની છત, ધન, હુમલો કરવાની પરિસ્થિતિનો લાગ વગેરે બધું શસ્ત્રયુદ્ધની મર્યાદામાં ગણાય. અને એ મર્યાદા નાનીસૂની નથી. તેને કારણે તો શસ્ત્રમાં હારેલો માણસ, બીજી ગતિ ન દેખવાથી, માનભંગ વેઠીને વેરની ગાંઠ વાળી બેસી રહે છે. સત્યાગ્રહી માટે એવો પ્રસંગ ન આવે. સત્યાગ્રહની મર્યાદા તો તેની વ્યાખ્યામાંથી જે નીપજે છે તે જ છે. બાકી સાધનની મર્યાદા તો તેને છે જ નહિ એમ કહેવાય. સહન કરવાની શક્તિ હોય અને સત્યને ખાતર નીડર થઈ જે કરવાનું આવે તે કરવા તત્પરતા હોય તો બસ. તેથી તો સત્યાગ્રહને સ્વાવલંબન અને સ્વાભિમાન તથા નીડરતાનો માર્ગ કહ્યો છે.

વ્યક્તિગત સત્યાગ્રહ માટે તો કદાચ સાવ નહિ જેવી જ મર્યાદા છે, કેમ કે અહિંસા ધારણ કરી પોતાને સાચું લાગે તે કરવામાં કશા પ્રતિબંધની જરૂર નથી. અહિંસક હોવાથી સત્યાગ્રહની ભૂલ તેને જ

ભોગવવી પડશે, અને ભૂલ જણાયે તે સુધારવા તત્પર હોવાથી સત્યાગ્રહ સ્વયંસુધારક બને છે.

પરંતુ સામુદાયિક સત્યાગ્રહમાં ભૂલનું પરિણામ આખા સમુદાયને માથે આવે છે; તેથી સત્યાગ્રહ શરૂ કરતાં પહેલાં ખૂબ વિચારવાની જરૂર રહે છે. તેમાંય સત્યાગ્રહ કરનાર સમુદાયની બહારના લોક તો સુરક્ષિત રહી શકે છે એ ગુણ તો સત્યાગ્રહનો છે જ; જ્યારે સશસ્ત્ર પ્રયોગમાં બધાં જ દુઃખનાં ભાગી થાય છે. પરંતુ આખા સત્યાગ્રહી સમુદાયને પણ નાહકના દુઃખમાં ઉતારવાનું જોખમ ખેડવું એ જવાબદારીનું કામ છે. તેથી મર્યાદાનો વિચાર કરવાની જરૂર રહે છે. જો તેમ ન થાય તો, મથાળે ટાંકેલા વાક્યમાં જણાવ્યું છે તેમ, સત્યાગ્રહ દુરાગ્રહમાં જ ખપે અને સાચું શસ્ત્ર પણ વિનાકારણ વગોવાય.

એટલે, સત્યાગ્રહ શરૂ કરવાનો નિર્ણય કરવાનું કામ ખૂબ જવાબદારીનું અને દીર્ઘદૃષ્ટિનું છે. કુશળ અને સેવાભાવી તથા ધૈર્યવાન નેતા તેને માટે આવશ્યક છે. કહેવામાં આવે છે કે સત્યાગ્રહના યુદ્ધમાં નેતાની જરૂર નથી. આ તો અમુક અર્થમાં જ સાચું છે. બાકી, નેતા વિના સમુદાય સત્યાગ્રહ શરૂ જ ન કરી શકે. અને એક નેતા ગયે બીજો આવે ને એમ પરંપરા અખંડ ચાલતી રહે એ પણ વિચારવું પડે, એ આપણે અનુભવે જોયું છે. એક વાર યુદ્ધ શરૂ થયા પછી ને તેની નીતિ ઘડાયા પછી એક બાળક પણ તેનો નેતા બની શકે એ દૃષ્ટિએ કહી શકાય કે તેમાં નેતાની જરૂર નથી. બાકી 'વિજયી સત્યાગ્રહને સારુ . . . કુશળ અને ગુણી નેતા' તો જોઈએ.

અને એણે જે સમુદાયની આગેવાની લેવી છે તેનો સેવા દ્વારા પ્રેમ સંપાદન કરેલો પણ હોવો જોઈએ, એ શસ્ત્રયુદ્ધ કરતાં પ્રેમયુદ્ધમાં વધારે સાચું છે. સત્યાગ્રહની ચાવી ખુશીથી અપાતા બલિદાનમાં, એટલે કે ત્યાગ અને તિતિક્ષામાં, રહેલી છે. અને બલિદાન તો લોકો તો જ હોંશે આપે જો તેમની અને નેતાની વચ્ચે પ્રેમગાંઠ જામી હોય. તેથી તો આપણે જોઈએ છીએ કે, જ્યાં સત્યાગ્રહની પૂર્વતૈયારીરૂપે પ્રેમભૂમિકા સેવા દ્વારા તૈયાર કરેલી નથી હોતી ત્યાં તે તૈયાર કરવી પડે છે. અને એ બહુ સારી વસ્તુ છે: ઉતાવળ કરનાર પર એ બહુ

હિતકર સંયમ છે. નહિ તો ખાલી ચળવળિયા લોક (Demagogues) ગમે ત્યારે સત્યાગ્રહ ઊભો કરી મૂકી અવ્યવસ્થા અને રંજાડ ન કરી મૂકે?

સત્યાગ્રહ ચળવળિયાએ ઊભું કરેલું તૂત નથી. એ તો સમુદાયની ઊંડી ઉત્કટતામાંથી ઊપજે ત્યારે શરૂ કરવામાં આવતું ધર્મયુદ્ધ છે. તેથી તો ગાંધીજી ઘણી વાર કહે છે કે, સત્યાગ્રહીને લડત સહેજે સાંપડે છે, ને આમ ચેતવણી આપે છે કે, "જ્યાં જ્યાં અનીતિ અન્યાય જુઓ ત્યાં ત્યાં ચડાઈ કરવા બંધાયા છો એમ ન માનતા. પણ મૂગે મોઢે રચનાત્મક કામ કરી યોગ્યતા મેળવો. ચડાઈ વહોરવા ન નીકળો. તમારે આંગણે આવે ત્યારે વધાવજો."* તો જ તે લોકપ્રિય બને છે ને સફળ પણ થાય છે. આથી જ, સશસ્ત્ર સૈનિકની જેમ, સત્યાગ્રહ કરનારા ગમે ત્યાંથી ભાડૂતી નથી લાવી શકાતા. અંતે તો જે સમુદાયને સીધો અન્યાય વસેલો છે તેણે જ વિરોધી પક્ષની ટક્કર ઝીલવાની છે. બીજા તો તેને, બહુ બહુ તો, મદદ જ કરી શકે. એટલે, જો તે સમુદાયની જ મૂળ શક્તિ ન હોય તો તેને ઉછીની આપી ન લડાવી શકાય. સમુદાયને થયેલો અન્યાય તપાસવો, સમુદાયની શક્તિનો અંદાજ કાઢવો, તેને જરૂરી સલાહ આપવી વગેરે કામો નેતા કરી શકે. અને તે તેણે જ કરવાનાં કામો છે. પરંતુ પોતાની મૂળ તાકાત જો સમુદાયમાં ન હોય તો તાત્કાળિક તે નહિ આપી શકાય. એવે સ્થાને નેતાએ 'મૂગે મોઢે રચનાત્મક કામ કરીને' ધીરજથી તે ઉપજાવવી જોઈશે. આ મૂળ તાકાત છે કે નથી તે નિર્ણય કરવા માટે નેતામાં સમતોલપણું, ધીરજ અને અન્યાય જોઈને આવી જતા આવેગ પર કાબૂ રાખવાની શક્તિ જોઈએ. તે ન હોય તો સમુદાયને તે ખાડામાં જ નાખે.

થોડા વખત પર થયેલા મોરબી સત્યાગ્રહના પ્રસંગ પર ચર્ચા કરતાં ગાંધીજીએ આ મહત્ત્વની મર્યાદા તરફ ધ્યાન ખેંચ્યું હતું તે અહીં જોવા જેવું છે:

---

* 'નવજીવન,' ૧૯–૭–'૩૧

"જેના સ્વભાવમાં અહિંસા છે, જે સહેજે સત્યાગ્રહી છે, જેને રોમ રોમ સત્ય વ્યાપી રહ્યું છે, જે સેવાની મૂર્તિ છે, તે જગદ્બંધ છે. . . . તેને તેની ઇચ્છા પ્રમાણે સત્યાગ્રહ કરવાનો અધિકાર છે એમ કહેવાપણું જ ન હોય. પણ જે ક્રોધથી, મદથી ભર્યા છે, જેનામાં અહંભાવની માત્રા સારી પેઠે છે અને આવેશને લીધે જેની મતિ ડહોળાઈ ગઈ છે, તેમને હું અવશ્ય કહું, ધીરજ રાખજો. અજાણપણે પણ અવિચારી પગલું ભરશો તો તેનું પરિણામ કડવું આવશે જ. એટલું જ નહિ પણ અત્યારે થોડીઘણી મર્યાદા જળવાતી હશે તે પણ તૂટશે; અને તે વેળા ભવિષ્યની પ્રજા જે કહેવાતા સત્યાગ્રહના ત્રાસથી પીડાતી હશે તે આપણને શાપ દેશે ને સત્યાગ્રહ વગોવાશે. વિચારશીલ મનુષ્યે સત્યાગ્રહની મર્યાદા ઓળખી લેવી ઘટે છે. અથવા સત્યાગ્રહનું નામ મૂકી દો ને સ્વેચ્છાપૂર્વક વર્તો. જગત તમને ઓળખશે. પણ સત્યાગ્રહને નામે થતાં પણ તેને ન છાજતાં કામોથી તો જગત પણ વ્યાકુળ થાય, મૂંઝાય ને તેને પોતાની દિશા ન સૂઝે."*

થોડા દિવસ બાદ ૧૯–૭–'૩૧ ના 'નવજીવન'માં આ જ મર્યાદા વધારે સરળતાથી તેમણે ફરી સમજાવી હતી:

"જો ધીરજ રાખે તો સત્યાગ્રહીની સામે એવો એક પણ અન્યાય નથી કે જેને સારુ તેની પાસે ઇલાજ ન હોય. આટલું યાદ રાખવાની જરૂર છે કે, સત્યાગ્રહમાં જેની ઉપર અન્યાય થાય છે તેનામાં જો મુદ્દલ શક્તિ ન હોય તો તે શક્તિ વિના અન્યાયની સામે થવાનું સાધન નથી. એ સત્યાગ્રહની મર્યાદા છે. સત્યાગ્રહનું કામ પદાર્થપાઠ આપી દુઃખિતને દુઃખમાંથી મુક્તિ મેળવવા તૈયાર કરવાનું છે. જ્યાં સુધી તે તૈયાર ન થાય ત્યાં સુધી સત્યાગ્રહીને ધીરજ રાખવી પડે છે. એમાં જો સત્યાગ્રહની મર્યાદા છે તો તેની ખૂબી પણ છે. એટલે સત્યાગ્રહી કોઈનો વડીલ કે વાલી નથી બનતો એ દુઃખીની સાથે દુઃખ ભોગવીને તેનો સાથી બને છે, ભાગીદાર બને છે."

## ૨

સત્યાગ્રહની થઈ ગયેલી લડતો તપાસતાં એક સામાન્ય માનસસ્થિતિ જોવામાં આવે છે તે સત્યાગ્રહની મર્યાદા વિચારતી વખતે યાદ રાખવાની

* 'નવજીવન,' ૫–૭–'૩૧

છે. જેમ શસ્ત્રયુદ્ધમાં તેમ સત્યાગ્રહમાં પણ એની પૂર્વતૈયારીરૂપ અમુક માનસિક ક્ષોભ જોવામાં આવે છે. કહેવાય છે કે, ૧૯૧૪ના યુરોપીય યુદ્ધ વખતે ઇંગ્લંડ વગેરે દેશોની એવી સ્થિતિ હતી કે લડવામાંથી તેમને રોક્યા રોકી ન શકાય,—એવું પ્રબળ યુદ્ધમાનસનું મોજું ત્યાં ચડી આવ્યું હતું. એના જેવું જ અદમ્ય ક્ષોભનું માનસ સત્યાગ્રહની શરૂઆતમાં પણ જોવામાં આવે છે: અસત્ય કે અન્યાય કે સ્વમાનભંગનો કારી ઘા એવો તો લાગેલો હોય છે કે કાંઇક કરી નાખવાને માટે લોક સમસમી ઊઠ્યા હોય છે. આવા સમસમાટમાંથી સત્યાગ્રહી નેતા સત્યાગ્રહ ઉપાડી શકે.

દક્ષિણ આફ્રિકામાં કેવા તીવ્ર સ્વમાનભંગના વાતાવરણમાં સત્યાગ્રહનો જન્મ થયો હતો તે આપણે આગળ જોઈ આવ્યા. એવી જ સ્થિતિ લગભગ દરેક લડત વખતે જોવા મળે છે. રૉલેટ કાયદાનો સત્યાગ્રહ જુઓ, પંજાબની ઘોર હત્યાની અસર જુઓ, બોરસદના લોકની હૈડિયાવેરાથી ક્ષુબ્ધ મનોદશા જુઓ, ખેડાની મહેસૂલબંધીની પૂર્વેનો લોકમતનો અનાદર જુઓ,—બધે જ તીવ્ર અન્યાય કે સ્વમાનભંગનું ગરમ વાતાવરણ અચૂક દેખાશે. ગયા વરસના સ્વાતંત્ર્યયુદ્ધની શરૂઆત તો બધાને હજી તાજી જ મન પર છે એટલે તે વિષે કંઈ કહેવાની જરૂર નથી.

આવા વાતાવરણમાંથી સત્યાગ્રહ જન્મે છે, પણ તે આપોઆપ જન્મે છે એમ નથી હોતું. કુશળ સત્યાગ્રહી નેતાનો એ વખતે જો તેમાં હાથ હોય, તો જ તે આવી ગરમીને શાંત સત્યાગ્રહી કાર્યમાં વાળી લે છે. પ્રજાકીય નેતાની આવે વખતે જ ખરી ખોટ જણાય છે. તેનો આવે પ્રસંગે શો ધર્મ છે તે નીચેના રમૂજી સંવાદ પરથી સરસ રીતે સમજાય છે. વિરમગામની જકાતને અંગે, ગાંધીજીએ તેમના એક ભાષણમાં તેની સામે સત્યાગ્રહનો ઉલ્લેખ કર્યો હશે. તે વાંચીને મુંબઈ સરકારનો તે વેળાનો મંત્રી ધગી ઊઠેલો. એટલે જ્યારે ગાંધીજી તેને મળવા ગયા ત્યારે તેણે કહ્યું,

"તમે આને ધમકી નથી માનતા? અને આમ શક્તિમાન સરકાર ધમકીને ગાંઠે?"

ગાંધીજીએ તેનો ઠંડે પેટે જવાબ આપ્યો,

"આ ધમકી નથી. આ લોકકેળવણી છે. લોકને પોતાનાં દુઃખ દૂર કરવાના બધા વાસ્તવિક ઉપાયો બતાવવાનો મારા જેવાનો ધર્મ છે. જે પ્રજા સ્વતંત્રતા ઇચ્છે તેની પાસે પોતાની રક્ષાના અંતિમ ઇલાજ હોવા જોઈએ. સામાન્ય રીતે આવા ઇલાજો હિંસક હોય છે. સત્યાગ્રહ એ શુદ્ધ અહિંસક શસ્ત્ર છે. તેનો ઉપયોગ અને તેની મર્યાદા બતાવવાનો મારો ધર્મ માનું છું. અંગ્રેજ સરકાર શક્તિમાન છે એ વિષે મને શંકા નથી. પણ સત્યાગ્રહ સર્વોપરી શસ્ત્ર છે એ વિષે પણ મને શંકા નથી." *

નેતાનો ધર્મ પ્રજાને દોરવાનો છે, તેને યોગ્ય પ્રસંગે યોગ્ય સલાહ આપવાનો છે, એ આ પરથી દેખાય છે. પરંતુ તેનું કામ અંતે તો પ્રજાના ઉકળાટને વાળી આપવાનું જ હોય છે. તે ઉકળાટ નેતાએ ઉત્પન્ન કરેલો નથી હોતો. લોકકેળવણી દ્વારા નેતા તેને વ્યવસ્થિત રૂપ આપી પ્રચંડ શક્તિ બનાવે એટલું જ. પરંતુ તે શક્તિ ઘડવાનું સાહિત્ય તો લોકજાગૃતિ જ છે. અમદાવાદના મજૂરોને તમે જ હઠે ભરાવ્યા છે ને તમે ફૂટવ્યા છે, એવી જાતનો આક્ષેપ ગાંધીજી પર, તેમની સત્યાગ્રહની લડત વખતે, કરવામાં આવ્યો હતો. ગાંધીજીએ તેનો જે જવાબ આપેલો તેમાંથી આ વસ્તુ જોવા મળે છે:

"મજૂરોને હું બધું સમજાવી શકું જ એમ શા સારુ મનાય છે? હું કહું છું કે, જે ઉપાયો મેં લીધા છે તે ઉપાયોથી જ મજૂરો હાથમાં રહી શક્યા છે. હવે હું તેઓની પ્રતિજ્ઞા તોડવાના ઉપાયો રચું? રચું તો મારું ડોકું ધડથી નોખું તેઓ ન કરે?" ×

એટલે એ બરાબર યાદ રાખવું જોઈએ કે, નેતા લોકના ઉકળાટ અને જાગૃતિને નુકસાનકારી માર્ગે જતાં અટકાવી ઉપયોગી રસ્તે વાળે છે એટલું જ.

આ પ્રાથમિક ઉકળાટ અને જાગૃતિ જોઈ અતિ ઉત્સાહી પ્રજાનાયક ભૂલ ખાય એવો સંભવ છે. એટલામાત્રથી લડત ન ઊપડી શકે. તેની પાછળ સંગીનતા કેટલી છે તે પણ જોવું જોઈએ. નહિ તો, દૂધના ઊભરાની જેમ, ગરમી ગયે બધું બેસી જાય તો ફજેતી થાય અને

* 'આત્મકથા,' ભા–૨, ખંડ ૫ મો, પ્ર૦ ૩

× 'એક ધર્મયુદ્ધ,' પા. ૨૯

એથીય વધારે તો લોકને દુઃખી કરાય ને સત્યાગ્રહ વગોવાય. "બે ચાર જુવાનોનો ઉત્સાહ મોટી લડત ચલાવવાને સારુ બસ નથી. જ્યાં લોકો તૈયાર નથી ત્યાં લોકોને નામે કંઈ પણ હાથ ધરવું એ બધી રીતે હાનિકારક છે." સત્તાધીશનો સામો પક્ષ કેટલું દમન કરશે એની કલ્પના ન કરી શકાય. તેથી "સત્તાધીશ પોતાથી બને તેટલા સખત ઇલાજો લઈ લડત દબાવવાના પ્રયત્ન કરશે એમ માનીને જ લડતો ઉપાડવી જોઈએ."* એટલે લોકજાગૃતિનું પૂરેપૂરું માપ પ્રથમથી કાઢી લેવું જોઈએ. તે ધારી વધારી કે ઘટાડી શકાતી નથી. પ્રત્યક્ષ દમન અને સહન કરવાની સામે, તે તો લોકની ત્યાગશક્તિ પર જ છેવટે આધાર રાખે છે. બીજી બાજુથી એ પણ જોવાનું કે, આ ઉકળાટમાં ને ઉકળાટમાં પ્રજા નેતાના હાથમાંથી ન ચાલી જવી જોઈએ; એટલે કે, નેતાનું નિયમન પૂરું હોવું જોઈએ. નહિ તો લોક હિંસા પર પણ ચડી જાય. તોય પણ સત્યાગ્રહ ન ચલાવી શકાય.

આમ બેઉ બાજુથી નિશ્ચિંત થવા સારુ સત્યાગ્રહમાં પ્રતિજ્ઞાનું મહત્ત્વ, તેની શોધની શરૂઆતથી, મનાતું આવ્યું છે. આપણે જોયું કે, પ્રતિજ્ઞાની વાતથી દક્ષિણ આફ્રિકાની નાટકશાળાની સભામાં ગાંધીજી પર કેટલી બધી ભારે અસર થઈ હતી. જેઓ પ્રતિજ્ઞા લે છે તેઓ ગમે તેટલા દમનથી પણ થાકયા વિના સત્યને વળગી રહેવા અને અહિંસા પાળવા બંધાય છે. અને આવી જાતની પ્રતિજ્ઞા લીધા વિના સત્યાગ્રહમાં કોઈ પણ ન જોડાઈ શકે એવો નિયમ રાખવામાં આવે છે. હંટર કમિટીના એક સભ્યે ગાંધીજીને પૂછ્યું હતું, "સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધા વિના લોકો એ હિલચાલમાં ભાગ લઈ શકે?" ગાંધીજીએ જવાબ આપ્યો, "પ્રતિજ્ઞા નહિ લેનારને હું કાયદાનો સવિનયભંગ કરવામાં સામેલ ન થવા દઉં, પણ તેમની બીજી બધી મદદ અવશ્ય માગું અને લઉં." પ્રતિજ્ઞા વિના સમજી જ નહિ શકાય કે કોણ ખરા અને કોણ ખોટા છે.

આ પ્રતિજ્ઞાને લીધે નેતાની જવાબદારી પણ ભારે બને છે. મજૂર-યુદ્ધ વેળા ગાંધીજીએ ઉપવાસ કર્યા હતા એ યાદ કરીએ તો તેનો કાંઈક

* 'નવજીવન' ૨૦–૪–'૨૪

ખ્યાલ આવશે. પણ સરસ ખ્યાલ તો તે યુદ્ધ વેળા પ્રસિદ્ધ કરેલી નીચેની નેતાની પ્રતિજ્ઞા પરથી આવે છે. મજૂરોને અંગે તેમાં ખાસ વિચાર કરવામાં આવ્યો છે ખરો, પણ તેમાંથી સામાન્ય નિયમ તારવતાં વાચકને મુશ્કેલી નહિ પડે.

"અમારી પ્રતિજ્ઞા જાણવાનો મજૂરોને હક છે. તે જણાવવી એ અમારી ફરજ છે. અમારાથી શું નહિ થઈ શકે તે પહેલું વિચારી લઈએ: (૧) અમે મજૂરોને કંઈ પણ ખોટામાં મદદ નહિ કરીએ. (૨) મજૂરો ખોટું કરે કે વધારેપડતું માગે, કંઈ પણ તોફાન કરે, તો અમારે તેમનો ત્યાગ કરવો જોઈએ અને અમારી મદદ બંધ થાય. (૩) અમે માલિકોનું બૂરું કદી ઇચ્છી ન શકીએ; અને અમારા દરેક કાર્યમાં તેઓના હિતનો વિચાર રહે જ છે. માલિકોનું હિત જાળવીને અમે મજૂરોનું હિત સાધીએ.

"હવે અમે શું કરીશું તે વિચારીએ: મજૂરોએ જેવી સરસ વર્તણૂક આજ લગી ચલાવી છે તેવી ચલાવતા રહે ત્યાં સુધી અમે તેઓની સાથે જ છીએ. તેઓના ૩૫ ટકા મેળવવા અમારાથી જે બને તે અમે કરવાના છીએ. અમે હજુ તો માલિકોને વીનવીએ છીએ. આમની લાગણી ખેંચવા, પ્રજામત કેળવવા હજી અમે પ્રયત્ન નથી કર્યો. પણ સમય આવ્યે અમે મજૂરોની સ્થિતિ આખા હિંદુસ્તાનને જણાવવા તૈયાર છીએ. . . . જ્યાં સુધી મજૂરોને તેઓનો હક મળ્યો નથી ત્યાં સુધી અમે નિરાંતે બેસવાના નથી. . . . જેઓ ભૂખે મરવાની સ્થિતિમાં આવી જશે ને જેઓને કંઈ કામ મળી નહિ શકે તેવાને ઓઢાડ્યા પછી અમે ઓઢીશું, તેઓને ખવડાવી અમે ખાઈશું. માંદા મજૂરોની સારવાર કરીશું, દાક્તર વૈદ્યની મદદ મેળવીશું."

૩

એક એવી સમજ ઘણી વાર જોવામાં આવે છે કે, સામુદાયિક સત્યાગ્રહમાં અહિંસાની ભારે ઝીણવટની આશા ન રાખવી જોઈએ. લોક સામા પક્ષ જોડે મારામારી ન કરે, બીજી શારીરિક કાંઈ રંજાડ ન કરે; પણ બિલકુલ હિંસાનો ભાવ ન હોય એ ન બની શકે. એટલે શારીરિક ઈજા ન કરે એટલી મર્યાદા તેમને માટે બસ લેખાવી જોઈએ.

વળી કેટલાક આગળ જઈને એમ કહે છે કે, સામા પક્ષની મશ્કરી મજાક કરવાં, તેની એબ વર્ણવી બતાવવી, તેવાં ગીતો ગાવાં

—આમ કરવાથી લોકમાં જોસ આવે છે. જોસને લોભે ઘણી વાર પછી અતિશયોક્તિ ને ઢાંકપિછોડો વગેરે દોષોમાં પણ અનાયાસે ઊતરી પડાય છે. આવી જાતની માન્યતા સત્યાગ્રહની મર્યાદા બહારની છે એ સ્પષ્ટ જાણી લેવું જોઈએ. એટલું જ નહિ પણ, જો લોકો તેવા ફંદ પર ચડે તો તેમને રોકવા પણ આવશ્યક છે. આવા ઉપાયોથી જુસ્સો આવે તે આભાસમાત્ર છે. તે છેવટે માલદાર નથી નીવડતો. ઝીણી નજરે જોનાર ઘણે ભાગે જોઈ શકશે કે, આવા જુસ્સાની પાછળ સત્યાગ્રહમાં કાંઈક ફાવ્યાનો મદ અથવા શાંત બળના અભાવને કારણે ખાલી ઊભરાણ હોય છે. તેથી જ્યારે સામો પક્ષ જોર પર આવે છે ત્યારે આ જુસ્સાનો બદલો તે વેરભાવે લે છે અને ખાલી જુસ્સાદાર બેવડો ઢીલો પડે છે, કારણ કે તેનો જુસ્સો સાચો નથી હોતો. ઘણી વાર આવા જુસ્સાના ઉપાયો છૂપી વેરવૃત્તિમાંથી જ ઉદ્ભવતા હોય છે. આ વેરવૃત્તિથી સત્યાગ્રહની મીઠાશ જતી રહે છે, અને જો કોક વાર એ વૃત્તિ હાથમાંથી જાય તો આખી લડતને પણ નુકસાન પહોંચાડવા સંભવ છે. એટલે અહિંસામાં વિશ્વાસ ધરાવનાર ચતુર નેતા તેને રોકવાનો જ ધર્મ માનશે.

હવે આપણે લોકની અહિંસાની મર્યાદાનો સવાલ, જે પ્રથમ આપણે જોયો, તે વિચારીએ. એમાં પણ એમ તો નથી જ કે, લોક ઓછી અહિંસા સમજે માટે તે બધી રીતે ન પાળે. જે તેઓ નથી સમજતા તેની ઊણપની તેમનો નેતા ભરપાઈ કરી લે છે. સૂચનાઓ દ્વારા તેણે લોકને અહિંસાના બરાબર નિયમનમાં રાખવા જોઈએ. સત્યાગ્રહમાં અહિંસા જેટલી પળાય તેટલે દરજ્જે જ સફળતા મળી શકે, એટલે તેનું પાલન તો ઓછું ન કરી શકાય. લોક ન સમજે તો નેતા તેમને સમજાવે છે.

એક પ્રશ્નકારે ગાંધીજીને આ જ સવાલ વિષે પૂછ્યું હતું. તેને ગાંધીજીએ આવો જવાબ આપ્યો હતો:

> "મોટા જનસમુદાયની પાસેથી આકરી શરતોની આશા મેં કદી રાખી જ નથી. એવી આશાએ બોરસદમાં જ સત્યાગ્રહ ન થઈ શકત. આમવર્ગને પાળવાની બે જ શરત હતી: તેઓએ લડતને

અંગે પશુબળનો ઉપયોગ ન જ કરવો ને આગેવાનો કહે તેમ કરવું. . . . પણ સત્યાગ્રહ શરૂ કરી ચલાવનારને સારુ તો આકારી શરતો આવશ્યક છે ને હમેશાં હતી. સંગીતશાસ્ત્રીને વર્ષોની તાલીમની જરૂર છે. તેનો અંકુશ ઝીણા સૂર ઉપર હોવો જોઈએ. પણ સમાજમાં તો સંગીતશાસ્ત્રીનો સૂર ઉપાડી લે એટલી આવડત બસ જણાય છે. સત્યાગ્રહનો નાયક સંગીતશાસ્ત્રી જેવો હોવો જોઈએ." *

અમદાવાદની મજૂરલડત દરમિયાન "એક શીઘ્ર કવિ મજૂરે બહુ ઉત્સાહમાં આવી જઈ પોતાના દુહામાં મિલોના સાંચાઓની હાંસી કરી, મિલમાલેકોની ખૂબ મજાક—કંઈક તિરસ્કારયુક્ત મજાક— કરી હતી. તેને મહાત્માજીએ આ પ્રમાણે કહ્યું હતું:

"સાંચાઓને તમે 'ખાલી ખોખાં' કહીને હાંસી કરો છો તે વાજબી નથી. એ સ્થૂળ સંચાએ તમારું કાંઈ બગાડ્યું નથી. એમાંથી જ તમને એક વાર રોજી મળતી હતી. આપણા કવિઓને હું કહીશ કે, આપણે કડવા ઉદ્‌ગાર નથી કાઢવાના; આપણે શેઠિયા ઉપર કોઈ આક્ષેપો નથી કરવાના. . . . અમુક માણસ નઠારા છે એમ કહેવાથી આપણે સારા નથી થવાના. . . . આપણે તો એટલું જ કહીએ કે, તેઓ ૩૫ ટકા નથી આપતા એ જ તેમની ભૂલ છે." +

વાચક કહેશે કે, તો તો સમુદાયમાં ગીત, સરઘસ, સભાઓ વગેરેનો ઉપયોગ ન થઈ શકે. એ પણ બરાબર સમજણ નથી. તે બધાં બધા દેશોમાં લોકકેળવણીને માટે આવશ્યક સાધનો મનાય છે; સત્યાગ્રહમાં તેમનો નિર્દોષ ઉપયોગ કરવો જોઈએ. એવા નિર્દોષ ઉપાયો સામે આપણે ઉપર વિચાર નથી કર્યો. /આપણે તો એમ જોયું કે, સામા પક્ષ સાથે પણ સત્યાગ્રહી વિનય, વિવેક તથા સત્યની મર્યાદા ન જ છોડે એ સત્યાગ્રહની તદ્દન પહેલી શરત છે. સત્યાગ્રહી તે છોડે તો પોતાની એક પ્રબળ શક્તિ જ ખોઈ બેસે છે એમ ગણાય. શુદ્ધ સત્યનું ધ્યેય અને તેની પ્રાપ્તિને સારુ અહિંસક અને ન્યાય્ય માર્ગો

* 'નવજીવન,' તા. ૧૫-૬-'૨૪

+ વાચકને ખબર હશે કે મજૂરોની મિલમાલેકો સાથેની લડતનો મુદ્દો મજૂરીના દરમાં ૩૫ ટકાના વધારાની માગણીનો હતો. તે માટે જુઓ મહાદેવભાઈકૃત 'એક ધર્મયુદ્ધ.'

એ સત્યાગ્રહનું એકમાત્ર શસ્ત્ર છે. તે જાય તો સત્યાગ્રહનું સત્યાગ્રહપણું જ જાય. તેથી વાચક જોશે કે, આખી આ મર્યાદાની ચર્ચામાં ગર્ભિત રીતે સત્ય અને અહિંસાની જ ચર્ચા આપણે કરી રહ્યા છીએ.

૪

પ્રચાર અને જાહેરાતમાં રાખવાની મર્યાદા વિષે કંઈક હવે જોઈએ. આ કામ મહત્ત્વનું છે એ તો હરકોઈ સમજે છે, પણ તેની મહત્તા તેના સત્યની મર્યાદાના પાલનમાં છે એ ઘણી વાર ભુલાઈ જાય છે. છાપાંની અને વ્યાખ્યાનની અંદર આ મર્યાદા જાળવવી મુશ્કેલ છે. ત્યાં સૂક્ષ્મ વિવેકનું કામ છે. પત્રકાર કે ભાષણકર્તા અસરકારક થવાના લોભમાં તણાઈ જઈ ઘણી વાર સત્યને શણગારવા કે અણગમતું હોય તો ક્યાંક છુપાવવા કે ક્યાંક અતિશયોક્તિ કરવા લલચાય છે. વળી સામા પક્ષ તરફથી અનેક જૂઠાણાં અને સાવ પાયા વગરના આક્ષેપો સત્યાગ્રહીની સામે ફેંકવામાં આવે, તે વખતે મગજનું સમતોલપણું રાખવું ભારે થઈ પડે છે. શરીરથી હિંસા રોકવા કરતાં વાચા અને કલમની આવી હિંસા ભારે સંયમ માગે છે. અને એ સંયમ જો ન હોય તો કેટલો બધો નકામો હૈયાબળાપો ને દુઃખ પ્રજાને વેઠવાં પડે છે?

આ બધાનું લાંબું વર્ણન આપવા કરતાં ગાંધીજીએ ચંપારણનો તે બાબતનો પોતાનો અનુભવ આત્મકથામાં નોંધ્યો છે તે ઉતારવો સુંદર થશે. તેમાંથી વાચકને સહેજે આ વિષેની મર્યાદાનો ખ્યાલ પણ આવશે.

> "ચંપારણના નીલવરો ખૂબ ખિજાતા હતા એ હું સમજતો હતો; અમલદારો પણ મનમાં રાજી ન હોય એ હું સમજતો હતો. છાપાંમાં સાચી ખોટી ખબરો આવે તેથી તેઓ વધારે ચિડાય; ને તેની ખીજની અસર મારી ઉપર તો શું જ ઊતરે! પણ ગરીબડી બીકણ રૈયત ઉપર ઊતર્યા વિના ન રહે. અને આમ થવાથી જે સત્ય હકીકત હું શોધવા માગતો હતો તેમાં વિઘ્ન આવે. નીલવરો તરફથી તો ઝેરી હિલચાલ શરૂ થઈ ગઈ. તેમની તરફથી છાપાંમાં મારે વિષે ને સાથીઓને વિષે ખૂબ જૂઠાણાં ફેલાયાં; પણ મારી અત્યંત સાવધાનીને લીધે તથા

ઝીણામાં ઝીણી બાબતમાં પણ સત્યને વળગી રહેવાની ટેવને લીધે તેમનાં તીર ફોગટ ગયાં.

"બ્રિજકિશોરબાબુની* અનેક પ્રકારે નિંદા કરવામાં નીલવરોએ જરાયે કચાશ ન રાખી. પણ જેમ જેમ તેમની નિંદા કરતા ગયા તેમ તેમ બ્રિજકિશોરબાબુની પ્રતિષ્ઠા વધતી ગઈ.

"આવી નાજુક સ્થિતિમાં રિપોર્ટરોને આવવામાં મેં મુદ્દલ ઉત્તેજન ન આપ્યું, આગેવાનોને ન બોલાવ્યા. . . . લડતને રાજપ્રકરણી સ્વરૂપ કદી પકડવા ન દીધું. જે બનતું હતું તેને વિષે પ્રસંગોપાત્ત રિપોર્ટ હું મુખ્ય પત્રોને મોકલ્યાં કરતો હતો. રાજપ્રકરણી કામ કરવાને સારુ પણ જ્યાં રાજપ્રકરણને અવકાશ ન હોય ત્યાં રાજપ્રકરણનું સ્વરૂપ આપવાથી બાવાનાં બંને બગડે છે, અને આમ વિષયનું સ્થાનાંતર ન કરવાથી બંને સુધરે છે, એમ મેં પુષ્કળ અનુભવે જોઈ લીધું હતું. શુદ્ધ લોકસેવામાં પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ રીતે રાજપ્રકરણ રહેલું જ છે, એ ચંપારણની લડત સિદ્ધ કરી રહી હતી."

## ૫

લોકમાનસનાં એક બે લક્ષણ જોવાથી સત્યની મર્યાદાનું વિશેષ રહસ્ય જોવા મળે છે. દુનિયાભરમાં સામાન્ય જનસમુદાય એટલો બધો ભોળો હોય છે કે રૂપાળાં મનોરાજ્યનાં સુખ ચીતરી બતાવીનેય એક વખત તો તેને ગમે તેવાં કષ્ટો ખેડવા તૈયાર કરી શકાય. ૧૯૩૦ની શરૂઆતમાં એક યુવકસંઘે હિંદીમાં એક પત્રિકા બહાર પાડી, સ્વરાજ મળ્યે શું શું થશે તેનો ચિતાર તેમાં આપ્યો હતો. તેમાં આવી આવી બેહૂદી વાતો પણ હતી :

'ગોહત્યા બિલકુલ બંધ થશે, દૂધ દહીં ઘી સસ્તાં થશે, એટલે સૌ જબરા અને રાતામાતા થશે, બાળકોનું મરણપ્રમાણ ઘટશે, ટપાલ-ખર્ચ અને રેલભાડું ઓછું થશે, વગેરે વગેરે.'

* બિહારના પ્રખ્યાત વકીલ ને પ્રજાકીય પક્ષના આગેવાન. બિહારની ધારાસભામાં નીલવરોની સામે સતત લડત ચલાવતા, તેથી તેમના પર તેઓનો ખાસ રોષ હતો. ચંપારણની તપાસમાં સ્વાભાવિક રીતે તેમનો આગેવાની-ભર્યો ભાગ હતો.

આના પર, 'ખોટી આશા ન આપો' એ મથાળેથી ગાંધીજીએ ટીકા કરતાં જણાવ્યું,

'મહાસભાવાદીઓને આમવર્ગમાં વધારે પ્રવેશ કરવાનું મળ્યું એટલે તેઓ તેમને અવિચાર્યાં વચનો આપવા માંડે અને કદી ન ફળે એવી ખોટી આશા આપવા માંડે એ જોખમભરેલું છે. . . . વચનો તો બહુ રૂડાં છે, પણ તેમાં મર્યાદાનું ભાન રહ્યું નથી, અને હિંદુસ્તાન સ્વતંત્ર થાય એટલાથી જ એ બધું થઈ જવાની ભાગ્યે જ આશા રખાય. . . . મુદ્દો તો એ છે કે, ઉતાવળાં વચન આપવાં એમાં વિચારનો અભાવ છે અને વિવેકશૂન્યતા છે "*

લોકમાનસનું બીજું એક લક્ષણ એ હોય છે કે, સામાન્ય જનતાને મન પોતાનો નેતા દેવસમાન લાગે છે. નેતા પરનો પ્રેમ અને વિશ્વાસ કદાચ તેનું કારણ હોય. આ લક્ષણને લીધે લોક પર નેતા સહેજે નિયમન મેળવી શકે છે અને તેમને દોરવામાં તથા કામ કરાવવામાં સુગમતા પડે છે. પરંતુ તેનો દુરુપયોગ પણ કેટલો બધો થઈ શકે? સત્યાગ્રહ લોકની અંધશ્રદ્ધા પર નથી ચાલતો, તેમ જ તેનું નિયમન પણ આવી અંધપૂજા પર ન નભવું જોઈએ. તેનું સાચું નિયમન તેના ચારિત્રમાંથી, જાતે પ્રથમ પંક્તિનો સત્યાગ્રહી સિપાહી બને છે તેથી હોવું જોઈએ. એટલે આવી લોકવૃત્તિનો દેખીતો લાભ જતો કરીનેય તેનો અતિરેક રોકવો જોઈએ. તેથી તો આપણને ઘણી વાર ગાંધીજી તરફથી સાંભળવાનું મળે છે કે તેમને મહાત્માપદ ગમતું નથી. તેથીય વધારે સચોટ દૃષ્ટાંત તો તેમણે એક વખત 'બ્રહ્મચર્ય અને સત્ય' મથાળાથી લેખ લખીને આપ્યું હતું.

મહાદેવભાઈના એક મિત્રે તેમને જણાવ્યું કે 'ગાંધીજીએ એકરાર કરેલો કે હજુયે મને દૂષિત સ્વપ્નો આવે છે! એ વાંચતાં જ આવા એકરારની અસર સારી ન જ થાય એમ મને લાગેલું. . . .' ગાંધીજીએ આ પત્રનો જવાબ આપતાં લખ્યું કે,

" આવી ફરિયાદ નવી નથી. અસહકારનું આંદોલન જોરથી ચાલતું હતું અને જ્યારે મેં મારી ભૂલ ('પહાડ જેવડી ભૂલ') કબૂલ કરી

* 'નવજીવન,' તા. ૨–૩–'૩૦.

ત્યારે એક મિત્રે મને સરળ ભાવે લખ્યું: 'તમારે તો ભૂલ થાય તોયે કબૂલ ન કરવી જોઈએ. ભૂલ ન કરે એવો કોઈક તો છે એવો લોકોને ખ્યાલ રહેવો જોઈએ. હવે તમે ભૂલનો સ્વીકાર કર્યો એટલે લોકો હતાશ થવાના!' આ કાગળથી હું હસ્યો ને મને ખેદ થયો. લખનારના ભોળપણનું મને હસવું આવ્યું. ભૂલ ન કરે એવો મનુષ્ય ન મળે તો કોઈને એવો મનાવવાનો વિચાર સરખોયે મને ત્રાસદાયક લાગ્યો. મારાથી ભૂલ થાય ને તે જાણવામાં આવે તેથી લોકોને હાનિ થવાને બદલે લાભ જ થાય. મારી ભૂલોના શીઘ્ર સ્વીકારથી પ્રજાને લાભ જ થયો છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. મને પોતાને તો તેથી લાભ જ થયો છે એમ મેં અનુભવ્યું છે."

મા પર બાળકની જેવી શ્રદ્ધા છે તેવી સત્યાગ્રહીની સત્ય પર હોવી જોઈએ. પ્રતિષ્ઠાને ખાતર ભૂલ ન સ્વીકારવી એ સરકારી સિદ્ધાંત સત્યાગ્રહી નીતિમાં ન હોઈ શકે.

આમ સત્ય અને અહિંસાની અનેક મર્યાદાઓ બતાવી શકાય. જો નેતામાં એ બે ગુણ બરાબર વસી ગયા હોય તો મર્યાદાપાલન સહજ બની જાય. આ મર્યાદા સાચવીએ તો અમુક નિશ્ચિત સમયમાં સત્યાગ્રહ અચૂક અસરકારક નીવડે, એ ગાંધીજીનું બિરદવચન છે: "સત્યાગ્રહી કદી હારતો જ નથી. પણ જેને સત્યાગ્રહ કરતાં નથી આવડતો તે હારશે. મારી પાસે બધું સાહિત્ય હોય તો હું તરત કહી શકું કે અમુક સત્યાગ્રહ વિષે આટલી ત્રુટી હતી. . . . આ લડતને જેઓ સમજી લેશે તેઓને ખરા સુખનો અને સ્વરાજનો અનુભવ થશે.''*

* 'ખેડાની લડત' પા. ૩૦૪

## ૧૩

# સત્યાગ્રહની કાર્યપદ્ધતિ

"વિજયી સત્યાગ્રહને સારુ ત્રણ વસ્તુનું સંમેલન આવશ્યક છે. . .: કુશળ અને ગુણી નેતા, સાચા સિપાઈ, અને શુદ્ધ ધ્યેય."

—ગાંધીજી

### ૧

સત્યાગ્રહની મર્યાદા જો બરાબર સચવાય તો તેની કાર્યપદ્ધતિની મર્યાદા પણ સહેજે સચવાય, કેમ કે તેની મર્યાદાને માટે જે ધીરજ અને દૃઢતા જોઈએ છીએ તે જ તેની કાર્યપદ્ધતિનું પણ રહસ્ય છે. તે રહસ્ય ગાંધીજીએ એક વાક્યમાં આમ મૂકી બતાવ્યું છે:

> "સત્યાગ્રહી પોતાના વિરોધીને કદી નુકસાન કરતો નથી; પણ વિનયયુક્ત દલીલથી પોતાની વાત તેની બુદ્ધિમાં ઉતારવાનો પ્રયત્ન કરે છે; અથવા તો આત્મસમર્પણથી તેના હૃદય ઉપર અસર કરવા ઇચ્છે છે. . . . .ખેડા અને ચંપારણના અનુભવ મને એ જ શીખવે છે કે, લોકનાયકો પ્રજામાં ફરશે, તેમની સાથે ખાશે પીશે, તો તેથી બે વર્ષમાં એવા મહત્ત્વના ફેરફાર થઈ શકે કે જેની વાત નહિ."

સત્યાગ્રહને એક 'અમલી ઉપાય' (direct action) કહે છે. એટલે કે, અનેક પ્રાથમિક ઉપાયો લેતાં પણ જો કાર્ય ન સધાય તો છેવટે લેવાનો તે ઉપાય છે. તેથી સત્યાગ્રહની કાર્યપદ્ધતિનો એ પહેલો નિયમ છે કે, સહેલા અને સહેજે ઉપલબ્ધ માર્ગો પ્રથમ અજમાવી જોવા જોઈએ; નહિ તો લાગલો જ સત્યાગ્રહ આદરવામાં આવે તો તે કીડી પર કટક લઈ જવા જેવું લાગે. એટલે, આમ કરવાથી સત્યાગ્રહને જ મોટો લાભ થાય છે: શુદ્ધ ધ્યેય, શુદ્ધ સાધન અને વિવેકવિનયની સજ્જનતા, જે સત્યાગ્રહની દરેક સ્થિતિમાં ને દરેક પાયરીએ સાચવવાનાં છે, તે આમ કર્યે જ સચવાય છે. એનાથી લડતમાં સત્યાગ્રહી મીઠાશ જાળવી શકે છે, શત્રુના પર હમેશ પોતાની સજ્જનતાની છાપ પાડતો રહે છે, અને તટસ્થ લોકની યુદ્ધને માટે

આવશ્યક એવી સહાનુભૂતિ પણ સહેજે મેળવી શકે છે. આ મીદાશ અને સહાનુભૂતિને, સત્યાગ્રહી પદ્ધતિ સાચી છે કે ખોટી છે, એ નક્કી કરવાની કસોટી ગણીએ તોપણ વધારેપડતું નથી.'

સત્યાગ્રહ પણ એક લડત જ છે અને લડત જરા જરામાં નથી ઉપાડાતી. એટલે અનેક ઉપાયો લઈ ચૂકયા પછી લડત ઉપાડવાની લાચારી આવે ત્યારે જ તે ખેડવી જોઈએ. લડકણો સ્વભાવ સત્યાગ્રહમાં પણ અનિષ્ટ જ છે. કેવી રીતે અનેક ઉપાયો લેતાં લેતાં છેવટે સત્યાગ્રહ હાથ ધરવો પડે છે તેનો એક દાખલો લેવાથી તે વધારે સમજાશે. ખેડાની મહેસૂલબંધીની લડત ગાંધીજી પોતે જ લડયા હતા. કેવા સંજોગોમાં તેમણે તે ઉપાડી હતી તેનું તેમણે તે વખતના એક વ્યાખ્યાનમાં તાદૃશ વર્ણન આપ્યું છે:

> "પાક છ આનીથી અને ચાર આનીથી ઓછો થયો; સરકારને ધારો મુલતવી રાખવા આપણે વિનંતિ કરી, અરજી કરી, સભાઓ ભરી અરજી કરી, ધારાસભાના આપણા પ્રતિનિધિઓ ગોકળદાસભાઈ અને પટેલની અરજીઓ ગઈ, તોપણ આપણને નાઉમેદ જ મળી. જે પ્રજામાં શૂરાતન છે, મરદાનગી છે, વફાદારી છે, તેણે આ પ્રસંગે શું કરવું જોઈએ? એ સરકારના હુકમને તાબે થાય તો રાજા પ્રજા વચ્ચેની વ્યવસ્થાને ધોકો પહોંચે. રાજા પ્રજા વચ્ચેની વ્યવસ્થા સાધારણ રીતે એવી છે કે, જ્યારે રાજા પ્રજા વચ્ચે મતભેદ હોય ત્યારે રાજા પ્રજાને નમતું આપે. આપણે તો, આપણે કહીએ તે માનીને રાજા નમતું આપે એમ માગ્યું નથી. આપણે તો કહ્યું કે, અમે કહીએ છીએ તે સાચું ઠરે તો અમને ન્યાય મળવો જોઈએ. આપણે પંચ માગ્યું અને પંચ કહે તે અમારે કબૂલ છે એમ કહ્યું. પણ પંચ પણ સરકાર ન આપી શકી. પ્રૅટ સાહેબ કહે કે, પ્રજા આ બાબતમાં કાંઈ બોલી શકતી નથી. આ તત્ત્વ આપણે ૫૦ વરસથી કબૂલ કરતા આવ્યા છીએ. . . એ દૂર કરવાની જ આ લડાઈ છે."

અને બધી સત્યાગ્રહની લડાઈઓ આવી જ હોય છે. એમાં સત્તા માગવા કરતાં દાદ માગવાની મુખ્ય હોય છે. કક્કો ખરો કરવાનો હોય છે, પણ તે સત્યનો કક્કો હોઈ બેઉ પક્ષને ઉપકારી છે, એટલે કોઈના માનાપમાનનો તે સવાલ ન હોવો જોઈએ. પરંતુ સત્તા દાદનો વિચાર

કરવાને બદલે પોતાનો કક્કો ખરો કરવા તરફ વિશેષ હોય છે ને પરિણામે ટેકીલી પ્રજા સાથે લડી બેસે છે. સરકારનો જ નહિ પણ સત્તામાત્રનો આવો સ્વભાવ હોય છે. મજૂરલડતમાં અમદાવાદના મિલમાલેકો મજૂરોને ૩૫ ટકા વધારો આપવામાં વાંધો ન જુએ, પણ પોતાની અને મજૂરોની વચ્ચે પંચ વળી કેવું? એ વિચાર તેમને મુખ્ય ખૂંચતો હતો. જ્યાં આગળ આવો તાત્ત્વિક મુદ્દો ઊભો થાય ત્યાં છેવટના પગથિયા સુધી ગયા વિના નથી ચાલતું. એવો મુદ્દો જો ન હોય તો ઝઘડો પતવવામાં મુસ્કેલી પણ ન આવે, એ પણ એટલું જ ઉઘાડું છે.

૨

સત્યાગ્રહની લડતમાં પંચ કે તપાસસમિતિ બાબત ઉપરના અવતરણમાં ગાંધીજીએ ઉલ્લેખ કર્યો છે. તેમાં કાર્યપદ્ધતિનો એક મહત્ત્વનો સિદ્ધાંત રહેલો છે, તે તરફ આપણું ધ્યાન જવું જોઈએ. આપણે જોયું કે સત્યાસત્યના તાત્ત્વિક મુદ્દા પર લડતનું મંડાણ હોય છે. બેઉ પક્ષને એ મુદ્દા પર કાંઈક ને કાંઈક કહેવાનું હોય છે. તેથી તો બધી ખેંચાખેંચ ને ના હા ઊભી થવા પામે છે. એટલે એકે પક્ષ એમ આત્યંતિક દાવો તો ન જ કરી શકે કે હું બીજાનું સાંભળવા જ માગતો નથી, કેમ કે મારું જ ખરું છે. સત્યાગ્રહી, જે નમ્ર અને મર્યાદાશીલ હોય, તે તો આમ ન જ કરી શકે. આવી જાતની હઠથી લોકમતને પણ પોતાની તરફેણમાં મેળવી ન શકાય. એટલે, લડતની શરૂઆતમાં તેનો મુદ્દો સ્પષ્ટ શબ્દોમાં ઘડવાનો હોય છે તેમાં જ, ઘણું કરીને, તપાસની શરત રાખવામાં આવે છે. મજૂરલડતમાં તે શરત સ્પષ્ટ ન જણાવેલી હોવા છતાં, તે તો સત્યાગ્રહમાં હર ક્ષણે ગર્ભિત રીતે છે જ એમ જણાવી, લવાદની નિમણૂક સ્વીકારવામાં આવી હતી.

સત્યાગ્રહી પક્ષ પોતાનો મુદ્દો ઘડતી વખતે, શકય હોય તો, બને તેટલું બેઉ પક્ષનું દૃષ્ટિબિંદુ સમજવા માગે છે એ એની નિષ્પક્ષતા છે. તેથી કરીને, મુદ્દામાં સંબંધ ધરાવનારા બધા જ પક્ષ જો સત્યશીલ હોય તો સત્યાગ્રહી પર વિશ્વાસ રાખી શકે. પણ સામો પક્ષ તેને પોતાનો વિશ્વાસ

નથી આપતો, એટલે સત્યની શોધમાં પોતાનો પક્ષ રજૂ કરીને મદદ કરવાની પણ ના પાડે છે. તેવે વખતે એકપક્ષી શોધ કરીને સત્યાગ્રહી પોતાનો મુદ્દો ઘડીને કામ ચલાવે છે. પોતાથી બને તેટલો ત્રાહિત રીતે સામાનો પક્ષ સમજવા પ્રયત્ન કરે. પણ તે પ્રમાણિત ન ગણાય. આવે વખતે સત્યાગ્રહી શરૂઆતથી જ પોતાની શોધની આ ઊણપ કબૂલ કરીને ચાલે છે. તેથી પણ છેવટે તપાસ કે પંચ નિમાય એ સ્વાભાવિક શરત બને છે. મજૂરલડતમાં અને બીજી ઘણી તપાસોમાં આમ બને છે તે વાચક તેના ઇતિહાસ જાણતો હશે તો સહેજે જોઈ શકશે.

/આમ પોતાની મર્યાદાનો આંક બરાબર મૂકીને સત્યાગ્રહી પોતાનો શાંતિપ્રિય છતાં ટેકીલો સ્વભાવ તો બતાવે છે જ. ઉપરાંતમાં, એ દ્વારા તે ગમે તે ક્ષણે સમાધાની કરવાને માટે પણ માર્ગ મોકળો કરી આપે છે. લડતની હરેક ઘડીએ સામો પક્ષ ચોખ્ખું જાણે છે કે સત્યાગ્રહી શું માગે છે. એ ચોખવટ ન હોય તો સત્યાગ્રહીએ જાગ્રત રહીને કરતા જ રહેવું જોઈએ. સાચું જોતાં તો, તેનાં પ્રકાશનનું અને જાહેરાતનું મુખ્ય કામ જ એટલું છે કે કોઈ ઘડીએ પોતાનો મુદ્દો સ્પષ્ટતા ને સત્યથી ચળે નહિ. આથી તડજોડ કે સંધિ કરવામાં પણ સુગમતા રહે છે. તેના મુદ્દાઓ પહેલેથી ચોખ્ખા જ હોય છે ને સત્યાગ્રહી પક્ષે તો પોતાનું દૃષ્ટિબિંદુ પણ રજૂ કરી દીધેલું હોય છે. તેણે સામા પક્ષને સમજવાનું બાકી હોય છેઃ સામો પક્ષ તો તેની વાત અને તેની પાછળનું બળ પણ જાણતો જ હોય છે. એટલે સમાધાનીની વાત એટલે દરજ્જે સરળ બનેલી હોય છે./

## ૩

સત્યાગ્રહી પોતાના મુદ્દામાં નમતું આપે કે કેમ એ અહીં આગળ સવાલ થશે. તેનો મુદ્દો જેટલે અંશે ખોટો ઠરે તેટલે અંશે તે તેમાં સુધારો કરે તે તો નમતું આપ્યું ન ગણાય. અને જે તત્ત્વ પર લડતનું મંડાણ છે તે તત્ત્વનો આગ્રહ છોડવો એટલે સત્યાગ્રહ છોડયો ગણાય, એટલે એ પણ બનવું અશક્ય છે. આ ઉપરથી કહેવામાં

આવે છે કે સત્યાગ્રહમાં હારને સ્થાન નથી. પરંતુ એ તો શરતી વિધાન છે: જો સત્યાગ્રહ બરોબર લડાયો હોય અને સહનશક્તિ પૂરી બતાવી હોય તો જ તે સાચું પડે. નહિ તો ફરી પાછું સત્યાગ્રહીએ વધારે તૈયારી કરી યુદ્ધ ઉપાડવું જોઈએ. એ રીતે પણ, તે હાર તો નથી સ્વીકારતો એમ કહી શકાય. પરંતુ ઘણી વાર સત્યાગ્રહની હાર-જીતનો વિચાર અમુક સમયના જ પરિણામ પરથી વિચારાય છે તે ભૂલ છે. જેમ કે, દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ ભરતીઓટ કરતો કરતો આઠ વરસે પૂરો થયો હતો.

અહીં આગળ દલીલ થઈ શકે કે, એમ હોય તો તો સત્યાગ્રહ સતત ચાલતો રહે અને કોક દહાડો ફતેહ મળશે જ; એટલે એનો અર્થ તો, સત્યાગ્રહ પર કાંઈ ભરોસો ન રખાય. આ માન્યતા પણ સાચી નથી. હિંદુઓ જો પોતાના હકો રાજીખુશીથી જતા કરે તોપણ હિંદુઓ કાંઈ જ ખોવાના નથી એવા ગાંધીજીના મત સામે શ્રી. સત્યમૂર્તિએ સતત સત્યાગ્રહની આવી જ દલીલ કરી હતી:

> "જો મુસલમાનો અને શીખોને બધી સત્તા મળે તો દેશની મોટી કોમને હંમેશાં સવિનયભંગ કરવો પડે, ને પરિણામે જાદવાસ્થળી જામે."

તેના જવાબમાં ગાંધીજીએ, આ દલીલ બરાબર નથી, એમ જણાવતાં લખ્યું કે,

> "એમાં સવિનયભંગના જે નિયમ પ્રત્યે દુર્લક્ષ કરેલું છે તે એ (છે) કે, સવિનયભંગનો પ્રયોગ કોઈ પણ બાબતમાં હમેશ કરવાની જરૂર નથી હોતી. તેની રામબાણ શક્તિ એ વસ્તુમાં રહેલી છે કે, તે પહેલેથી નક્કી ન કરી શકાય એવા પણ મર્યાદિત સમયમાં જ દુઃખને દૂર કરાવે છે." *

સત્યાગ્રહી પોતાનાં શસ્ત્રો સામા પક્ષની દુરાગ્રહી નીતિ અનુસાર એવી રીતે વધારતો જાય છે કે તેને સત્યાગ્રહીનું શરણ લેવું જ પડે. સત્યાગ્રહી શસ્ત્રોમાં પણ એવો ઉત્તરોત્તર માત્રાનો ક્રમ હોય છે. શરૂઆતમાં જ આપણે જોયું કે, કીડી ઉપર કટક આણવા જેવું તે

* 'નવજીવન,' તા. ૯–૮–'૩૧

નથી કરતો; તેમાં એ ક્રમની મર્યાદાનું સૂચન રહેલું છે. પરંતુ આ ક્રમવૃદ્ધિ સત્યાગ્રહીની શક્તિ પર જ આધાર રાખે છે: જો તે પોતાનાં શસ્ત્રોની તીવ્રતાની સાથે સાથે વધતી શત્રુની નિરંકુશ દમનનીતિની બરદાસ શાંતિથી અને પ્રસન્નતાપૂર્વક ન કરી શકે, તો તે જલદી ઉકેલ ન આણી શકે. અને એનો દોષ શસ્ત્રને ન દઈ શકાય. એથી સત્યાગ્રહી વિજયનો આધાર તેની સહનશક્તિ પર રહે છે એમ પણ કહેવાય છે. દક્ષિણ આફ્રિકાની લડતની પ્રાથમિક સમાધાની વખતે હિંદી સરકારના પ્રતિનિધિ, સર બેન્જામિન રૉબર્ટસન ત્યાં આવવાના હતા. પણ તે જરા મોડા થવાના હતા, એટલે, ગાંધીજી લખે છે કે, "તેમની રાહ જોયા વગર જ અમે ચાલી નીકળ્યા હતા. રાહ જોવાનું કારણ પણ નહોતું. लडतनुं छेवट तो अमारी शक्ति अनुसार ज आववानुं हतुं." સત્યાગ્રહીને સમાધાનીની વાત કરવામાં પણ કેટલો આત્મવિશ્વાસ ને શાંતિ હોઈ શકે તે વાચક આમાંથી સહેજે જોઈ લેશે.

/સત્યાગ્રહના યુદ્ધનાં બે ફળ હોય છે, તે તેના પર વિચાર કરનાર દરેકને જણાશે: એક તો જે મુદ્દા પર લડાઈ થાય છે તેનું નિરાકરણ. સ્થૂળ દૃષ્ટિએ આના પરથી જયાજયનો નિર્ણય બંધાય છે. પરંતુ, સત્યાગ્રહથી લોક નીડર, તાલીમબદ્ધ અને વ્યવસ્થાશીલ બને છે તે તેનું બીજું ને કાયમી ફળ સ્વતંત્ર જ છે. તેથી કરીને તેને વધારે મહત્ત્વ અપાવું જોઈએ.' દરેક લડતની પાછળ આ કાયમી ફળનો વારસો પ્રજાને મળેલો જ હોય છે. દા. ત., મજૂરલડત પછી અમદાવાદનું મજૂર મહાજન સ્થપાયું એ સુંદર ફળ હતું. આવી જાતનું પ્રજાકીય કેળવણીરૂપી ફળ સત્યાગ્રહનો સાચો વિજય છે. અને એ દૃષ્ટિએ કહેવાય કે સત્યાગ્રહની હાર જ નથી. એક સત્યાગ્રહ કરવાથી બીજાને માટે વધારે તૈયાર બનીએ છીએ, નહિ કે શસ્ત્રયુદ્ધની જેમ થાક ચડે છે અને વધારે નબળા બનાય છે.

આ દ્વિવિધ ફળનો ઉલ્લેખ ગાંધીજીએ ખેડાની લડત વખતે એક ભાષણમાં કરેલો તે જોવા જેવો છે:

"આપણે મહેસૂલના પ્રશ્ન માટે જે કામ કીધું તે તો અલ્પ કામ છે. પણ વારંવાર મેં કહ્યું છે તેમ, નિર્ભયતા અને મોટા મોટા

અમલદારોના કરતાં આપણે જરા ઊતરતા નથી એવા સરખાપણાનો ભાવ એ બંને એનાં મહાન ફળ છે. સત્યાગ્રહનો પ્રયોગ આપણે હંમેશાં કરી શકીએ છીએ એવું ભાન આ લડતને પરિણામે તમને નિરંતર રહો. પ્રગટ થયેલો વહ્નિ નથી હોલાતો, નિરંતર વધ્યાં જ કરે છે."*

## ૪

ઉપરના ખંડોમાં આપણે સત્યાગ્રહના આદિ અને અંતની વાત મુખ્યત્વે કરી. પરંતુ તેની ખરી કાર્યપદ્ધતિ તો મધ્યના કામને સંભાળવામાં જણાઈ આવે છે. સત્યાગ્રહ શરૂ થયા પછી તેને અંગે ઊભાં થતાં અનેક કામો કેમ ઉકેલવાં એ કાર્યપદ્ધતિની મુખ્ય વસ્તુ છે. એનાં કેટલાંક મુખ્ય અંગો હવે આપણે જોઈએ.

સત્યાગ્રહ શરૂ થયા પછી તેના કાર્યકર્તાઓ સ્થાન છોડીને ન જઈ શકે એ તો સ્પષ્ટ છે. સતત જાગૃતિભેર લોકની નાડ પર હાથ રાખી, સત્ય અને અહિંસાના હોકાયંત્ર પર નજર રાખી, લડતને આગળ ચલાવવી, એ કામ તો ઉઘાડું છે. જેમ જેમ લડતના રંગ ફરતા જાય તેમ તેમ તેમાં ફેરફારો કરતા જવું, લોકને પ્રસંગોચિત સૂચનાઓ આપવી, વગેરે કામો ચોવીસે કલાકની સેવા માગે છે. આ કામો કેમ થાય છે અને તેને માટે કેવી તૈયારી જોઈએ, એ તો લડતોના લખાયેલા ઇતિહાસમાંથી જ ઉત્તમોત્તમ જાણવા મળે. આપણે તો અહીં થોડાક સામાન્ય મુદ્દા જોઈ શકીએ.

લડતના આખા કામના ત્રણ ભાગ પાડી શકાય:

૧. સત્યાગ્રહ–છાવણીનું કામ

૨. લોકબળને ટકાવી વધારતા જવું ને દોરવું

૩. સામા પક્ષના જુલમની બરદાસ કરવાની શક્તિ કેળવવાનું કામ.

પહેલા કામમાં સત્યાગ્રહી સેના, એટલે કે, સ્વયંસેવકદળ અને નેતાવર્ગ તથા સત્યાગ્રહની તંત્રવ્યવસ્થા, પ્રચારકામ, ખરચહિસાબ વગેરે સમાય. આ કામોમાં બતાવેલી શક્તિ ને કુનેહ તથા સેનાના

* 'ખેડાની લડત,' પા. ૩૬૯.

સેવાભાવ ઉપર સત્યાગ્રહની હારજીતનો મોટો આધાર રહે. લોક એને બળે બળવાન ને શ્રદ્ધાળુ થાય છે. તેથી તેની જવાબદારી મોટી છે. વળી, લડતને દોરવાનું કામ છાવણીને માથે હોવાથી અહિંસા તથા સત્યના પાલનને અંગે તથા બીજા નિયમો ને ઠરાવો કરવાનું કામ આ મંડળનું જ હોય છે. એથી સત્યાગ્રહનું તે મહત્ત્વનું અંગ છે. તેનો આપણે જુદા પ્રકરણમાં અલગ વિચાર કરીશું.

છેલ્લાં બે કામ છાવણીએ કરવાનાં છે. તેમાંનું બીજું મહત્ત્વનું છે, કેમ કે ત્રીજાનો આધાર તેના ઉપર રહે છે. જે સમુદાયે સત્યાગ્રહ આદરવો હોય તેણે ઓછામાં ઓછું એકમત તો હોવું જોઈએ. બધા જ સરખા બળવાન ન હોય. એટલે સત્યાગ્રહમાં દરેક ઓછોવત્તો ભાગ લે એમ બને. પરંતુ સત્યાગ્રહના ઉદ્દેશ વિષે સામાન્યપણે મતભેદ ન હોવો જોઈએ. જો એવો પક્ષ હોય કે જે તેના ઉદ્દેશથી વિરુદ્ધ જ હોય અને પોતાનો વિરોધ સક્રિય બતાવવા પણ તત્પર હોય, તો તે તો શળની જેમ સાલવાનો જ અને સામા પક્ષ સાથે એકાગ્ર થઈ લડવામાં બાધાઓ આણવાનો. આવી સ્થિતિ હોય તો તેવા પક્ષને શાંતિને માર્ગે પહોંચી વળવાની તાકાત સત્યાગ્રહી પક્ષ પાસે હોવી જોઈએ. તે ન હોય તો સત્યાગ્રહ નહિ ચાલી શકે.

લોકની એકમતી હોય તોય તે સંગઠિત ન હોવાથી સશક્ત ન હોય એમ બને. કેટલીક વાર એકમતીનો અભાવ વસ્તુસ્થિતિના અજ્ઞાનને જ કારણે હોય છે, તેથી તેને કેળવવાની પણ જરૂર હોય છે. સત્યાગ્રહની શરૂઆતમાં લેવાતી પ્રતિજ્ઞાઓ આ લોકજાગૃતિ અને લોકકેળવણીનું કામ સુંદર રીતે કરી આપે છે. સમુદાયમાં ફરીને, સત્યાગ્રહની પ્રતિજ્ઞા સમજાવવામાં લોકને જ્ઞાન મળે છે, તેમને પોતાની શક્તિનું ભાન થાય છે, અને સંગઠન કરવાની જરૂર સમજાય છે. અને અનેક લોક એક ઉદ્દેશબદ્ધ થવાથી નવું જોમ પ્રજાશરીરમાં આવ્યાનો અનુભવ તો વિલક્ષણ જ હોય છે. આ પ્રતિજ્ઞા આપવાનું કામ લોકનાયકે ખૂબ સાવચેતી અને સંભાળથી કરવાનું છે. નહિ તો, સત્યાગ્રહના પાયામાં જ દગો રહી જાય, તે આખરે હાર વહોરવા સમાન નીવડે. એટલે

એમાં જેટલી કડકાઈ અને તત્ત્વનિષ્ઠા સચવાય તેટલું લોકબળ વધારે તેજસ્વી બને છે.

કેટલીક વાર અન્યાય કે દુઃખનો વિરોધ નેતાને અભાવે જ નથી થઈ શકતો. તેવા તૈયાર લોકમાં નેતા જાગવામાત્રે બધા એક થઈ જઈ સત્યાગ્રહની તૈયારી કરી દે છે. સત્યાગ્રહની આદર્શ શરૂઆત આવી જાતની હોય. તેનો વેગ રોકયો રોકાય એવો નથી હોતો અને નિકાલ પણ ઝટ આવી જાય છે. આવો સત્યાગ્રહ અમલી વિરોધપ્રદર્શનની જ ગરજ સારે છે. વિરોધ પાછળના બળની અને ન્યાયની સામા પક્ષને તરત પ્રતીતિ પડી જાય છે, એટલે તે સામનો દેખાડવાનો દંભ છોડી દે છે. દાખલા તરીકે, ૧૯૧૭માં ગિરમીટ–પદ્ધતિ આવી રીતે રદ થઈ હતી.

"ભારતભૂષણ પં. માલવીજીએ ગિરમીટ–પ્રથા સદંતર નાબૂદ કરવાનો કાયદો રજૂ કરવાની વડી ધારાસભામાં રજા માગી ત્યારે વાઈસરૉયે તે નામંજૂર કરી. એટલે આ પ્રશ્નને અંગે" ગાંધીજીએ દેશમાં ભ્રમણ શરૂ કરી લોકમત પ્રગટ કર્યો. તેને અંગે જુદે જુદે સ્થળે ઠરાવો કરવામાં આવ્યા. તેમાં એમ વિનંતી કરવામાં આવી હતી કે, ૩૧મી જુલાઈ સુધીમાં પ્રથા બંધ થાય. આવી તારીખની ચોકસાઈથી સરકાર સાથે વાત કરવી એ હિંદી રાજકારણમાં નવી રીત હતી. સત્યાગ્રહનું શસ્ત્ર પણ નવું જ હતું. તેથી ઘણા લોક પૂછતા કે, જો સરકાર તે તારીખે બંધ નહિ કરે તો? ગાંધીજી જાણતા હતા કે તો સત્યાગ્રહ શરૂ થશે. પણ સરકારે હિંદના બધા પક્ષની એકત્રિત માગણી સ્વીકારી લેવાનું ડહાપણ બતાવ્યું, અને સત્યાગ્રહના છેલ્લા પગલાની પરિસ્થિતિ ન વહોરી.

સત્યાગ્રહમાં આમ તારીખથી કામ કરવું એ કાર્યના ઉકેલની તેમ જ લોકને પોતાના કામની સૂઝ પડવાની દૃષ્ટિએ બહુ જરૂરી છે. ૧૯૨૦-૨૧માં તારીખબંધ આપવામાં આવતા કાર્યક્રમો કામનો ઉકેલ કેવો સુગમ અને ત્વરિત કરી આપતા હતા તે બધાને ખબર છે. રાજકારણનું કામ પોતાનો કામધંધો પરવારી ફુરસદે કરવાની કલ્પના

સત્યાગ્રહે આપણે ત્યાંથી બિલકુલ કાઢી નાખી છે. તેથી લોકબળ પણ કદી નહિ જોયેલું તેવું ઉત્પન્ન કરી શકયા છીએ. તેમાં આ વખતબંધ કામ કરવાની પદ્ધતિ મોટું કારણ છે.

ઉપર આપણે જોઈ આવ્યા એવી એકતા જ્યાં જામેલી ન હોય ત્યાં એટલો જલદી સત્યાગ્રહનો ફેલાવો ન થઈ શકે. તેવી જગાએ લોકબળ ઉત્પન્ન કરવાની કળા અજમાવવાની હોય છે. જેમણે લોકના હૃદયમાં પોતાની સેવા દ્વારા પ્રવેશ સાધ્યો છે તેવા પ્રજાસેવકો આ કામ કરી શકે. સામા પક્ષની ભેદનીતિ અને અસત્ય તથા આક્ષેપબાણોની વચ્ચે રહીને એ કરવાનું હોવાથી એ કામ વિશેષ નાજુક બને છે. એવે વખતે ઘણી વાર તો સત્યાગ્રહીનાં ઉદ્યમ અને અવિરત શ્રમથી જ સત્તાધારી પક્ષ હારી જાય છે, કેમ કે સત્તાની હૂંફે નિરાંત વાળીને તે તેની રાહે કામ કરે છે. તે પહેલાં તો સત્યાગ્રહી ઘણું કરી શકયો હોય છે.

સત્યાગ્રહ કરવા ધારતા સમુદાયમાં અનેક જાતનાં સંગઠિત બળો તો સામાન્ય રીતે પહેલેથી હયાત હોય છે. આ બધાં સત્યાગ્રહી સંગઠન માટે કામ આવી શકે. તે તે હયાત બળનાં મંડળો દ્વારા સમુદાયને સહેલાઈથી પહોંચી શકાય અને તેમનું જ તંત્ર, નાની નાની ઘણી વિગતો પોતે કરી લઈ, સમય અને શક્તિની પણ કરકસર કરી આપે. પરંતુ આ મંડળો જુદા હેતુ અને ઉદ્દેશથી રચાયેલાં હોઈ સત્યાગ્રહી નેતા તેમની દ્વારા સીધું લડતનું કામ ન લઈ શકે; તે મંડળો એ આપી પણ ન શકે. એટલે તે કામને માટે તો જુદું મધ્યસ્થ મંડળ જ ઊભું કરવું વધારે સારું પડે. તેથી નીતિ તથા પદ્ધતિ પર પોતાનો જ કાબૂ રહી શકે. બીજો ફાયદો એ થાય છે કે, આ નિષ્પક્ષ મંડળ હોવાથી હયાત મંડળોને સત્યાગ્રહના ઉદ્દેશ પર એકત્ર થવામાં તે મદદગાર નીવડે છે. તેના વિના તેઓ પોતે કદાચ તેમના રાગદ્વેષને કારણે ન પણ એકઠાં થઈ શકે. આ અડચણ નવા મંડળના વ્યાપક ઉદ્દેશથી આપોઆપ ટળે છે.

'બારડોલી સત્યાગ્રહના ઇતિહાસ'માં લડતની શરૂઆતની સ્થિતિ વર્ણવતાં મહાદેવભાઈ જણાવે છે,

"સ્થિતિ તો સામાન્ય માણસને મૂંઝવે એવી હતી. લોકોની મનોદશામાં તત્કાળ પલટો કરવાની જરૂર હતી . . . . આખા તાલુકાની અનેક કોમો વચ્ચે મેળ સાધવાનો હતો."

આ બધું તો ત્યારે જ થાય કે લડતનો ભાવ અને સત્યાગ્રહનું ગૌરવ લોકના મન પર ઠસી જાય અને તેઓ સત્તા સામે નીડર બનતા જાય. આમ કરવા, ઝટ પરિણામને લોભે, સામા પક્ષ પ્રત્યે ઈર્ષા કે ઝેરવેરનું વાતાવરણ જમાવવું એ આપઘાતકારી છે. છતાં, લડતનું રહસ્ય સમજાવવું, સત્તાની ભડક ભાગવી, સ્વશક્તિનું ભાન કરાવવું, સ્વાશ્રય અને સ્વાધીનતા સમજાવવાં, એ બધાં કામો કરવાં જોઈએ. તેને માટે નેતાની સત્યાગ્રહી પ્રતિભા જ કામ આવી શકે, અને સામા પક્ષની લોકને છેડછાડ કરીને પજવવા વગેરેની રંજાડનીતિને પરિણામે પ્રજળતો પુણ્યપ્રકોપ તે પૂરું કરી આપે.

૫

સામો પક્ષ પણ સત્યાગ્રહી પક્ષની નબળાઈઓનો લાભ લેવા નથી ચૂકતો. સામ, દામ, ભેદ ને દંડ બધાં જ શસ્ત્રો એ વાપરશે. બધી રીતે તૈયાર સમુદાયને માટે તો આ બધું બળતામાં ઘી હોમ્યા બરાબર થવાનું. છતાં, સામાન્ય રીતે બે પરિણામ આવે, જે સત્યાગ્રહીએ સાચવી લેવાં જોઈએ. એક તો એ કે, સત્યાગ્રહી પર ગુજારાતાં દુઃખોનું નિવારણ વિચારવું ને શાંતિથી તેમની બરદાસ કરતાં શીખવવું. બીજું એ કે સમુદાયમાંથી ઢીલાપોચા લોક તાપ ન સહન કરી શકવાથી ખરવા લાગે ત્યારે આખા સમુદાયને ભ્રષ્ટ ન કરે તેની સામે પાળ બાંધવી. વૈયક્તિક લડતમાં તો આવા કંઈ પ્રશ્નો હોય જ નહિ. પણ સમુદાયમાં બધા સરખા તૈયાર નથી હોતા. પરસ્પર હૂંફે આખો સમુદાય નભે છે. એટલે દુઃખની માત્રા સામાન્ય રહે અને દળમાં તેને કારણે ભ્રષ્ટતા ન આવે એમ વિચારીને જ નીતિ ઘડવી જોઈએ. દુઃખો સહન કરતાં કરતાં પણ લોક વધારે ને વધારે તૈયાર થતા જાય છે એ અનુભવસિદ્ધ છે.

જો દુઃખથી લોક વ્યાકુળ બની પ્રસન્નતા ખુએ તો કાયર બને અને સત્યાગ્રહ લજવાય. અને ગમે તે ઇલાજે દુઃખ દૂર કરી શકવાનું

પણ ન બને એવી વાત છે. બધા જ સુખેદુ:ખે સાથે હોય; બધામાંથી ચાર છ જણ ગ્રહણ કરી શકે એવો માર્ગ તે માર્ગ ન જ ગણાય. પણ આ સુખેદુ:ખે સાથે રહેવાની વસ્તુ જ લોકને ભારે આશ્વાસનદાયી હોય છે. અને આગેવાન વર્ગ દુ:ખમાં પણ પહેલ કરે છે તેની ભારે બલદાયી અસર હોય છે. વળી જુલમને રોકવામાં ત્રાહિત પક્ષની સહાનુભૂતિ અને નિષ્પક્ષ ટીકા બહુ કરી શકે એ આપણે અનુભવે જોયું છે.

આવી આપભોગની પર્વણી સમાન સત્યાગ્રહની લડતમાં હાસ્યરસ અને ખેલને પણ કેટલું બધું સ્થાન છે તે જોવું હોય તો બારડોલીની લડતનો ઇતિહાસ જોવો. એ લડત ત્યાંની પ્રજા હાંસીખેલ કરતી કરતી પૂરી ન કરી ગઈ હોય, એવી અસર તેનો ઇતિહાસ વાંચતાં મન ઉપર પડે છે. તેનું કારણ તેમના જન્મસિદ્ધ લડવૈયા નેતા હતા. "આ લોકોને રીઝવીને હસાવીને લડાઈમાં અડગ રાખનાર શ્રી. વલ્લભભાઈની તોલે આવે એવા લડવૈયા વિરલ છે." લડતના એક વિનોદની નોંધ લેતાં મહાદેવભાઈ જણાવે છે, "ચીડ ન ચડે એટલા ખાતર પત્રિકામાં (દોરાબજી શેઠનો દારૂ ઢોળાયેલો તે) ઘટના વર્ણન કરનારી નોંધ આવી તેનું મથાળું આ હતું: 'સાલાં પીપ પણ સ્વરાજમાં ભળ્યાં!' ગમે તેવી ઘટનામાંથી વિનોદ કાઢી શકે એવી આ મનોદશાને કઈ સરકાર જીતી શકે? આ મનોદશા લોકો રોજ રોજ વધારે વધારે કેળવતા જતા હતા." આની સાથે ફૂલચંદભાઈનાં જોમદાયી અને દુ:ખવિસ્મારક ગીતોનો ગુંજારવ ને તેની ધૂન ન ભૂલવાં જોઈએ.

આ બધું વલ્લભભાઈ જેવા વિરલ નેતા જ કરી શકે અને કાબૂમાં પણ રાખે. પણ એ જાણવું જોઈએ કે, મૂઠ મારી જાણવાની સાથે તેનો ઉતાર પણ આવડે તો જ પૂરી વિદ્યા આવી ગણાય. એટલે લડતનો મામલો જામતો ગયો ને 'ખામોશીના પાઠ' જરૂરના જણાયા ત્યારે, "આ ખામોશીની સલાહ સાથે સરદારે પોતાના સિવાય બીજા કોઈ પણ જણે ભાષણ ન કરવાના મનાઈહુકમ કાઢ્યા, લોકો ટોળે ન થવાના હુકમ કાઢ્યા, સત્યાગ્રહનાં ગીતો ન ગાવાના હુકમો કાઢ્યા. કહેવાની જરૂર નથી કે આ બધા હુકમો અક્ષરશઃ પાળવામાં આવ્યા." લોકને કાબૂમાં રાખવાની, 'હસીને દુ:ખ ભૂલવાની,' અને તેમની પાસે

પ્રતિજ્ઞાપાલન કરાવવાની નેતાની કળા છે. એ બધી પણ મૂળ સંયમ ને સહનશક્તિના શણગારરૂપે હોય ત્યારે જ શોભી નીકળે.

સત્યાગ્રહી પર પડતાં દુઃખ દૂર કરવાના નિર્દોષ ઇલાજોમાં અદાલતોનો આશ્રય ઘણે ભાગે પોલો જ ગણાય. સરકાર સાથે જો યુદ્ધ હોય તો તો અદાલતો તેની જ હોઈ તેનું કામ કરે છે, એ આપણો જૂનો અનુભવ છે. બીજાં યુદ્ધોમાં સમય, ખરચ તથા ત્રીજા પક્ષનું પોતાના કજિયા માટે શરણ લેવું સત્યાગ્રહીને નથી પાલવતું. વેરવૃત્તિથી તો કશું ન કરવાનો તેનો લડતને અંગે જ નિયમ છે. એટલે કોર્ટનો આશ્રય તેમાં પણ ન લેવો જ લાભકારી હોય છે. તેથી તે કશું ખોતો તો નથી જ, કેમ કે જેટલું તે વધારે સહન કરે તેટલું તે તેને વધારે ચડાવનારું અને તેના પક્ષને વધારે સમર્થન કરનારું બને છે. જો કોર્ટે જવું સામાન્ય હિતને માટે હોય તો તે કરવાનું નેતા વિચારીને જણાવે છે.

કેટલાક પ્રસંગોમાં પૈસાથી દુઃખ દૂર કરાય એવું હોય છે, જેમ કે મજૂરોની હડતાલમાં કે જેલ ગયેલા સત્યાગ્રહીના કુટુંબો માટે. આવે પ્રસંગે સામાન્ય ખરચની નીતિની દૃષ્ટિએ વિચારવાનું તો રહે જ છે. પણ તેની યોગ્યાયોગ્યતા પણ જોવાની હોય છે. મજૂરોની લડતમાં પૈસા આપીને સત્યાગ્રહ તો ન જ લડી શકાય, એટલે તેમને કામ ગોતી આપવાની નીતિ જ યોગ્ય છે., મજૂરી કરીને ખાવાથી અને શાંતિથી પોતાની ટેક જાળવવાથી લોકમત પણ મજૂરના પક્ષમાં સહેજે વળે છે, કેમ કે આવું કરવાની પાછળ રહેલો શુદ્ધ સત્યાગ્રહી નિશ્ચય એટલો સ્પષ્ટ છે કે સામાના દિલમાં વસતાં તેને વાર નથી લાગતી.

સત્યાગ્રહી કુટુંબો વાસ્તે સંખ્યાનો વિચાર મુખ્ય હોય છે. ગઈ લડતમાં સ્વયંસેવકને શરૂઆતથી જ જણાવવામાં આવતું કે, મહાસભા તરફથી તે કશી મદદની આશા ન રાખી શકે. કેટલું ખરચ આપવું એ પણ સવાલ છે. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ લંબાયો ત્યારે સત્યાગ્રહી કુટુંબોને માટે ગાંધીજીએ સાદાઈ અને જાતમહેનતના તત્ત્વ પર ટૉલ્સ્ટૉય ફાર્મ સ્થાપી ત્યાં બધાંને રાખવાની વ્યવસ્થા કરી હતી. આ પ્રયોગ આપણને સત્યાગ્રહની છાવણીઓ કે આશ્રમો ચલાવવામાં બોધક નીવડે.

૬

સત્યાગ્રહી દળમાં ફૂટ ન પડે તે સંભાળવામાં સામાજિક બહિષ્કારનું શસ્ત્ર કામ દઈ શકે. જ્યાં સુધી એકલદોકલ નબળા લોક ખરી પડે ત્યાં સુધી વાતાવરણ દૂષિત નથી થતું. તેવા ખરેલા લોક પોતાની નબળાઈ સમજે અને તેથી શરમાય તો ચેપી પણ ન નીવડે. પણ જો ઘણા લોક પડે તો પડવાનું વાતાવરણ જામે અને તેવા લોકો જો બાંડા શિયાળનો પંથ સ્થાપવા જાય તો મુશ્કેલી આવે. તેવે વખતે સામું એટલું જ પ્રબળ ધારણ-બળ હોય તો જ સત્યાગ્રહી દળ ઓછું થવા છતાં ટકે. અને ઓછા પણ ટકે તે જરૂરી છે, કેમ કે સત્યાગ્રહમાં સંખ્યા કરતાં ટેક સાચવવાનું કામ મહત્ત્વનું છે. તેથી તો ગાંધીજી ઘણી વાર કહે છે કે, એક પણ સાચો સત્યાગ્રહી સત્યનો વિજય સિદ્ધ કરી દેખાડવાને માટે બસ છે.

આ ધારણ-બળ લોકનું જ હોવું જોઈએ, બહારથી તે ન આપી શકાય. એટલે તેમની જ રોજિંદા જીવનની નાતજાત વગેરેની સંસ્થાઓ — પંચ, મહાજન વગેરે — કામ આવે છે. તે તે સંસ્થા પોતાના સત્યાગ્રહીની આજુબાજુ વાડરૂપ થઈ શકે, અને પરાપૂર્વથી તેની બહાર ભાગનારને કરતી આવી છે તેમ, બહિષ્કારનો દંડ પણ દઈ શકે. પરંતુ એ બહિષ્કારની મર્યાદા હોવી જોઈએ. તે શસ્ત્રનો ઉપયોગ કરીને લડતમાં ન ભળવા માગનારને તાણી લાવી ન શકાય, અથવા જે લાચારીથી નીકળી જવા માગે તેને રાખવાની જબરદસ્તી પણ ન કરવી જોઈએ. છતાં, અમુક મર્યાદામાં રહી તેવાઓનો અસહકાર કરી શકાય ખરો. તે મર્યાદા શી હોય તે બહિષ્કારના પ્રકરણમાં જોઈશું. અહીં એટલું જ જોઈએ કે, મર્યાદામાં વપરાય તો નિર્દોષ ને હકસર હોવા છતાં, જો તેની બહાર વપરાય તો આ શસ્ત્ર નુકસાનકર્તા છે. તેથી તેનો ઉપયોગ નાજુકાઈથી કરવો ઘટે. નહિ તો, મહાદેવભાઈ લખે છે તેમ, "બહિષ્કારનું શસ્ત્ર જ એવું છે કે એમાં હદ ચાતરવાનો ભય હંમેશાં રહે છે." લોકમતને ન ગાંઠનાર વ્યક્તિને નિયમનમાં લાવવા પણ આ બહિષ્કારનું સામાજિક બળ ખપ લાગી શકે. નાત વગેરેનાં બંધારણો તો દંડ

કરવાની સત્તા પણ વાપરે છે. એની પણ મર્યાદા તો હોવી જ જોઈએ. સત્યાગ્રહના શસ્ત્ર તરીકે વાપરતી વેળા આ સામાજિક શસ્ત્રનો કેટલોક ફેરફાર આવશ્યક થાય છે. આનો વિચાર આગળ જુદા પ્રકરણમાં કરીશું.

૭

કાર્યપદ્ધતિમાં એક વાત કરવાની રહે છે તે ગુપ્તતાના અભાવની. આગળ એક પ્રકરણમાં તે વિષે આપણે જોયું હતું કે સત્યાગ્રહમાં એ મુદ્દાની શરત છે. ગુપ્તતાના અભાવથી નિર્ભયતાને ખીલવાને બરાબર અનુકૂળ વાતાવરણ મળે છે. છૂપું રાખવાની ચિંતામાંથી મુક્તિ મળવાથી ચિત્તમાં એક જાતનું સમાધાન અને કાર્યમાં વિશ્વાસ રહે છે. લડત સરકાર સાથે હોય તો છૂપી પોલીસનો ત્રાસ નડતો નથી. આથીય મોટો ફાયદો તો એ થાય છે કે લોકો લડતમાં કેળવાતા જાય છે. કાંઈ જ સાધન છૂપું નહિ કે કશા દાવપેચની રમત નહિ, એ વસ્તુ જ અભયદાયી ને કેળવણીપ્રદ થઈ પડે છે. તેથી કરીને નેતા જેલમાં જાય ત્યારે પણ લોકો ગભરાટથી ગૂંચવાઈ પડતા નથી, કેમ કે માર્ગ તેમની સામે ખુલ્લો જ પડેલો હોય છે, એટલે પોતામાંથી વિશ્વાસપાત્ર નેતા ચૂંટતાં વાર નથી લાગતી.

કામ કામને શીખવે છે એ સત્યાગ્રહમાં બહુ સાચું પડે છે. શરૂઆતમાં કલ્પનાય નથી હોતી એટલું બધું અને એવી જાતનું કામ, લડત વધે છે તેમ, આવતું જાય છે. છતાં તે બધું, એની મેળે જાણે ન ગોઠવાઈ જતું હોય એમ, લડતોના ઇતિહાસ જોતાં, દેખાય છે. એ સત્યાગ્રહની લોકકેળવણીની શક્તિને આભારી છે. સત્યાગ્રહની મૂળ મર્યાદા સચવાય તો કાર્યપદ્ધતિ એની મેળે જ જાણે ન સૂઝતી હોય એમ બને છે. એ મૂળ મર્યાદાની સંભાળ લેનાર સત્યાગ્રહી સેના છે. તેનો હવે વિચાર કરીશું.

# ૧૪

# સત્યાગ્રહી સેના

"ગમે તેટલાં નાણાંથી સત્યાગ્રહની — સત્યની — આત્મશુદ્ધિની — આત્મબળની, લડત ન ચાલી શકે. એ લડતને સારુ ચારિત્રની મૂડી જોઈએ. ધણી વિનાનો મહેલ પણ જેમ ખંડિયેર જેવો લાગે તેમ ચારિત્ર્યહીન મનુષ્યનું અને તેની મિલકતનું સમજવું." —ગાંધીજી

"હિંસક શસ્ત્રોથી લડનારી સેનાને માટે ડ્રિલ વગેરે તાલીમની જેવી જરૂર છે તેવી જરૂર અહિંસક સેનાને માટે રચનાત્મક કાર્યની છે. તાલીમ વિનાના લોકોમાં, તેમનો વિશ્વાસ પણ ન મેળવેલો હોય તેવા અપરિચિત નેતાઓ જઈને વ્યક્તિગત સવિનય ભંગ કરશે તો તેનો કશો ઉપયોગ નથી અને તેવામાં સામુદાયિક સવિનય ભંગ પણ અશક્ય થઈ પડવાનો છે."

—ગાંધીજી

## ૧

સત્યાગ્રહની છાવણીના કામમાં મુખ્ય વિચાર તેના પ્રાણરૂપ સત્યાગ્રહી સેનાનો કરવો જોઈએ. ૧૯૩૦–૩૨ની લડતની જેમ, કોક વાર તેનું મકાન પણ અગત્યનો ભાગ ભજવે છે. સરકારે ગયે વરસે મકાનો જપ્ત કર્યાં ત્યારે જ્યાં સ્વયંસેવકો વસે તે જ છાવણી ગણાતી, એટલે કામ કરનારા એ જ ખરી છાવણી છે. તેમનો વિચાર ત્રણ ભાગમાં વહેંચીને કરી શકાય:

(૧) નેતા વર્ગ (૨) સ્વયંસેવક દળ (૩) સત્યાગ્રહી સમુદાય. તેમાંના પહેલા બે વિભાગ ચોવીસે કલાક કામ સંભાળનારના હોઈ તે સત્યાગ્રહની ખડી ફોજ ગણાય. સત્યાગ્રહી સમુદાયમાં થાણાં નાખીને તેઓ પ્રસરી ગયા હોય. આ થાણાંની વ્યૂહરચના વગેરે લડતના પ્રકાર ઉપર આધાર રાખે છે. લડતનો વિસ્તાર, તેનો પ્રકાર, કરવાનું કામ તથા જાળવવાની સાવચેતી વગેરે જોવાનાં હોય છે. ગામડાંમાં લડત પથરાયેલી હોય તો ગ્રામસંગઠન જરૂરનું થાય. શહેરની લડતમાં તેથી જુદા પ્રકારનું બંધારણ જોઈએ. ગમે તેવું બંધારણ જરૂરી હો, આટલું તો નક્કી કે, એક મધ્યસ્થ મંડળ આખી લડત દોરનાર હોય

અને ઉપરના ત્રણે વિભાગ એકરાગ બનીને તેની નીચે કામ કરતા હોવા જોઈએ. શરીરમાં જ્ઞાનતંતુના તંત્રની જેમ તેઓનું તંત્ર ગોઠવાવું જોઈએ. એમ થાય તો તેઓનો અભેદ્ય દુર્ગ બની જાય અને લડત જીતતાં વાર ન લાગે. ઢીલા લોકો તેની પાંખમાં ભરાઈ શકે. કામમાં ત્વરા, નિયમિતતા અને સળંગનીતિ સાચવવામાં વાંધો ન આવે.

આવી તંત્રરચનાનું ઉત્તમ દૃષ્ટાંત બારડોલીની લડત છે. ગામે-ગામ સુંદર સંગઠન કરવામાં આવ્યું હતું. નાતજાતનાં મહાજન તેમાં સહાયકારી બન્યાં હતાં. થાણદારો ગામોના વિભાગ પ્રમાણે ગોઠવાયા હતા. બધાને માથે સરદાર હતા. "એક બાજુથી આ ગ્રામસંગઠન અને બીજી બાજુથી સરદારની કુશળ વ્યૂહરચના સૌને આશ્ચર્ય પમાડતી હતી. . . . સરદારને કુંદન જેવા સાથી મળ્યા હતા. સરદારને સાચી પરિસ્થિતિથી વાકેફ કરનારા, નબળાઈ ન ઢાંકનારા, અને સરદાર પણ જેની પવિત્રતાને નમે એવા સાથીઓ મળ્યા હતા. અને આ થાણદારોના કિલ્લા સ્વયંસેવકોની સેના વિના શી રીતે નભી શકત? એ લોકોને તાપ, તડકો અને તરસ જેવી વસ્તુ નહોતી. ગમે તેવે રસ્તે કાળી રાતે જતાં તેમની છાતી ડગતી નહોતી. . . . સરદારના આ તંત્રે સરકારના મોટા મોટા પગારદારોથી ચાલતા અમલદારના તંત્રને પાંગળું કરી મૂક્યું હતું.

"અને સૌની મોખરે સરદાર! આઠે પહોર કાલે શું કરવું તેની ચિંતા કરતો, કાળામાં કાળાં વાદળ આવશે તો તેને અમુક રીતે પહોંચી વળશું એવા ઘાટ ઘડતો, પકડવાના હુકમ કાલે આવશે એમ માની આજથી તેની તૈયારી રાખતો, હજાર હુકમ કાઢતો, અહીં આશ્વાસન દેતો, પણે હસાવતો, . . . સૌને ચેતવતો, સર્વવ્યાપી સરદાર સૌ કોઈનું આકર્ષણ કરે. . . ."

ગઈ લડત વખતનો, સરમુખત્યારી અને સંગ્રામસમિતિની પરંપરાઓ ચલાવવાનો અનુભવ પણ અહીં નોંધવો જોઈએ. એવી અનિશ્ચિતતામાંય નિશ્ચિતપણે કામ કરવાની આવડત સત્યાગ્રહી યુદ્ધ લડનારો જ બતાવી શકે. તેની યુદ્ધકળા જ એવી છે કે જેમાં તે છેડછેડો પણ ઝળકી ઊઠી શકે. જેમ તે બાહ્ય જંજાળ વધારે તેમ

તેને ઊલટો બોજો પડે. ચારે કોરથી સત્તાધારીઓ તેને અજંપો અજંપો કરી મૂકે છતાં તે તો તેના વિચારબળ પર નિર્ભર રહેનાર હોવાથી ગભરાતો નથી. વિચારને કોણ કાબૂમાં રાખી શકે ? જેમ જેમ બહારનાં બંધનો છૂટતાં જાય છે તેમ તેમ આ વિચારબળ વાયુની જેમ પ્રસરે છે. આવી જાતનું યુદ્ધ ચલાવવાની પણ સત્યાગ્રહી સેનાને તાલીમ હોવી જોઈએ.

૨

એ તાલીમ અને શરૂઆતમાં જોઈ તે તંત્રનિષ્ઠા ને શિસ્ત માત્ર ભાવનાથી નથી આવી શકતી. તેને માટે કેળવાવું પડે. નહિ તો, અણીને સમયે તેનો અભાવ નડે છે. એનું રહસ્ય સમયની બચત, વખતસરપણું અને વ્યવસ્થા છે. મોટા સમુદાયનાં કામો કરવા આ ગુણો પ્રથમ આવશ્યકતાના ગણાય. રાષ્ટ્રીય શાળાઓ તથા આશ્રમમાં તૈયાર થયેલા સેવકો દ્વારા આજ સુધીનાં યુદ્ધો ચાલતાં. તાલીમનું મહત્ત્વ જોઈ મહાસભા પોતે હવે હિંદુસ્તાન સેવાદળ દ્વારા સેવકો તૈયાર કરે છે.

હિંસક સેનાની જેમ અહિંસક સેનામાં પણ શિસ્ત અને તત્પરતા તો જોઈએ જ. "જો કોઈ પણ પાશ્ચાત્ય વસ્તુની નકલ કરવી યોગ્ય હોય તો 'ડ્રિલ'ની નકલ કરવા જેવું મને લાગે છે. એક મિત્રે ટીકા કરેલી કે, આપણને ચાલતાં આવડતું જ નથી અને એકઠા થઈને રીતસર ચાલવાની તો મુદ્દલ ખબર નથી. હજારો માણસો તાલબંધ ચૂપકીથી ગમે તે દશામાં બબ્બે ચાર ચારની હાર બાંધી ચાલી શકે એ શક્તિ આપણામાં નથી. આવી ડ્રિલનો કેવળ લડાઈમાં જ ઉપયોગ છે એવું કાંઈ નથી. ઘણાં પરોપકારી કામોમાં ડ્રિલનો ભારે ઉપયોગ થઈ શકે છે, જેમ કે આગ હોલવવામાં, ડૂબેલાને મદદ કરવામાં, માંદાને ડોળીમાં લઈ જવામાં. . . ."

બીજી ગુજરાત કેળવણી પરિષદમાં જણાવેલા ગાંધીજીના આ વિચારો આજે પણ મોટે ભાગે તાજા જ જેવા છે. ગયા વરસનાં આપણાં સરઘસો, સભાઓ, જલસા વગેરે આપણે કરતા હતા, પરંતુ તેમાં તાલીમની ઊણપને કારણે ઠીક ઠીક અવ્યવસ્થા પણ વેઠતા. એ આપણી સામુદાયિક ઊણપ અક્ષરજ્ઞાનના અભાવની ઊણપ કરતાં પણ

વધારે નડતરરૂપ છે. પણ એમ કરતાં તો આપણે સૈનિકોની તાલીમ વિચારતાં સમુદાયની તાલીમની વાત પર આવી ગયા.

સૈનિકોને કેવી તાલીમ આપવી એ મહત્ત્વનો વિષય ગણાય. આપણે જેને સૈનિક કહીએ છીએ તે ખરી રીતે સેવક છે, એ અહીં ન ભૂલવું જોઈએ. જે લડતમાં તેને કામ કરવાનું છે તે શાંત સત્યાગ્રહ છે. લાઠી ખાવી ને ખડે પગે કલાકોના કલાકો કામમાં ગાળવા ત્યાંથી માંડીને તે ગામસુધરાઈ અને ખાદીપ્રચાર જેવાં કામો તેને માથે આવે છે. લડવાનું આવે ત્યારે લડવાની તૈયારી; બીજે વખતે લોકોમાં રહી સતત રચનાત્મક કામ કરવાની આવડત;— એવી એની પાસેથી અપેક્ષા રખાય છે. જે લડતમાં તે કામ કરતો હોય તેને વિષે શંકા-સમાધાન કરી શકે એટલું જ્ઞાન પણ તેની પાસે હોવું જોઈએ. જે તાલીમ તેને આપવામાં આવે તેનાથી સેવાપરાયણતા અને આજ્ઞાપાલન તથા અથાક મહેનત કરવાનો ઉત્સાહ તેનામાં કેળવાય એ જોવું જોઈએ. રાષ્ટ્રભાષા અને સ્વભાવનું મળતાવડાપણું સેવક પાસે ન હોય તો લોકોમાં રહીને તે કામ ન કરી શકે. આ વિષયનું વધારે લંબાણ અહીં અસ્થાને ગણાય. કેટલીક સૂચક બાબતો જ અહીં નોંધી છે.

આવી શિસ્ત અને તાલીમવાળા થોડા પણ સૈનિકો વધારે સારા, પણ શિસ્ત વિનાના ઘણા પણ ભારરૂપ નીવડે. તે થોડામાંથી ઘણા થઈ શકે, પણ પેલા ઘણા આખી બાજી બગાડી મૂકવા સંભવ છે. જેને ગાંધીજીએ* દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમાં વૃદ્ધિનો કાયદો કહ્યો છે, તે સત્યાગ્રહમાં લાગુ પડે છે. "જેમ ગંગા નદી જેમ જેમ આગળ વધે છે તેમ તેમ અનેક નદીઓ આવીને મળે છે અને તેના મુખ આગળ તો તેનો પટ એટલો બધો વિશાળ બની જાય છે કે . . . સમુદ્રમાં અને તેનામાં કશો તફાવત જણાતો નથી, તે જ પ્રમાણે સત્યાગ્રહની લડત"માં બને છે. રૉલેટ કાયદાના વિરોધની શરૂઆત ૧૬–૧૭ જણની પ્રતિજ્ઞાથી થઈ હતી. દક્ષિણ આફ્રિકાની છેવટની લડતની શરૂઆત પણ લગભગ તેટલી જ સંખ્યાથી થયેલી. પાછળથી કેવા વાયુવેગે એઉ લડત પ્રસરી તે આપણે જાણીએ છીએ. એટલે

* જુઓ '૬૦ આ૦નો સત્યાગ્રહ' ભાગ ૧, પાન ૨૯.

સત્યાગ્રહમાં સંખ્યા કરતાં ગુણુ મહત્ત્વની જરૂર ગણાય છે. તે વિષે આપણે ફરી આગળ વધારે જોઈશું.

કોઈ કહેશે, આમ પાછળથી વધનાર લોકમાં શિસ્ત ન હોવાનો ઘણો સંભવ છે. તેથી વાંધો ન આવે ? અહીં સામાન્ય સત્યાગ્રહી સાથે સૈનિક કે સ્વયંસેવક આપણે જેને કહીએ છીએ તેનો ગૂંચવાડો ન કરવો જોઈએ. સામાન્ય સત્યાગ્રહી લડતમાં અહિંસા પાળે અને સૂચના અનુસાર પોતાનું કામ કરે એટલું બસ છે. તાલીમ અને શિસ્તની જે વાત આપણે કરી તે સેવકદળને માટે છે. આમની સંખ્યા સત્યાગ્રહી સમુદાય કરતાં સાધારણ રીતે ઓછી હોવાની. એમનું કામ લોકમાં રહી સેનાપતિની આજ્ઞાઓ પહોંચાડવી, તે પ્રમાણે પાલન કરાવવું, ખબરઅંતર મેળવવી, લોકમાં સાથે રહી તેમનાં સુખ-દુઃખ જાણવાં, વગેરે છે. તેથી તેઓ પાસે તાલીમ બરાબર હોવી જોઈએ.

તેમનામાં પણ ઉપર જોયો તે વૃદ્ધિનો કાયદો તો લાગે જ છે. લડત વધે તેમ સામાન્ય સમુદાયમાંથી જ તેઓનું કામ સંભાળે એવા સૈનિકો તૈયાર થતા જાય છે. એટલે જૂના પકડાય તોય પરંપરા તૂટવાનો ભય નથી રહેતો. જો પ્રજાને પહેલાં સત્યાગ્રહી લડતની તાલીમ મળી હોય તો તેઓ એક વાર શરૂ થયેલું યુદ્ધ પોતે પણ ચલાવી શકે, જે ઘટના ગુજરાતનાં ઘણાં સ્થળોએ આપણે ગયે વરસે જોઈ હતી.

/ સૈનિકની તાલીમમાં અને સત્યાગ્રહના આખા યુદ્ધમાં એક મહત્ત્વની વસ્તુ યાદ રાખવાની એ છે કે જેની સામે યુદ્ધ આદરાય છે એને તોડી પાડવાનો ઇરાદો જ તેમાં નથી હોતો, પરંતુ તેને સુધારવાનો અને ન સુધરે તો તોડી પાડી તેના અવેજમાં નવું ઊભું કરવાનો હોય છે. હિંસક લડાઈ તો માત્ર ખંડનાત્મક શક્તિ છે. એટલે તેનો સૈનિક મારફાડ કરવાની કળા જ જાણે છે. સત્યાગ્રહી તે કળાનો ત્યાગ કરે છે. તે તો તેની નવી સુધારાવાળી રચના કરતાં કરતાં તે દ્વારા જ સરકારને કે જે સત્તા હોય તેને સુધરવા ચેલેન્જ આપે છે. તેનો કાર્યક્રમ જ એવો હોય છે કે સત્તા તેનું સાંભળે, નહિ તો તેને માગ આપે. તેથી તે સત્તા મળે તો તેને શોભાવવાની, એટલે કે નવું તંત્ર

ચલાવવાની સત્યાગ્રહી પાસે તાકાત જોઈએ.' આજે આપણે સ્વરાજ માગીએ છીએ. પણ તેમાં એમ શંકા કરવામાં આવે છે કે, આપણી પાસે તે ભોગવવા ને શોભાવવા તાકાત છે? મહાસભામાં તે છે એમ આપણે કહી શકીએ છીએ, કારણ કે સત્યાગ્રહ દ્વારા આપણે તે કેળવી છે. જોકે તે હોય તો જ સ્વરાજનો હક સિદ્ધ થાય એવું તો નથી જ. હિંસક યુદ્ધનો નેતા એ શક્તિનો દાવો નહિ કરી શકે. તેથી તો સેનાપતિની સરમુખત્યારીઓ લાંબો વખત ટકતી નથી, એમ ઇતિહાસમાં આપણે જોઈએ છીએ. આમ જે નવું રચવાની તાકાત કેળવવી એ સત્યાગ્રહનો મોટો ગુણ છે. સત્યાગ્રહ સમાજધર્મનું જ અંગ છે તેથી તેમ બની શકે છે.

૩

આવી તાકાતને માટે લોકમાં અક્ષરજ્ઞાન જોઈએ જ કે અમુક રાજકારણી જ્ઞાન જોઈએ ને સ્વતંત્ર બુદ્ધિ જોઈએ એવો, ખાસ કરીને ભણેલા વર્ગોનો, વહેમ હોય છે. જેમને માથે આગેવાનીનું કામ છે, દોરવાનું કામ છે, તેવાઓ માટે આ કદાચ સાચું ગણાય. તેવાઓને માટેય આ બધું તો શણગાર જ હશે; તેમની પાસે મુખ્ય તો સેવાવૃત્તિ અને લોકપ્રિયતા જોઈશે. પરંતુ, સામાન્ય લોક માટે પણ આ આવડત જોઈએ એમ કહેવામાં તો ભણેલાનો પોતાના પરથી તારવેલો પૂર્વગ્રહ જ હોય છે. જેમ કે, અંગ્રેજી બધાને શીખવવું જોઈએ, તે વિના તેઓ નવી દુનિયા નહિ સમજી શકે, એવો આજ પણ ઘણા પ્રામાણિકપણે મત ધરાવે છે. અહીં આગળ એમ પણ અર્થ નથી સમજવાનો કે લોકમાં અક્ષરજ્ઞાન વગેરે હોવું તેનો તત્ત્વતઃ વિરોધ કરાય છે. આ બધી જરૂરો સત્યાગ્રહના યુદ્ધની દૃષ્ટિએ જ આપણે વિચારીએ છીએ.

એ બધાની સુંદર સંવાદરૂપે ચર્ચા 'ગાંધીજીની જુબાની'માં મળી આવે છે તે જ અહીં જોવી ઉત્તમ થશે :

"શ્રી. સેતલવાડે પૂછ્યું :— ગમે તેવો પ્રમાણિક માણસ હોય તોપણ બીજા પ્રમાણિક માણસો અને પોતાની વચ્ચે સત્યને વિષે પણ મતભેદ તો હોય છે એમ આપણે જોઈએ છીએ. ત્યારે સત્યનો નિર્ણય કોણ કરી શકે?

ગાંધીજી — દરેકે પોતાને સારુ કરવો રહ્યો.

પ્રશ્ન — પણ જેટલાં માથાં તેટલા મત હોય છે એટલે ગોલમાલ થવાનો સંભવ નથી રહેતો?

જવાબ — મને એમ ભાસતું નથી.

સ૦ — પણ એક જ સત્યને શોધતાં દરેક માણસ જુદા જુદા અભિપ્રાયો બાંધતો જ આવ્યો છે.

જ૦ — તેથી જ અહિંસા એ સત્યાગ્રહનો આવશ્યક ભાગ છે. તે વિના, હું કબૂલ કરું છું કે, ગોલમાલ થાય એટલું જ નહિ પણ તેથીયે વધારે દુઃખદ પરિણામો આવવા સંભવ રહે.

સ૦ — ત્યારે સત્યનો આગ્રહ રાખનાર માણસ ચારિત્ર્યમાં અને બુદ્ધિમાં કુશળ હોવો જોઈએ એમ તો તમે કબૂલ કરશો?

જ૦ — ના જી. સત્યાગ્રહને પૂરતા સત્યના અને અહિંસાના તત્ત્વની આશા હું બધામાં રાખું. ધારો કે કએ કાંઈ સત્ય શોધી કાઢ્યું અને ખએ તથા ગએ તેનો સ્વીકાર કર્યો; પછી ખમાં અને ગમાં કના જેટલાં જ ઊંચાં ચારિત્ર્ય અને બુદ્ધિની જરૂર સત્યાચરણને સારુ હું નથી સ્વીકારતો.

સ૦ — ત્યારે આનો અર્થ એ થયો કે, એક માણસ નિર્ણય કરે અને તેનાથી ઓછા ચારિત્ર્ય અને બુદ્ધિવાળાઓએ આંધળા થઈને તેનું અનુકરણ કરવું.

જ૦ — આંધળા થઈને અનુકરણ કરવાની વાત મારા આગલા જવાબમાંથી આપ નથી ઘટાવી શકતા. હું જે કહેવાને ઇચ્છું છું તે આ છે: માણસ પોતે સ્વતંત્ર રીતે જો શોધો કરી સત્ય ખોળવા જ ઇચ્છે તો જેણે અમુક વિષય બાબત શોધ કરી હોય તેનો એ સ્વીકાર કરે અને પછી કોઈને નુકસાન પહોંચાડ્યા સિવાય સત્યમાર્ગે ચાલે. આમાં અમુક માણસની શોધ યોગ્ય છે કે અયોગ્ય, ખરી છે કે ખોટી, તે જાણવા પૂરતો બુદ્ધિનો ઉપયોગ દરેકે કરવો રહ્યો છે. એટલે સત્યાગ્રહમાં અંધશ્રદ્ધાને ક્યાંયે અવકાશ નથી.

સ૦ — ત્યારે તમારા ધોરણ પ્રમાણે તો એમ થયું કે, ચારિત્ર્ય-કુશળ અને બુદ્ધિકુશળ માણસ જે નિર્ણય કરે તે તે પ્રમાણે બીજાઓએ આંધળાભીંત બની વર્તવું, કેમ કે તેઓ ઓછી બુદ્ધિને લીધે સ્વતંત્ર નિર્ણય નથી કરી શકતા.

જ૦ — આપે મારો વિચાર બરાબર મૂક્યો ન ગણાય. મેં કહ્યું કે હું અંધ અનુકરણને માનતો જ નથી. સામાન્ય માણસમાં કામ કરવાની જેટલી શક્તિ છે તેથી વધારે શક્તિની જરૂરિયાત સત્યાગ્રહમાં મેં માની નથી."

સત્યાગ્રહમાં સંખ્યાબળના સ્થાન બાબતની એટલી જ રસિક પ્રશ્નોત્તરી હવે જોઈએ.

"સ૦ — હું માનું છું કે, અમુક હિલચાલની ફતેહનો આધાર તો તેના અનુયાયીઓની સંખ્યા ઉપર રહે છે.

જ૦ — સત્યાગ્રહને વિષે એવું કંઈ ખાસ છે એમ હું કબૂલ ન કરું. સત્યાગ્રહમાં એક જ શુદ્ધ સત્યાગ્રહી વિજય મેળવી શકે છે."

એવા જ બીજા એક સભ્યના પ્રશ્નના ઉત્તરમાં ગાંધીજીએ જણાવ્યું હતું :—

"બીજી લડતોને વિષે એ વાત ખરી છે. પણ સત્યાગ્રહમાં જોકે સંખ્યા હોય તો જાણે સારું, તથાપિ સત્યાગ્રહ સંખ્યાની ઉપર મુદ્દલ આધાર નથી રાખતો."

સ૦ — પણ તમે જેમ બને તેમ વધારે માણસો સત્યાગ્રહમાં જોડવાનો પ્રયત્ન તો જરૂર કરો—

જ૦ — એ પણ સર્વાંશે બરાબર નથી, કેમ કે સત્યાગ્રહનો આધાર તો કેવળ સત્ય ઉપર અને સત્યાગ્રહની તપશ્ચર્યા ઉપર રહેલો છે.

સ૦ — પણ એક માણસનો અવાજ રાજપ્રકરણી મામલામાં કેટલું કામ કરે ?

જ૦ — એ ઘણું કરે એ બતાવવાનો મારો પ્રયત્ન છે.

સ૦ — તમે માનો છો કે અંગ્રેજી અમલદારો એક માણસનું કંઈ સાંભળે ?

જ૦ — એવું બનેલું મેં જોયું છે. લૉર્ડ બેન્ટિંક કેશવચંદ્ર સેનને સારુ મિ૦ બેન્ટિંક બન્યા.

સ૦ — પણ એ તો તમે એક ભારે માણસનો દાખલો આપ્યો.

જ૦ — સામાન્ય માણસ પણ નીતિ કેળવી શકે છે. જોકે અક્ષરજ્ઞાનની જરૂર હું માનું છું અને આપણી પ્રજામાં ઘણા નિરક્ષર છે, તોપણ સત્યાગ્રહનો મંત્ર કેવળ નિરક્ષર માણસોને પણ આપવામાં જરાયે અડચણ ન આવે એવો મારો બહોળો અનુભવ છે.

સ૦ — દક્ષિણ આફ્રિકામાં તમે ફતેહ મેળવી શકયા એનું શું કારણ માનો છો ?

જ૦ — સામાન્ય રીતે એમ કહી શકાય કે, ત્યાં ઘણાં સ્ત્રીપુરુષો જેલ જવા તૈયાર થયાં અને જરાયે મર્યાદા ન મેલી અને શાંતિ જાળવી શકયાં, એ કારણ હું ફતેહનું માનું છું.

સ૦ — ત્યારે તમે એમ કબૂલ નહિ કરો કે સત્યાગ્રહની લડતમાં પણ તમારે ઘણા માણસોની જરૂર તો ખરી?

જ૦ — ના જી. ઘણાં માણસો હોય તો ફતેહ વહેલી મળે એમ હું માનું છું ખરો, પણ તે વિના ન જ મળી શકે એવું હું નથી માનતો. દક્ષિણ આફ્રિકામાં જોકે સંખ્યાને લીધે જોર મળ્યું એમ કબૂલ કરવું જ જોઈએ, છતાં લડતનું ખરું રહસ્ય અને ખરું જોર તો તેની શુદ્ધતામાં અને શુદ્ધ સાધનોમાં હતું, એવી મારી દૃઢ માન્યતા છે. અને સાધનની શુદ્ધતાને લીધે હું દક્ષિણ આફ્રિકામાં પ્રતિકૂળ સંજોગો છતાં દક્ષિણ આફ્રિકાના અગ્રેસરોની સહાનુભૂતિ મેળવી શક્યો હતો. વળી જેઓ ખુનામરકીને વિષે શ્રદ્ધા રાખનારા છે તેવા માણસોના ઉત્સાહને પોષી શકે એવું ધાર્મિક સાધન તો સત્યાગ્રહ જ છે."

૪

સત્યાગ્રહી સેનામાં બહેનોનું સ્થાન કેટલું બધું છે તે બારડોલી અને ગઈ લડત પછી જણાવવાની જરૂર નથી. સત્યાગ્રહની શાંત લડતમાં બહેનો પણ ભાગ લઈ શકે છે એ વસ્તુને ગાંધીજીએ તેનું ખાસ પસંદ કરવા લાયક લક્ષણ ગણ્યું છે. હિંસક લડતમાં તેમ બનવું અશક્ય છે એ કહેવાની જરૂર નથી. રશિયામાં બહેનોને પણ તેને માટે તૈયાર કરવામાં આવેલી. પણ તેનું સારું પરિણામ આવ્યું એમ નથી કહેવાતું. તે ગમે તેમ હોય, હિંદમાં તો તેવો અખતરો પણ અસંભવ છે, એ આપણું સદ્ભાગ્ય છે.

સત્યાગ્રહ લોકજાગૃતિ અને લોકકેળવણીનું વ્યાપક સાધન છે, તો તે લોકના અર્ધા ભાગ જેટલી જે બહેનો ગણાય તેને ન પહોંચે તો તે દાવો ખોટો જ ઠરે. અહિંસા અને સહનશક્તિ તથા આગ્રહ જેમાં જરૂરી હોય તેવાં કામોમાં બહેનો તો પાણીમાં માછલીની જેમ મહાલી શકે. માત્ર તેમને લડતમાં દાખલ થવા જેટલી પવિત્રતા હોવી જોઈએ. એથી તો સત્યાગ્રહી લડતમાં બહેનોની હાજરી બેવડી આશીર્વાદ સમાન નીવડે : વાતાવરણની પવિત્રતા સચવાય અને શાંતિની ખાતરી મળે.

સત્યાગ્રહ—યુગમાં થયેલી બહેનોની જાગૃતિ અને અનાયાસે તેમને મળેલી કેળવણી એ ગાંધીજીની સ્ત્રી-સેવા સંસારસુધારકે પણ મુક્ત કંઠે વખાણ કરવા જેવી છે. આને લીધે આપણું યુદ્ધ કેટલું બધું આગળ

ધાપ્યું છે એનો ચોક્કસ આંક કાઢવો મુશ્કેલ છે. વર્ષોથી નહિ પણ જમાનાઓથી દબાયેલી બહેનોને એક દોઢ દાયકામાં દેશસેવામાં પુરુષોની સાથોસાથ કરી દેવાનું માન ગાંધીજીને જ ઘટે છે. આજે તો તેઓ જેલ જવા સુધીની પણ હિંમત કરી ચૂકી છે.

પુરુષોની જેમ સ્ત્રીઓ જાહેર જીવનમાં રસ લે એમ ગાંધીજી હમેશ કહેતા આવ્યા છે. ખેડાની લડત વખતે એક સભામાં સ્ત્રીઓની હાજરી ન જોતાં તેમણે કહ્યું, " મારી ઉમેદ હતી કે આ સભાની અંદર બહેનો પણ આવશે. આ કામમાં જેટલી પુરુષોની તેટલી જ સ્ત્રીઓની જરૂર છે. મને લાગે છે કે સ્ત્રીઓની વધારે હશે. જો સ્ત્રીઓ આપણા કામકાજમાં સામેલ હોય, આપણા દુઃખમાં ભાગ ભરનારી હોય, તો આપણે વધારે કામ કરી શકીએ." બીજી એક સભામાં બહેનોને ઉદ્દેશીને કહ્યું, " તમે તમારા ધણીને પરણ્યાં છો, ઘરેણાં કે ઢોરને નહિ. તમારા ધણીઓએ લીધેલી પ્રતિજ્ઞા પાળવામાં તમારે મદદ કરવી એ તમારો ધર્મ છે." બીજી સભામાં વળી તેમને આમ કહ્યું હતું, " બૈરાંઓએ પણ પ્રતિજ્ઞા જાળવવી. જો બૈરાં ટેકીલાં ન થાય તો એમનાં છોકરાં પણ નમાલાં થશે."

સત્યાગ્રહ–યુગની એ શરૂઆત હતી. ત્યારે પણ આ વાત સમજતાં બહેનોને વાર ન લાગી. લડતના અંતમાં તે બાબત થયેલી મુંબઈની એક સભા આગળ બહેનોના કામનું વર્ણન કરતાં તેમને આવું પ્રમાણ-પત્ર આપ્યું હતું, " ખેડામાં માત્ર પુરુષો જ નહિ, પણ સ્ત્રીઓ પણ આ લડતમાં સામેલ રહે છે. ગામડાંઓની સભાઓમાં એક અલૌકિક દેખાવ થઈ રહે છે. તેઓ કહે છે કે, ' સરકાર ભલે અમારી ભેંસો લઈ જાય, દાગીના લઈ જાય અને ખેતરો ખાલસા કરે; પણ અમારા મરદોએ લીધેલી પ્રતિજ્ઞા પાળવી જ જોઈએ.' આ લડત ભવ્ય છે, વ્યાપક છે. એની સુવાસ દરેક ઠેકાણે વ્યાપી જાય છે."

બારડોલીની લડત જોઈએ તોપણ એ જ જાતનો અનુભવ દેખાય છે. બહેનો પાસે એવી જ આશા સરદારે રાખી અને તેમણે એવી જ યશસ્વી રીતે તેનો જવાબ આપ્યો. મહાદેવભાઈ ઇતિહાસમાં બહેનોના ભાગ બાબત લખે છે, " બારડોલીનો ખેડૂત ગમે તેવો સાદો

ભોળી હશે. પણ પવિત્રતામાં, સચ્ચાઈમાં તે બારડોલીની બહેનોની સાથે સરખામણીમાં ન ઊતરી શકે. . . . . આવી બહેનોને પ્રથમથી જ તૈયાર કરવા માંડીને સરદારે પોતાની લડતનો પાયો પાકો કર્યો હતો. જેમ જેમ લડત વધારે આકરી થતી જતી હતી તેમ તેમ બહેનો વધારે બળવાન થતી જતી હતી." .

લડતની શરૂઆતમાં જ સરદારે બહેનોને નોતરી હતી: "તમે પુરુષો એકલા જ સભામાં આવો છો. તમે કહેવાતા મોટાઓનું જોઈને મલાજો શીખતા જતા દેખાઓ છો. પણ હું કહું છું કે જો આપણી બહેનો, માતાઓ, સ્ત્રીઓ આપણી સાથે નહિ હોય તો આપણે આગળ ચાલી શકવાના નથી. કાલ સવારે જપ્તીઓ આવશે. આપણી ચીજો, વાસણો, ઢોરઢાંકર લઈ જવા જમીદારો આવશે. જો આપણે બહેનોને આ લડતથી પૂરી વાકેફગાર નહિ રાખી હોય, તેમને આપણી જોડે જ તૈયાર કરી નહિ હોય, આ લડતમાં પુરુષના જેટલો જ રસ લેતી નહિ કરી હોય, તો તે વખતે તેઓ શું કરશે? ખેડા જિલ્લાના મારા અનુભવોમાં મેં જોયું છે કે, ઘરનું ઢોર છોડી જવામાં આવે ત્યારે સ્ત્રીઓને લડતમાં કેળવવામાં ન આવી હોય તો મોટો આઘાત પહોંચે છે. માટે તમે બહેનોને લડતમાં બરાબર કેળવો."

ગયા વર્ષની લડતમાં બહેનોના ભાગની વાત એટલી તાજી છે કે તે કહીને વધારે લંબાણ કરવાની જરૂર નથી. શરૂઆતમાં જ ગાંધીજીએ બહેનોને માટે કામ ખોળી આપ્યું હતું: 'હું એમ દાવો કરીને કહી શકું છું કે, હિંદુસ્તાનની બહેનો ધારે તો પુરુષના કરતાં વધારે ફાળો ભરી શકે એવી આ લડત ગોઠવાયેલી છે. . . . જેટલે અંશે જ્યાં રેંટિયો ચાલ્યો છે તેટલે અંશે ત્યાં સ્ત્રીઓની જાગૃતિ થયેલી છે. આમ વિચાર કરતાં અને બહેનોની સવિનય ભંગમાં ભાગ લેવાની અધીરાઈનો વિચાર કરતાં મને તો એમ લાગ્યું છે કે, જો બહેનો ખરેખર જોખમમાં ઊતરવા ઇચ્છતી હોય, હિંદુસ્તાનના જ નહિ પણ જગતના ઇતિહાસ ઉપર પોતાની છાપ પાડવા ઇચ્છતી હોય, હિંદુસ્તાનની સભ્યતાનો પુનરુદ્ધાર કરવા ઇચ્છતી હોય, તો તેમણે પોતાનું કાંઇક વિશેષ ક્ષેત્ર શોધી લેવું જોઈએ." મદ્યનિષેધ અને વિદેશી વસ્ત્ર-

બહિષ્કારનાં કામ પછી તેમને ખાસ આપવામાં આવ્યાં હતાં. પીઠાં અને દુકાનો પર પહેરો ભરીને તથા બીજા પ્રચારમાર્ગોએ તેમણે જે કામ કર્યું તે આપણે જાણીએ છીએ.

ગાંધીજીએ બહેનોને આ કામમાં નોતરી તેનો કેટલાક વિચારવંત લોકોએ એવો વિરોધ કર્યો હતો કે, એવાં કામમાં તેમને નાખવાથી બહેનોને ખરાબ માણસોના હુમલાનું જોખમ રહે છે. આ બીક સાચી છે ખરી, પરંતુ તેનો ઉપાય કામ ન કરવું એ ન હોય. જો સ્ત્રીને માટે આ બીક સ્વતંત્ર ભારતમાં ન હોવી જોઈએ એમ સ્વીકારીએ,— અને તે તો સ્વીકારવું જ જોઈએ,— તો તેને માટે આજથી જ તાલીમ હોવી જોઈએ. "પાણીમાં પેઠા પછી હવે તરવા શીખ્યે જ છૂટકો છે, નહિ તો તળિયે જઈશું"— એ આપણી દરેક પ્રવૃત્તિને લાગુ પડે એવું વિધાન છે. પણ બહેનોના કામની સાથે જ યાદ રાખવાની એ વાત સાચી છે, જે આપણે શરૂઆતમાં જ જોઈ હતી, કે તેમને પવિત્રતાનું વાતાવરણ પુરુષોએ કરી આપવું જોઈએ. તો જ તેમને કામમાં નોતરવામાં અર્થ છે અને બહેનો પણ તે કરવા આવવાની છે.

બહેનો સાથે વાનરસેનાની સેવા પણ યાદ આવ્યા વિના નથી રહેતી. સત્યાગ્રહની સામુદાયિક લડતમાં બાળક પણ ભાગ લઈ શકે છે એ ગઈ લડતે સિદ્ધ કર્યું છે. અને તેમણે સ્વયંસ્ફુરણાથી પોતાનો ભાગ શોધી લીધો એ મોટું આશ્ચર્ય છે. એમાં ગાંધીજીએ સત્યાગ્રહ-યુદ્ધના સાચા નાયક, ઈશ્વરનો હાથ જોયો એ જરાય અશ્રદ્ધેય નથી. નાનાં બાળકો પોતાની મેળે તાલીમ લે, વ્યવસ્થા ઉપજાવે, અને પોતાનાં પ્રિય રમકડાં, પતંગ, તથા દારૂખાનાનો યશસ્વી બહિષ્કાર કરી દેખાડે એ સત્યાગ્રહના યુદ્ધની અપરિમેય સંભાવ્યતા દેખાડવાને પૂરતું પ્રમાણ છે. બાળકો પાસેથી બાળહઠની જરૂર અપેક્ષા રખાય. સંસ્કારી પુરુષને —તે અમલદાર હો કે ખરો થયેલો સત્તાધીશ હો— તે ઊલટી પ્રિય લાગે, કેમ કે એને પણ એમ કરનારાં બાળક નહિ હોય? એટલે બાળકની પાસેથી હિંસા કે બળાત્કારનો પણ ભય નથી. અને તેમના જોગું કામ

વ્યાપક સત્યાગ્રહમાં પાર વિનાનું પડેલું હોય છે. એક વસ્તુ વાનરસેના બાબત કહેવા જેવી રહે છે તે એ કે, સત્ય અને અહિંસાના યુદ્ધમાં આવાં અણધાર્યાં ક્ષેત્રોમાંથી શક્તિ ઊપજી આવે કે તરત લોકનાયકે ને કેળવણીકારે તાલીમનો સંદેશો ત્યાં પહોંચાડવો એ આપણી જાગૃતિ અને પુરુષાર્થનું સૂચક છે.

૫

છેવટે, સત્યાગ્રહી સેનાની આંતરિક વ્યવસ્થામાં ડોકિયું કરીએ. છાવણીનું તંત્ર, તેની ખર્ચવ્યવસ્થા, તેના હિસાબકિતાબ વગેરે લડતની દૃષ્ટિએ પણ મહત્ત્વનાં છે. એમાં અવ્યવસ્થા થાય તો લડત જ ન ટકે અને લોકમાં વિશ્વાસ ખોઈ બેસાય. એટલે સ્વયંસેવકની શિસ્ત કરતાંય આ બાબતો વિશેષ ધ્યાનપાત્ર હોય છે. એ પણ છેવટે સ્વયં-સેવકોના ચારિત્ર્ય પર જ આધાર રાખનારી વસ્તુઓ છે. એટલે સ્વયંસેવકોની ભરતીનું કામ કાળજીપૂર્વક થવું જોઈએ.

ગયા વર્ષની લડતના મુંબઈના સ્વયંસેવકો બાબત આવી ભૂલનો ગાંધીજીએ નવજીવનમાં ઇશારો કર્યો હતો તે જોવાથી આ બાબત લેવાની સાવધાનીનો કાંઈક ખ્યાલ આવશે. 'ઘર ફૂટ્યે ઘર જાય' એવું એ લેખનું મથાળું કર્યું હતું. (જુઓ ન. જી. ૩–૫–'૩૧)

> "પ્રથમ ભૂલ તો આપણે જ કરી. મહાયુદ્ધમાં સ્વયંસેવકોની ભરતી કરતાં કેટલાક કારભારીઓએ પાછું વાળી જોયું નહિ. તેઓ પરિણામઘેલા થયા હતા. તેમને ગમે તેમ કરી ભરતી કરી લાઠી ખાનારાની સંખ્યા જાળવવી હતી. સત્યાગ્રહનો કાયદો એવો છે કે એમ લાલચમાં પડીને કાયદાની બહાર ભરતી ન કરાય. સ્વયંસેવક થવાના નિયમને જે પાળે તે જ ભરતીમાં દાખલ થાય. નિયમપાલન કરનાર ન મળતાં કામ અટકતું લાગે તો અટકવા દેવામાં સત્યાગ્રહીનો વિજય છે. સત્યાગ્રહીનો ધર્મ સત્યને વળગી રહેવામાં સમાપ્ત થાય છે. ફળ દેવાનું કામ ઈશ્વરનું છે. એટલે ફળ નજરે ન આવે તો સત્યાગ્રહી ધીરજ રાખે."

વ્યાપક યુદ્ધમાં જેમ જેમ આગળના માણસો પકડાતા જાય તેમ તેમ પાછળના લોકો બધું કામ સંભાળનારા થવાના, એ ધ્યાનમાં

રાખીએ તોપણ ભરતીનું કામ પૂરી ચીવટથી કરવાની જરૂર જણાય. રખડુ લોક પણ તેમાં લાલચના માર્યા જોડાય તો છેવટે મુશ્કેલીમાં આવી પડાય. સામાન્ય સત્યાગ્રહી તરીકે કામ કરવા સારુ અહિંસાની મર્યાદા જાળવી શકનાર ગમે તે લોક હોઈ શકે. પણ સ્વયંસેવકનું કામ કાંઈક ચારિત્ર્યની તૈયારીની આશા રાખે છે. એટલે તે બાબત કડકાઈથી જોવાવી જોઈએ.

બીજું, છાવણી સ્વયંસેવકોને ઉડાઉ — સમય કે પૈસાના — ન થવા દઈ શકે. જરૂર પૂરતો ખરચ જ સામાન્ય નિયમ હોય. લડત દરમિયાન પગારબંધી કામ નથી લઈ શકાતું એ પણ યાદ રાખવાનું હોય છે. નાણાંનો દુર્વ્યય થાય તો લોકમાં લડતની અપ્રતિષ્ઠા થાય ને સત્યાગ્રહી શાખ ગુમાવે. છાવણીનાં કરકસર, સાદાઈ લોકને માટે પણ આદર્શ સમાન હોવાં જોઈએ. ખરચનો હિસાબ ચોક્કસ હાથે ચોખ્ખો રહેવો જોઈએ અને તેની યોગ્ય હાથે તપાસ થઈને જાહેરમાં મૂકવાની પ્રથા હોવી જોઈએ.

સૈનિકની ઉદ્યોગિતા ને કાર્યપરાયણતા તથા કામના ધોરણ ઉપર લક્ષ રાખવાને રોજનીશી સરળ સાધન છે. દિવસમાં અમુક વખતે આખી છાવણી ભેગી મળી સમગ્ર કામનું સરવૈયું લે અને સંઘના કામની સૂચના આપવા કરવાનું કરે તે પણ આવશ્યક હોય છે. આવી જાતનું સમૂહ-સંમેલન તેના ધ્યેયની મૂર્તિસમાન અસર હૃદય ઉપર કરે તો નવાઈ નથી. તેમ કરવાને જો સમુદાયની ઉપાસના જેવું કાંઈક રખાય તો બહુ મદદ થાય છે. સીધા લડતના કામ ઉપરાંત લોકોપયોગી અનેક કામો, — જેવાં કે, સફાઈ, ભજનમંડળી, કથાવાર્તા, કાંતણપીંજણનું શિક્ષણ, વાનરસેના, વગેરે — કરવાની જવાબદારી છાવણીની જ છે. સ્વયંસેવકોની ફુરસદ એમાં મજરે બેસાડી શકાય. તેથી લોકોની સાથે સહજીવનનો થતો અનુભવ લડતને પણ કીમતી મદદ છે. સૈનિકો તો સ્વરાજ ભોગવતા જ ગણાય. એટલે તેમનું સ્વાશ્રયી અને સ્વતંત્ર જીવન જોઈને લોકને સહેજે તેની તાલીમ મળી જાય.

છાવણીની આંતરિક વ્યવસ્થાની આવી આવી અનેક વિગતો ગણાવી શકાય. એ બધી આટલા ઉપરથી કલ્પી લઈ શકાય એવી છે. એક જ વસ્તુનું બધામાં મહત્ત્વ છે, જે ગાંધીજીએ સેવાદળની એક સભામાં કહી હતી, "અહિંસક સૈનિક અહિંસાની પોતાના હૃદયને વિષે પ્રતિષ્ઠા કરીને બેઠો હોય છે, એટલે એનું પ્રત્યેક કૃત્ય અને પગલું સત્યપૂત હશે, અહિંસાપૂત હશે. એ પોતાને સર્વકાળે અને સર્વસ્થાને અહિંસાના અંકુશ તળે માનશે." એમાં એની વિજયની શક્તિ અને તેને માટે આવશ્યક તાલીમ સમાઈ જાય છે.

# ૧૫

# અહિંસાની મગદૂર

"સત્યાગ્રહી પોતાના વિરોધીને કદી નુકસાન કરતો નથી, પણ વિનયયુક્ત દલીલથી પોતાની વાત તેની બુદ્ધિમાં ઉતારવાનો પ્રયત્ન કરે છે; અથવા તો આત્મસમર્પણથી તેના હૃદય ઉપર અસર કરવા ઇચ્છે છે."

— **ગાંધીજી**

આ પ્રકરણમાં આપણે સત્યાગ્રહની અસરકારક શક્તિ કેવી રીતે નીપજે છે તે સંબંધી તથા તેની સામેના કેટલાક જાણીતા વાંધાઓનો થોડો વિચાર કરીશું. સત્યાગ્રહની અહિંસામાં તે વળી શી શક્તિ હોઈ શકે, એમ ઘણાને શંકા પડે છે. લોકને તેના અહિંસાપ્રધાન ઉપાયોમાં જૂની ધાર્મિક ઘરેડ જેવું એટલું બધું લાગે છે કે તેઓ તેને એક ધર્મ-સિદ્ધાંત જેવું કાંઈક ગણીને વધારે વિચાર પણ કદાચ ન કરે. બેશક, સત્યાગ્રહ ધર્મસિદ્ધાંત છે. પરંતુ, ધર્મ એ ઘેલાપણું કે બેબાકળાપણું નથી. તેને માટે તો એમ કહેવાયું છે કે ખરું રક્ષણ કરનાર બળ જ ધર્મબળ છે.

## ૧

સત્યાગ્રહ એટલે શું તે વિચારમાં જ આપણે જોયું કે સત્યાગ્રહ એ શરીરબળથી ઊલટું એવું આત્મબળ અને એનો સંપૂર્ણ અવેજ છે. એટલે શ્રી. ગ્રેગ તેમની 'Psychology and Strategy of

Gandhi's Non-violent Resistance' (ગાંધીજીના સત્યાગ્રહનું માનસ અને યુદ્ધનીતિ) ચોપડીમાં શસ્ત્રયુદ્ધકળાનાં સાધનો ને શક્તિ સાથે સત્યાગ્રહનાં સાધનોની તુલના કરી એમ બતાવવા પ્રયત્ન કરે છે કે, તે શસ્ત્રયુદ્ધની શક્તિ જેવાં જ એટલું જ નહિ, પણ તેનાથી પણ વધારે અસરકારક છે. એ રસિક તુલના આપણે પ્રથમ ટૂંકમાં જોઇશું.

સામાન્ય લોકની સમજ એવી હોય છે કે, જે પક્ષ શસ્ત્રયુદ્ધમાં શત્રુના વધારેમાં વધારે લોકોને મારે તે જીતે; એટલે શત્રુદળનો વધારેમાં વધારે ધાણ કાઢવામાં ફતેહની ચાવી છે. ખરી સ્થિતિની આ જરા જાડી સમજ છે. જર્મન યુદ્ધશાસ્ત્રી વૉન ક્લૉઝવિઝ યુદ્ધની વ્યાખ્યા કરે છે કે,

> "આપણી ઇચ્છા પૂરી કરવાની આપણા શત્રુ પર ફરજ પાડવાને ઇરાદે કરવામાં આવતી હિંસા એટલે યુદ્ધ."

પ્રાકૃત સમજ આવી જ હોય છે. પણ ક્લૉઝવિઝ આગળ જણાવે છે તે લોકની જાડી સમજમાં ન આવી શકે એવી ઝીણી માનસશાસ્ત્રની વાત છે:

> "હિંસા, એટલે કે શરીરબળ . . . સાધન છે; શત્રુને આપણી ઇચ્છાને ફરજિયાત વશ થવું પડે એ અંતિમ સાધ્ય છે. આ સાધ્ય પૂરું પ્રાપ્ત કરવા સારુ શત્રુને નિઃશસ્ત્ર કરવો જોઈએ. એટલે, સિદ્ધાંતની દૃષ્ટિએ જોતાં, નિઃશસ્ત્રીકરણ એ યુદ્ધનો તાત્કાલિક ઇરાદો છે."

૧૯૧૪ના યુરોપીય યુદ્ધના ફ્રેન્ચ સેનાપતિ માર્શલ ફૉક આ જ ભાવ સરળ ભાષામાં મૂકે છે:

> "શત્રુદળના કેટલા મર્યા એના ઉપર (યુદ્ધનીતિનો) આધાર છે? વધારે બંદૂકો અને 'મશીન-ગન' કે તે વધારે સારી જાતની રાખીને વધુ લોકના પ્રાણ લેવા એમાં તે સમાય છે? શું આવા જડ સરસામાનના ઓછાવત્તાપણા પર જયાજયનો આધાર છે? કે તેનાં કારણો બીજાં કશાં છે? એ કારણોની શોધ યુદ્ધની માનસિક ઘટનાના પૃથક્કરણ દ્વારા કરી શકાય. . . . . 'શત્રુદળનો નાશ કરવો તેના કરતાં તેની હિંમત હરી લેવી એ મોટો મુદ્દો છે. તમે શત્રુ પર એટલી પ્રતીતિ પાડો કે તેની બાજી હાથથી ગઈ છે કે તરત જ તમે જીત્યા જ છો જાણો. . . .અમુક વ્યક્તિને મારવાથી કે કચ્ચરઘાણ કાઢવાથી શત્રુને

હરાવી નથી શકતા. તેનામાં જીતવાની જે આશા હોય છે તેનો નાશ કરો એટલે તે હારશે.’ બે પક્ષો વચ્ચેની તેમનાં માનસિક અને આધ્યાત્મિક બળની ઝપાઝપી એ યુદ્ધનો ખરો મુદ્દો છે.”

એટલે, શસ્ત્રયુદ્ધમાં પણ શસ્ત્ર દ્વારા સાધવાનું છે તો એ જ કે કોઈ પણ રીતે શત્રુની શત્રુતાને માત કરવી; શત્રુનાં માણસોને મારી નાખવાં એ તેનો સીધો મુદ્દો નથી. તેથી તો કેદ થયેલા શત્રુને નિઃશસ્ત્ર કર્યા પછી માનથી રાખવામાં આવે છે, અને કોઈ પણ કારણે નાહક કરવામાં આવેલી કતલ ખૂની અને ઘાતકી ગણાય છે. આ રીતે જોતાં શસ્ત્રયુદ્ધમાં પણ અહિંસા અમુક રીતે આવકારપાત્ર ઠરેલી છે. શસ્ત્ર-યુદ્ધના આંતરરાષ્ટ્રીય કાયદાઓમાં હિંસાનું ઘાતકીપણું અને અમર્યાદ જંગલીપણું ઓછું કરવાનું રહસ્ય રહેલું હોય છે. સામસામે આવી ગયેલા શત્રુને મારવાની વસ્તુ શસ્ત્રયુદ્ધમાંથી બાદ કરીએ તો પછી, તેમાં પણ વિનયમર્યાદા અને સજ્જનતારૂપી અહિંસા જાળવવી જોઈએ એ પરાપૂર્વથી યુદ્ધનીતિમાં એક યા બીજી રીતે સ્વીકારાયેલું જોવામાં આવે છે.

સત્યાગ્રહ પણ શત્રુત્વને હરી લેવાનો જ ઉપાય છે; સામાને તે પણ નિઃશસ્ત્ર કરવા ધારે છે. પણ તેની રીત આત્મબળ વાપરીને છે. એમ કરીને એ યુદ્ધશાસ્ત્રમાં પણ સ્વીકૃત એવી અહિંસા સંપૂર્ણ વાપરી શકાય છે એમ બતાવે છે, અને તેથી શસ્ત્રયુદ્ધ સાવ બિનજરૂરી છે એમ સિદ્ધ કરે છે. તેનો દાવો તો એથી આગળ જઈને એવો છે કે, શસ્ત્રયુદ્ધ જે ઇરાદો સાધવા માગે છે તે સત્યાગ્રહથી વિશેષ સધાય છે. જો શત્રુત્વ એ સૂક્ષ્મ વસ્તુ છે, અને માર્શલ ફોક કહે છે તેમ, ‘બે પક્ષો વચ્ચેની માનસિક અને આધ્યાત્મિક ઝપાઝપી એ જ યુદ્ધનો સાચો મુદ્દો છે,’ તો સત્યાગ્રહ જ ઉત્તમોત્તમ યુદ્ધનીતિ ઠરે છે. જો યુદ્ધનું પરિણામ માનસિક અને આધ્યાત્મિક બળ પર આધાર રાખે છે, તો તેને માટે અનુરૂપ શસ્ત્ર પાશવ બળ નથી, પણ સત્યાગ્રહનું વિનયી શસ્ત્ર છે. તેથી તે સચોટ શસ્ત્ર પણ છે.

શસ્ત્રયુદ્ધમાં શત્રુનું માનસિક ને આધ્યાત્મિક બળ ડગાવવા વિષે માર્શલ ફોક કહે છે, “શત્રુની નીતિમત્તાનો નાશ કરવાનો રસ્તો એ

છે કે તેનું પ્રયોજન માર્યું ગયું છે એમ તેને બતાવવું. એટલે કે, શબ્દના સંપૂર્ણ અર્થમાં દિગ્મૂઢતા, ભારે અસર કરે એવું કાંઈક 'અણધાર્યું ને ભયંકર' પગલું લડતમાં લેવું, એ રસ્તો છે. તેનાથી શત્રુની તર્કશક્તિ હરાઈ જાય છે, અને પરિણામે વિચારણાશક્તિ પણ નથી રહેતી." નવું કાંઈક શસ્ત્ર યોજીને કે નવી જ રીતે છાપો મારીને કે તેવા પ્રકારોથી શત્રુને આશ્ચર્યચકિત કરી દેવામાં આવે છે. સત્યાગ્રહ શક્તિ પણ સાચી રીતે વ્યક્ત કરાય તો સામા પક્ષને બરાબર દિગ્મૂઢ કરે છે. પણ એનો માર્ગ 'ભયંકર' પગલું ભરવાનો નહિ, પરંતુ એથી તદ્દન ઊલટું એવું 'અભયકારી' પગલું ભરવાનો છે. અહિંસા 'અણધારી' તો છે જ, પણ ભયથી શત્રુને વિચાર કરવાને બદલે તેને અવેરથી શત્રુત્વ વિષે જ વિચાર કરતો કરી મૂકે: તેના હૃદયમાં જ નિઃશસ્ત્રીકરણનો કીડો ઉત્પન્ન કરે છે. અને જર્મનીનો મહાન ફ્રેડરિક કહેતો તેમ, "જો મારા સિપાઈઓ વિચાર કરતા થાય તો એક પણ પછી લશ્કરમાં નહિ રહે." આ વસ્તુ સાવ સાચી છે. તેથી તો લડતનો જુસ્સો પ્રજામાં ને લશ્કરમાં જારી રાખવા અસત્ય અને તેના પરિવારનો છૂટથી ઉપયોગ કરવો પડે છે. સત્યના આગ્રહ સામે એ અસત્યનું શસ્ત્ર પણ બૂઠું બની જાય છે. રશિયાના સામ્યવાદીઓએ પોતાનાં યુરોપીય શત્રુદળના સિપાઈમાં સાચી હકીકત ફેલાવીને તેમાં ફૂટ પાડ્યાનો દાખલો આપણી પાસે તાજો છે.

આમ શત્રુને વિચાર કરતો કરી મૂકવામાં આવે છે એટલું જ નહિ, પરંતુ શત્રુત્વ બતાવવાને બદલે સત્યાગ્રહી ન્યાયપ્રિયતા અને પ્રેમ ધારણ કરે છે. એટલે શત્રુત્વ, જે હંમેશ શત્રુત્વની પ્રતિક્રિયા ઉપર જ જીવે છે, તે પાછું પડે છે, અને સામા પક્ષમાં સાચા અર્થમાં નીતિનું ભંગાણ પાડે છે. દ્વેષ સામે દ્વેષ ઊપજે તો જ દ્વેષનું કામ ચાલી શકે છે. પણ જો દ્વેષ સામે અદ્વેષ હોય તો દ્વેષ ઠંડો પડે છે. આમ અહિંસા સ્થૂળ નહિ પણ સૂક્ષ્મ ને સાચું નિઃશસ્ત્રીકરણ કરાવે છે, તેથી તે ભયંકર નહિ પણ પાવક અને શુદ્ધિકર હોવા છતાં શસ્ત્રની ગરજ સારે છે. અને જે પાવક છે, શુદ્ધિકર છે, તેને જ પડખે ત્રાહિત ત્રીજો પક્ષ અચૂક ઊભો રહે છે. એ પક્ષને માટે બીજી ગતિ જ

નથી રહેતી. સત્યાગ્રહ–યુદ્ધમાં આ ત્રીજા પક્ષનું સ્થાન વિચારવા જેવું છે.

૨

કેટલાક લોક આ ત્રીજા પક્ષની આવી તરફદારીને નબળાનું ઉપરાણું લીધા સમાન માને છે. બીજા કેટલાક તેની લોલુપતા રાખે છે અને સત્યાગ્રહ સ્વાવલંબી ને સ્વતંત્ર છે એ ભૂલી જાય છે. આ મુદ્દો આપણે ટૂંકમાં અહીં જોઈશું.

ગયા વર્ષની લડતની તહકૂબી પછી એક જણે ગાંધીજીને પૂછ્યું હતું,

> " . . . જો દુનિયા સામાન્ય રીતે માનવતાનો અભાવ બતાવે તો સત્યના શસ્ત્રનો વિજય ક્યાંથી થશે ? સત્ય અને અહિંસાનો વિજય થવો હોય તો નિઃશસ્ત્ર હિંદી પ્રજાનું લોહી રેડાતું જોઈને દુનિયાનું લોહી ઊકળતું જોઈએ. તેવું નથી જ ઊકળ્યું. . . ."*

સત્યાગ્રહના મૂળ સિદ્ધાંતથી જ વિરુદ્ધ, માનવતાની અશ્રદ્ધા બતાવીને, પ્રશ્નકાર એમ સૂચવે છે કે, સત્યાગ્રહનું શસ્ત્ર સચોટ નથી, અને નિર્બળનું છે: "નિઃશસ્ત્ર શક્તિથી લડનારા રાષ્ટ્રની દશા એક સ્ત્રી જેવી જ ગણાય." અને એમ કહેતાં તે સ્ત્રીશક્તિને પણ લાંછન લગાડે છે. તેના જવાબમાં ગાંધીજીએ લખ્યું,

> "નિઃશસ્ત્ર લડનાર રાષ્ટ્રની શક્તિને સ્ત્રીની દશા સાથે સરખાવીને લખનારે અહિંસા અને સ્ત્રીની અવગણના કરી છે. સ્ત્રીને જો પુરુષે નિચોવી ન હોત અથવા સ્ત્રી ભોગમાં પડી પુરુષને વશ ન રહી હોત, તો સ્ત્રી પોતાની અનંત શક્તિ જગતને બતાવી શકત. ગઈ લડાઈમાં તેણે પોતાની શક્તિની થોડી ઝાંખી કરાવી છે. જ્યારે પુરુષોના જેટલો જ અવકાશ સેવાકાર્યને સારુ તે મેળવી લેશે, પોતાની સંઘશક્તિ વધારી મૂકશે, ત્યારે આ દેશને અને જગતને તેની અદ્‌ભુત શક્તિનું દર્શન થશે."

'Science of Power'ના લેખક બેન્જામિન કિડ તે પુસ્તકમાં સ્ત્રીશક્તિને ભવિષ્યની માનવસંસ્કૃતિનું મહાબળ વર્ણવી બતાવે છે તે યાદ કરીએ તો આ ગાંધીજીનું વાક્ય અક્ષરશઃ સાચું લાગે. પણ આપણે અહિંસાશસ્ત્ર વિષે ગાંધીજીનો જવાબ જોતા હતા.

---

* જુઓ 'નવજીવન,' તા. ૩–૫–'૩૧: 'લોહી કેમ ન ઊકળ્યું ?'

"જેના હાથમાં અહિંસારૂપી શસ્ત્ર છે તે નિઃશસ્ત્ર નથી જ. તેની પાસે પાશવી શસ્ત્ર ભલે ન હોય, તેની પાસે દિવ્ય શસ્ત્ર છે. અહિંસા બ્રહ્માસ્ત્ર છે ને તેને પહોંચી વળે એવું એક પણ શસ્ત્ર વિધિએ આજ લગી ઘડયું નથી, ઘડી શકશે નહિ. પણ એટલું હું કબૂલ કરી લઉં કે હિંદુસ્તાને અહિંસાશસ્ત્રની પૂરી ઓળખ નથી કરી. હિંદુસ્તાને તેનો ઉપયોગ યુક્તિ પૂરતો જ કર્યો છે, ને તેથી તે દૂબળાના શસ્ત્ર જેવું લાગ્યું છે. અને તેથી જ ઉપર પ્રમાણે પ્રશ્ન ઊઠી શક્યો છે, ને તેથી જ દુનિયાનું લોહી ઊકળી નથી ઊઠયું. દુનિયાએ આપણને છેક નિર્દોષ નથી માન્યા. તેણે આપણને હોશિયાર યુક્તિ કરનારા તરીકે ઓળખ્યા છે, ને તેવાની ઉપર પડતા લાઠીપ્રહારથી જે લાગણી ઉશ્કેરાઈ શકે તેટલી લાગણી ઉશ્કેરાઈ છે. આ ઉપરથી હું તો ત્રિરાશી બાંધું: જો યુક્તિ-રૂપે વપરાયેલી અહિંસાથી દુનિયામાં આટલો કોલાહલ મચ્યો તો જ્યારે હિંદુસ્તાન શુદ્ધ અહિંસાને ઓળખશે ત્યારે કેટલો કોલાહલ મચશે? જવાબ: દુનિયાનું લોહી ઊકળી ઊઠશે."

આપણે આ ખંડની શરૂઆતમાં જ જોયું કે લોકમતની આ સિવાય બીજી ગતિ જ નથી. તેની એકમાત્ર શરત એ છે કે આપણે અહિંસા પૂરેપૂરી પાળવી જોઈએ. તે પાળ્યા પછી લોકમત મેળવવાની લોલુપતા પણ ન રાખવી પડે. જેમ ગાયને પકડવાથી તેની વાછડી આપોઆપ આપણી પાસે આવે જ છે, તેમ અહિંસા પકડીએ તો તેના વત્સ સમાન સમાજ તેની પડખે ઊભો જ રહેશે. આવા સ્વાવ-લંબનને — કેમ કે અહિંસા ધારણ કરવા માટે કશા અવલંબનની જરૂર નથી, પોતાના આત્મબળનું જ તેમાં કામ છે,— નિર્બળતા કહેવી એ ભાષાનું અને માનસશાસ્ત્રનું અજ્ઞાન જ કહેવાય.

પિષ્ટપેષણ કરીને પણ, ટૂંકમાં અહિંસાનું સત્યાગ્રહમાં સ્થાન સમજી લઈએ. સત્યાગ્રહનો સાદો અર્થ આટલો જ થાય કે, ગમે તે ભોગે પણ, આપણને જે સાચું લાગે તેનો આગ્રહ રાખવો. પોતાને જે ભૂલ લાગે તેને "તાબે થવું એ નામોશીભરેલું છે. પ્રાણ જાય તોપણ તે ભૂલને તાબે ન થવું એ જ માત્ર એક સાચો અને આબરૂભર્યો માર્ગ છે એ સમજવું કઠણ નથી. એમ થાય તો જ દુનિયા ભૂલમાંથી કદી મુક્ત થવાની હોય તો થાય. જે ખોટાથી આત્માને ઈજા પહોંચે

એમ હોય તો ખોટાનો ત્યાગ કર્યે જ છૂટકો, તેના સંબંધમાં ભેળસેળ ન થઈ શકે." (ગાંધીજી)

આવા સત્યાગ્રહી માણસે સામાજિક જવાબદારીને ખાતર પણ આટલું તો સમજવું જોઈએ કે, પોતાના આગ્રહી કૃત્યનો ગેરફાયદો બીજાને નુકસાન ન કરે એમ હોવું જોઈએ. એક નાગરિક તરીકે એ તેની ફરજ છે કે, તે એવી રીતે પોતાનું કામ કરે કે જેથી તેનું બૂરું પરિણામ પોતે જ ભોગવે. સારું પરિણામ હશે તો આખો સમાજ તેનો લાભ લે તેમાં તેને વાંધો હોય જ નહિ.

વળી, જે વસ્તુ મને સાચી લાગે તે પશુબળ વાપરીને પોતાના વિરોધીને માનવાની ફરજ પાડવાનો પ્રયત્ન કરવો તે જંગલીપણું જ ગણાય. સાચો કાયદો પણ તેમ કરતાં અટકાવે. એટલે મારો માર્ગ બુદ્ધિ અને આચાર દ્વારા જ પ્રચાર કરવાનો હોઈ શકે, અને તેમ કરતાં મારા પર જે દુઃખ આવી પડે તે પ્રસન્નતાથી સહન કરી સામાના હૃદયને જીતવાનો હોવો જોઈએ. આવું બલિદાન કદી અફળ નથી જતું એ માનવજાતની અમર શ્રદ્ધા છે.

આવી બલિદાનશક્તિ અથવા શહીદપણું અને ધરણાની શક્તિમાં મોટો ફરક છે. ધરણું કે ત્રાગું સામાની દયાખાઉ વૃત્તિ પર અસર પહોંચાડવા તાકે છે. દુકાનદાર પાસેથી પૈસો લેવા ધરણું લઈને બેઠેલો બાવો કશા સત્યને ખાતર સહન કરતો નથી બેઠો હોતો. તે તો દુકાનદારની દયાવૃત્તિનો દુરુપયોગ કરવા ધારે છે. સત્યાગ્રહી આવો સ્વમાનભંગ પોતાને હાથે ન થવા દે—કોઈ પણ સ્વમાનપ્રિય માણસ નહિ થવા દે. લોભી માણસ કદાચ ગરજનો માર્યો કરે. પણ સત્યાગ્રહી લોભી નથી, કોઈનાં દયાદાન યાચનાર નથી. તે તો સામાની ન્યાયબુદ્ધિ અને સહૃદયતા જગવીને સમગ્ર લોકના ભલાનું કામ તેની પાસેથી કરાવવા ચાહે છે. ગાંધીજી કહે છે એમ, સત્યાગ્રહમાં બેવડો ગુણ છે: "સત્યાગ્રહ કરનાર તેથી ચડે છે, તેમ જ જેની સામે તે કરવામાં આવે છે તે પણ તેથી ચડે છે."

સત્યાગ્રહના આ ગુણની ઉત્પત્તિ તેમાં રહેલી નમ્રતા અને ધીરજને લીધે છે, જેને ઘણા નિર્બળતા માનવાની ભૂલ કરે છે. સત્યાગ્રહી નમ્ર

છે, કારણ કે તે પોતાના સત્યને ત્રિકાલાબાધિત નથી માનતો, —કોઈ પણ સમજુ માણસ ન માને. તેથી તે ધીરજ ધરે છે, સામા પક્ષની દૃષ્ટિ સમજવા થોભે છે, ને તેમાં સાચું લાગે તેટલું સ્વીકારે છે. આમ કરતો છતાં, પોતાની દૃષ્ટિ જ્યાં સુધી સાચી માને છે ત્યાં સુધી તેને વજ્રસમાન અડગતાથી વળગી રહે છે. આમ, સત્યાગ્રહ એક પ્રકારની હૃદયપરિવર્તનની સતત ચાલતી ક્રિયા છે. તેની ખૂબી એ છે કે બેઉ પક્ષ તેમાં ભાગ લે છે: દુરાગ્રહી પક્ષ તેની જડતા કે કઠોરતાથી, તો સત્યાગ્રહી પક્ષ તેની અહિંસા અને નમ્રતા તથા ધીરજથી. બેઉ પોતપોતાની દૃષ્ટિએ સત્યના જ આવિષ્કાર માટે મથે છે. જૂઠો પક્ષ પણ દેખીતી રીતે તો સત્યને સંતાડવા મથે છે, પણ સત્યાગ્રહીના સત્ય વચન અને બલિદાનથી તે વધારે જૂઠો પડતો જાય છે ને મૂંઝાતો જાય છે.

સત્યાગ્રહમાં ગુપ્તતા ન હોવાથી, આવી સત્યાસત્યની રસાકસી જાહેર રીતે થતી હોય છે. એટલે આપોઆપ સમાજ તેમાં ત્રીજા પક્ષ તરીકે ભાગ લે છે અને તેમાંથી લોકમત ઘડાય છે. જ્યાં સત્ય છે, એટલે કે જ્યાં તેને વ્યક્ત કરવાને માટે આવશ્યક એવાં ધીરજ, નમ્રતા તથા ત્યાગ છે, ત્યાં તરત લોકમત વળવાનો જ. એને માટે સત્યાગ્રહીને કશો નોખો પ્રયત્ન નથી કરવો પડતો. આમ સત્યાગ્રહ સમાજની બધી જ ઉત્તમોત્તમ શક્તિનો પોતાના પક્ષમાં સંગ્રહ કરી લે છે. સત્યાગ્રહ સમાજપોષક હોઈ તેને તેમ કરતાં મુશ્કેલી નથી આવતી.

એમ કહેવાય છે કે, મહાન આદર્શો પ્રજા પોતાના લોહીનું સિંચન કરીને સ્થાપી શકે છે. અનેક ક્રાંતિઓ અપાર ખૂનરેજી કરે છે એ ખરું, પરંતુ એક વસ્તુ તેમાંથી નીપજે છે તેની ના ન કહેવાય કે, તેની પાછળ રહેલો કોઈ વ્યાપક આદર્શ પ્રજાહૃદય પર ચોંટી જાય છે, જોકે તેની કૃતિ તો ઊલટી જ હોય છે. સત્યાગ્રહ આવા લોહીના બલિદાનનો વિરોધી નથી. આપણે શરૂઆતમાં જ જોયું કે તે તો એમાં જ ખરેખર શ્રદ્ધાળુ છે. માત્ર તે સત્યાગ્રહીનું જ લોહી રેડવા દે છે. હમણાં જ લંડનની એક સભામાં ગાંધીજીએ કહ્યું કે સ્વાતંત્ર્યને ખાતર હિંદ લોહીની ગંગાઓ વહેવડાવવા તૈયાર છે. માત્ર તે લોહી

એક જ પક્ષનું — સત્યાગ્રહી શહીદનું — હોઈને ગંગા જેવું પવિત્ર અને પાવક હશે. એટલે સત્યાગ્રહથી પ્રજાહૃદય પર વ્યાપક આદર્શ ચોંટી જાય છે, એ ઉપરાંત તેની કૃતિ તેની દિશામાં જ હોય છે, એટલે કે સત્યાગ્રહ આદર્શસ્થાપનનો સાચો રસ્તો છે.

૩

આવી શાંત અને સમાજોપકારક શક્તિથી, છતાં, સત્તાધારીઓ ડરે છે શું કામ? એમાં સત્યાગ્રહની શક્તિની સમસ્યા રહેલી છે. તે સમજવા આપણે સત્તા શી ચીજ છે તે પ્રથમ જોવું જોઈએ. પ્રો. ટૉની એની 'Equality' ચોપડીમાં એની સુંદર સમજ આપે છે. સાથે જ આપખુદ સત્તાનું મરણ શામાં રહેલું છે તે પણ જણાવે છે.

"સત્તા એટલે વ્યક્તિની કે વ્યક્તિઓના સમૂહની એવી શક્તિ કે જે દ્વારા તે બીજી વ્યક્તિઓ અથવા સમૂહોનું પોતાની ઇચ્છા મુજબ આચરણ ફેરવી શકે, અને પોતાના આચરણનો ઇચ્છા વિરુદ્ધ ફેરફાર કરાવાતો રોકી શકે. એટલે દરેક પાસે અમુક સત્તા હોય છે અને કોઈ પાસે તે અમર્યાદિત નથી હોતી. કોઈ પણ માણસ કેટલી સત્તા ચલાવી શકે? જેટલી સામો પોતા ઉપર ચાલવા દે એટલી જ. લેબાસ વિનાના જોઈએ તો બધા જ લગભગ સરખા લાગશે. એટલે નિર્બળ લોક સત્તાવાળાને જેટલા બળવાન ધારે છે તેટલા તે નથી હોતા, અને પોતાને જેટલા નબળા માને છે તેટલા પોતે નબળા પણ નથી હોતા. સત્તાનું મૂળ સ્થાન, લોકમાં અકારો લાગતો શબ્દ વાપરું તો, આત્મા છે. સત્તાને વશ થનારા લોકનાં આશા અને ભય — એવી માન્યતા કે સત્તાધીશ પોતાને અન્નથી માંડીને આધ્યાત્મિક શાંતિ સુધીનો ફાયદો કરી શકે છે, અને ભૂખથી માંડીને માનસિક દુઃખ સુધીની પીડા કરી શકે — એ બે એનો આધાર છે. એટલે મનુષ્યને અસર કરે એવા મુદ્દા અને જીવનનાં મુખ્ય મહત્ત્વનાં અંગો ફરે તેની સાથે સત્તાના પાયા જમાને જમાને બદલાય છે. ધર્મમાં, લશ્કરી સત્તા અને પ્રતિષ્ઠામાં, ધંધાદારી સંગઠનમાં, જાદુગર કે વૈદ્ય કે વકીલનાં જેવાં જ્ઞાન ને કળાના એકહથ્થુ અધિકારમાં,—એમ સત્તાનો ઊગમ ફરતો હોય છે. આથી તે ભયંકર અને ભંગુર બેઉ ભેગી છે: એક ખંડ પર આધિપત્ય ભોગવી શકે અને અંતે એક ફૂંકમાં ઉડાડી મૂકી પણ શકાય! તેનો

નાશ કરવા સારુ આટલાથી કાંઈ વધારેની જરૂર નથી કે, તેની ધમકીઓથી બેપરવા રહેવું અને જે લાભની તે આશા આપે તે છોડી બીજા પસંદ કરવા. પણ, આથી ઓછા સાધનથી ન ચાલે એમ પણ છે."

બાઇબલમાં સૅમ્સન કરીને એક જણનું વર્ણન છે કે તે ભારે શક્તિવાળો હતો, પણ તેની બધી શક્તિ તેની મોટી જટામાં હતી. કોઈ તે કાપે તો તેનું બળ ચાલ્યું જાય. એટલે જ્યાં સુધી એ વાતનું અજ્ઞાન હતું ત્યાં સુધી તે અજેય જેવો લાગતો. રૂઢિબળ, વહેમ, સત્તા વગેરેની શક્તિ પણ આવી જ જાતની હોય છે. લોક પર તેની ધાક હોય ત્યાં સુધી તે જીવે છે. લોકે ધાક છોડી તેની સાથે જ તે પણ નાશ પામવાની, અને તેની પાસેથી લાભની આશા છોડી એટલે એ બિલકુલ નિરુપાય બનવાની./સત્યાગ્રહી આમ જ કરે છે: નથી તેને લાલચ ડગાવી શકતી કે ધાક નમાવી શકતી. સત્તાધારી આથી મૂંઝાઈ જાય છે. અને તે તો શરીરબળનો કાયદો જ જાણે છે. પણ સત્યાગ્રહી તેને પણ પોતાની અહિંસાથી નથી ફાવવા દેતો. સત્તાધારી પણ સત્યાગ્રહ કરે તો?— એમ કોઈ કહેશે. તો તો લડત જ ન ચાલે, કેમ કે બેઉ પક્ષ સત્યાગ્રહી હોય તો તેમની વચ્ચે લડત અકલ્પનીય છે./

પ્રો. લાસ્કી તેની 'Dangers of Obedience' નિબંધ-માળામાં સત્યાગ્રહનું બીજી દૃષ્ટિએ બળ બતાવે છે. તે લખે છે,

> "આપણે યાદ રાખવું જોઈએ કે, સત્તાને એક વસ્તુની મોટી બીક છે, તે તેના શત્રુનો સતત જાગ્રત અંતરાત્મા છે. આજની સરકારો જેટલી સત્તા ધરાવે છે તેટલી તેમને દુનિયાના ઇતિહાસમાં ક્યારેય નહોતી. છતાં પણ તે બધી પ્રામાણિક લોકમતને ખુશીથી વશ થવાની પોતાની તત્પરતા પર જ નભે છે, . . . મોટા ભાગની પ્રજાનો વિરોધ હોય તો કોઈ સરકાર કાંઈ પગલું ન ભરી શકે. સત્તાનું કારભારું વિચારવંત લોકમતના નૈતિક આધાર પર હમેશ નભતું હોય છે."

આ વસ્તુ રાજસત્તા જ નહિ પણ બધી જ જાતની સત્તાને માટે સાચી છે. સત્તાનું સાચું બળ તેની લોકપ્રિયતા છે. જેટલે દરજ્જે તે શુભકારી હશે તેટલે દરજ્જે તે લોકપ્રિય હશે, તેટલો તેને વિચાર-વંતનો ટેકો મળશે. એટલે જો તેના શુભાશય વિષે શંકા ઊઠે તો

એક પણ સત્યાગ્રહી તેની સામે બળવો જગવી શકે. અને સત્તા કદી દ્રોહીને સાંખી શકે નહિ. એટલે જેમ તે તેને દાબવા જશે, તેમ સત્ય ઊલટું પ્રસરશે; સત્યાગ્રહીની કસોટી થશે, સાથે સાથે સત્તાની અને સત્યનો પણ થશે. અને સત્તાને જો શરીરબળ વાપરવાનો લાગ મળે તો તે તેમ કરીને પોતાની ધાક પાછી જમાવે. પણ સત્યાગ્રહ એવો લાગ જ નથી આપતો, છતાં સત્તા સાથે યુદ્ધ તો બરાબર કરે છે.

૪

સત્તાધારીને સત્યાગ્રહથી ડરવાનું બીજું કારણ એ છે કે, તે ગમે તેવો શાંત છતાં ક્રાન્તિકારી સિદ્ધાંત છે, તેનું મંડાણ જ ક્રાંતિકારી તત્ત્વો ઉપર છે. સ્વાતંત્ર્ય અને સત્યની અઠંગ આરાધનાની સાથે રૂઢિગત સત્તા કે જડતાને કદી નથી બનતું. પ્રજાદ્રોહી સરકાર કે હૃદયહીન મૂડીવાદ સ્વાતંત્ર્યપ્રેમી ને સત્યશીલ — સત્યાગ્રહી — પ્રજાને ન સાંખી શકે. આથી જો પ્રજા પોતાની પ્રતીતિ પ્રમાણેના સત્યનો આગ્રહ રાખે ને તેની પાછળ મરી મટવાનો નિશ્ચય કરે, તો તેવું આચરણ મહાન ક્રાંતિકારી નીવડે એમાં નવાઈ નથી. અને સત્યાગ્રહી તો એમેય નથી સમજતો કે સત્તા આગળ શાણપણ ધરવું. એવું દુનિયાદારીનું ડહાપણ ન સ્વીકારવાથી સત્ય સિવાયના બધા સામોપાય પણ તેની આગળ નિષ્ફળ નીવડે છે.

ઘણાને એમ થાય છે કે, ભલેને સત્યાગ્રહીને જે કરવું હોય તે કરે, સત્તા તેની દરકાર શું કરવા કરે? તે હિંસા તો કશી કરવાનો નથી, પછી શા સારુ તેની ચિંતા કરવી? આ અણસમજ છે. સત્યાગ્રહ ક્રાંતિકારી છે એનો અર્થ જ એ છે કે લાગતાવળગતાવાળાને તેનાથી સંભાળતા રહેવું પડે છે. સમુદ્રની વાતોમાં મગરમચ્છ પર આશ્રય લેનાર લોકના જેવી સત્તાની સ્થિતિ છે. મચ્છ પર વાસો કરનાર લોક જાણે જમીન પર છીએ એમ નિરાંત વાળીને રહે છે. પણ એક દહાડો મચ્છ હાલે કે તેમની નિરાંત ક્ષણમાં ઊડી જાય છે. સત્તા પણ, જ્યાં સુધી ઠીક ચાલે છે ત્યાં સુધી, એમ માને છે કે બધું અમર તપશે. પણ જે સહકાર પર તે નભે છે તે જ્યારે ડોલે છે

ત્યારે પોતાની ક્ષણભંગુરતા તેને તરત જણાય છે અને પછી તે જીવને જોખમે બચવા મથે છે.

/આ અવિવાદગ્રસ્ત સિદ્ધાંત પર સત્યાગ્રહ રચાયો છે કે: જે વસ્તુ અનિષ્ટ છે, પાપમય છે, અન્યાયી છે, તેનો ત્યાગ કરવો એ આપણી ફરજ છે; જેમ કલ્યાણકારી અને ન્યાયી વસ્તુનું ગ્રહણ કરવું એ ફરજ છે. આવો કર્તવ્યધર્મ, આવો આત્મશુદ્ધિનો યજ્ઞ સતત ચાલે તો જ સમાજ સડા અને સ્થગિતતાથી સુરક્ષિત રહી શકે. સરકાર, નાતજાતનાં પંચ, મહાજન, કેળવણી, ધર્મ વગેરે બધાં સમાજવ્યવસ્થાનાં અંગો આ યજ્ઞમાં પોતપોતાનો ફાળો આપતાં રહે ત્યાં સુધી સમાજતંત્ર વ્યવસ્થિત ચાલી શકે; જેટલે દરજ્જે તેમાં દોષ આવે તેટલે દરજ્જે સમાજમાં વિકારો પગપેસારો કરી શકે. સત્યાગ્રહ એ આ સતત ચાલતી શુદ્ધિની ક્રિયા સત્તાના ઝેરથી અટકી ન પડે તે સાધનાર બળ છે. તેથી આપણે આગળ જોયું હતું કે, તે લોકમતનું સાચું પીઠબળ છે ને સ્વરક્ષાને સારુ સમાજનું સ્વાભાવિક શસ્ત્ર છે.

આથી રચનાત્મક કાર્યક્રમ એ સત્યાગ્રહનું મૌલિક શસ્ત્ર છે. બીજાં બધાં શસ્ત્રો એમાંથી ઘડાયેલાં છે. આ શસ્ત્ર જે સમાજ પાસે છે તે જાગ્રત હશે, કર્તવ્યશીલ હશે. તેથી તેની ઉપર ગુલામી કે તેવાં દુ:ખો નહિ આવી શકે. આપણે એ શસ્ત્ર ભૂલ્યા તેથી આજે બીજાં શસ્ત્રો વાપરવાં પડે છે. એ બધાં પણ આપણી આત્મશુદ્ધિને સહાયકારી હોઈને જ શસ્ત્રભાવને પામે છે. સત્તાની અઘટિત શક્તિ જામી જ ત્યારે શકે છે કે જ્યારે આત્મશુદ્ધિ અટકે. તેમ થાય ત્યારે સત્તા લોભ, લાલચ ને ભયનું તંત્ર રચીને પ્રગતિને પોતાના પાશમાં બાંધે છે, અને શક્ય હોય તે અનુસાર, લોકનાં અન્ન ને પાણીથી માંડીને આધ્યાત્મિક શાંતિ સુધીનાં બધાં સાધનો પર સામ્રાજ્ય સ્થાપે છે. એ સામે ઉપાય જ એક છે કે, તેના આ ભય ને લાલચના પાશમાં ન પડવું, પણ જે સત્ય લાગે તે જ કરવું. એને માટે નિર્ભયતા જોઈએ. અને પરાવલંબી કદી નિર્ભય ન થઈ શકે. એટલે સ્વાવલંબન હોવું જોઈએ. આ ગુણો સત્યાગ્રહમાં ઓતપ્રોત છે./

સત્યાગ્રહ લોકમત પોતા તરફ જીતી લે છે એ પણ એક મહત્ત્વની અસર ગણાય, કેમ કે તે દ્વારા સત્તાધારીના દુરાગ્રહ ને દમન ઉપર અસરકારક કાબૂ રાખી શકાય છે. લોકમતના સર્વોપરી બળ આગળ સત્તાને પણ જવાબદાર બની વર્તવાની ફરજ પડે છે. પોતાના કરતાં નબળા પક્ષ પર પોતાની મરજી મુજબ શાસન નથી ચલાવી શકાતું. 'પેસિવ રિઝિસ્ટન્સ'ની અસર પર લખતાં અમેરિકન સમાજશાસ્ત્રી પ્રો. રૉસ કહે છે તેમ, "સિદ્ધાંતને ખાતર માણસો સહન કરે અને સામું મારે નહિ (આ ભાર લેખકનો પોતાનો દર્શાવેલો છે.) એ દૃશ્ય હૃદયદ્રાવક છે. સત્તાધારી ઉપર તે તેની વર્તણૂકની યોગ્યાયોગ્યતા સમજાવવા અને તેનો બચાવ કરવા જેટલા નીચા નમવાની ફરજ પાડે છે. પછી, તકરારી મુદ્દાનો ફેંસલો જબરા પક્ષની મરજી પર નથી અવલંબતો. નબળો પક્ષ, પછીથી તો, લોકમત અને કદાચ દુનિયાના લોકમત આગળ તેને રજૂ કરવાની તક મેળવે છે."

આ બધા ઉપરથી દેખાય છે કે, સત્તાધારી સત્યાગ્રહની ઉપેક્ષા ન કરી શકે. સત્યાગ્રહી તેમ તેને કરવાય ન દે. સત્તાધારી શરૂઆતમાં કદાચ ઉપેક્ષાનો દંભ કરે. પણ તે તો દેખાડવા પૂરતો જ હોય છે. જો સત્યાગ્રહી પોતાનો ધર્મ પૂરેપૂરો બજાવે તો, ઈશ્વરોપાસકને માટે ઈશુએ કહેલું વાક્ય આ સત્યોપાસક સત્યાગ્રહી માટે પણ સાચું છે કે, "આટલું કરો, બીજું બધું એમાં એની મેળે ઉમેરાશે."

૫

સત્યાગ્રહને માટે એમ કહેવાય છે કે, તે અરાજકવાદી સિદ્ધાંત છે અને તેનાં સાધનો અરાજકોત્પાદક હોવાથી સમાજને તે તોડી નાખે, એટલે તે સાધનોનો ત્યાગ કરવો જોઈએ. વળી એમ પણ જણાવવામાં આવે છે કે, તે શાંત માર્ગ હોવા છતાં સમાજની અશાંતિકર વૃત્તિઓ હાથમાં નહિ જ રાખી શકવાનો; પોતે અહિંસાપ્રધાન હોવા છતાં, આવા અવિચારીપણાને લીધે, તેમાંથી નીપજતી હિંસાને માટે તે જ જવાબદાર ગણાય.

આ રૂપાળી લાગતી દલીલો સત્યાગ્રહની શોધની શરૂઆતથી જ કરાતી આવી છે. સામુદાયિક પ્રયોગની મુશ્કેલી સમજનાર અને કંઈક તેની

અશક્યતા પણ માનનાર પ્રામાણિક પક્ષ પણ હતો. તેની માન્યતાથી આ માન્યતા જુદા પ્રકારની છે. ઘણા મહાસભાવાદી ૧૯૨૧ના અરસામાં પ્રામાણિકપણે માનતા કે સમુદાય માટે સત્યાગ્રહ કદાચ ઠીક ન હોય. "એક તાત્ત્વિક સિદ્ધાંત તરીકે સત્યાગ્રહનો સિદ્ધાંત સ્પષ્ટ અને સમજાય તેવો લાગે છે. પણ અમને લાગે છે કે, જીવનના દરેક પ્રસંગમાં તેનો પ્રયોગ કરવો, જેટલો ઉપરથી દેખાય છે તેટલો સહેલો નથી. આવો સત્યાગ્રહ કરવા માટે ધૈર્ય અને આત્મસંયમની ખૂબ તાલીમ જોઈએ. આચારમાં જ્યાં આ ગુણોની ખાસ જરૂર હોવી જોઈએ ત્યાં તેનો ખાસ કરીને અભાવ દેખવામાં આવે છે. ઘણા માણસો પોતાનાં જીવનના પ્રસંગમાં સત્યાગ્રહનો સિદ્ધાંત આચરી શકે એમ કબૂલ ક્યારે થાય કે સામાન્ય મનુષ્યથી પાળી શકાય એવો તે સિદ્ધાંત હોય ત્યારે. પરંતુ સામાન્ય માણસનો સ્વભાવ તો જ્યારે પોતાનું કાંઈ બગડ્યું છે એમ તેને લાગે ત્યારે પોતાની જાતનો ભોગ આપવાને બદલે તોફાનનો આશ્રય લેવા તરફ વધારે રહે છે."

આ મત ૧૯૧૯માં પંજાબના અત્યાચારની તપાસ કરનારી મહાસભાની સમિતિનો હતો. એ મત આજે સુધરી ગયો છે. આપણે જાણીએ છીએ કે, સામુદાયિક પ્રયોગને વિષે એમાં દર્શાવેલી શંકા વધારે પડતી હતી, કેમ કે સામુદાયિક સત્યાગ્રહમાં દરેક વ્યક્તિ જીવનમાં પણ સત્યાગ્રહી હોય એવું જરૂરી નથી. વ્યવસ્થિત સમુદાયની એ શક્તિ છે કે તે તેના સભ્યોને પોતાના નિયમનમાં રાખી શકે.

પરંતુ, જે બે દલીલની આપણે ઉપર વાત કરતા હતા એ તો આજે પણ કરવામાં આવે છે. તે કરનાર મુખ્યત્વે બે વર્ગો છે: સત્તાધારી વર્ગ, એટલે કે સરકાર અને તેના સ્વાર્થમાં ભાગીદાર સાગરીત વર્ગો અને રાજમાન્ય રસ્તે કામ લેવામાં શ્રદ્ધાળુ મવાલ પક્ષ. આ મતની પાછળ એ રહસ્ય બતાવાય છે કે, રાજમાન્ય રસ્તે કામ લેવાથી જ ચોક્કસ પ્રગતિ કરી શકાય છે, અને સત્યાગ્રહ રાજમાન્ય, બંધારણપૂર્વક નથી. કાયદાભંગ કે અસહકાર સંસ્કૃતિના સ્તંભરૂપ બે સિદ્ધાંત — કાયદો અને સહકારવૃત્તિ — એમને જ તોડી નાખે, એટલે સમાજ પાછો જંગલી દશામાં જાય.

સત્યાગ્રહનાં શસ્ત્રોને ઉપરની એકે દલીલ લાગુ નથી પડતી. સત્યાગ્રહની ઉત્પત્તિ સામાજિક જવાબદારીનું ભાન અને માણસાઈ કેમ કરીને આગળ વધે એ શુભ વિચારમાંથી છે. તે હિતકારી કાયદાનું કે કોઈ પણ જાતની યોગ્ય વ્યવસ્થાનું માન તોડવા નથી તાકતો. ઊલટું પૂરી વ્યવસ્થા સાચવવી અને અહિંસક રહીને સમુદાય સત્યાગ્રહ દ્વારા પોતાનો વિરોધ સક્રિય બતાવે એ ધ્યાન રાખવું, એ એનું મુખ્ય કામ છે. એટલે, સાચું જોતાં, એ બાબતમાં તે સરકારનો કે કોઈ પણ પ્રજાસેવી સત્તાનો સાચો મદદગાર છે.

વળી, ગમે તે કાયદાનો ભંગ કરવામાં નથી આવતો એ વાત પણ મહત્ત્વની છે. જે કાયદા અનીતિમય છે, પ્રજાને માટે નુકસાનકર્તા છે — તે પણ જ્યારે જવાબદારીપૂર્વક વિચાર કરીને નક્કી થાય ત્યારે ને તે જ પ્રમાણે — તોડવામાં આવે છે. કરોળિયો પોતાની જાળ પાથરીને કહે કે, આ જાળમાં આવીને મારી જોડે વાત કરો, એના જેવી આ રાજમાન્ય માર્ગની વાત છે. છતાં સત્યાગ્રહ તેનો ત્યાગ નથી કરતો. તેની શકિતનો પણ તે ઉપયોગ કરે છે. પણ તે નિષ્ફળ થાય તો તેજોવધ સહન ન કરતાં ધાર્યું કરવાને માટે શાંતિથી પોતાનો અમલી ઉપાય લે છે. આવો નિર્દોષ વિરોધ, ફરિયાદ સામે 'અમલી પોકાર' કરવાનો હક, દરેક સુસ્થિત સ્વતંત્ર સમાજ પાસે હોય જ છે. તેને માટે કોઈની રજા પણ જરૂરની નથી. તે માન્ય છે કે નથી એ પણ પછી તે શા સારુ જાણવા કે જોવા બેસે? એ હકના વિના સમાજમાં કબરની શાંતિ એ જ સંસ્કૃતિમાં ખપે.

એટલું જો યાદ રાખીએ કે, એવા શાંત માર્ગોનો અવેજ સશસ્ત્ર બળવો અને મારફાડનું અરાજક જ છે તો સત્યાગ્રહ સામેની આ દલીલો નહિ ટકવા પામે. સત્યાગ્રહી કાયદો નથી પાળતો તો કાયદાની શિક્ષા કે કનડગત ખુશીથી વહોરીને, ચોરડાકુની જેમ, વ્યવસ્થાયે નથી તોડતો. તેથી તે કાયદો સાચેસાચો તોડે છે એમેય નહિ: એ તો એમ બતાવે છે કે, જે કાયદાનું પાલન તેના ભંગ દ્વારા જ કરવા પ્રજા રાજી છે તે નહિ નભી શકે. જો કોઈ પણ કાયદો કે વ્યવસ્થા તોડતું હોય તો તે સત્યાગ્રહીને ગમે તે રીતે દાબવા તાકનાર સત્તા જ છે.

અને આ બધી દલીલો તો જેને સત્યાગ્રહ દુઃખે છે તે કરે છે. દુઃખી પ્રજાને તો તે ભાવી જ ગયો છે. તેમનેય બાજુએ રાખીએ. દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ રાજમાન્ય થઈ શકે એવો મત લૉર્ડ હાર્ડિન્જ ને શ્રી. ગોખલેનો જ નહોતો બંધાયો? બંગભંગ વેળા અનેક લોકોના મતને બાજુએ મૂકી સરકાર વર્તતી હતી તે વખતે નામદાર ગોખલેએ વડી ધારાસભામાં કહેલું,

> "આવા માણસોના મતને પણ તિરસ્કારપૂર્વક કાઢી નાખવાના હોય, . . . તો હું કહીશ કે લોકહિતનાં કામોમાં નોકરશાહી સાથે કોઈ પણ જાતના સહકારને સલામ કરું છું. . . ."

એ સાચું છે કે સત્તા સુધરે નહિ તો સત્યાગ્રહ તેનો નાશ પણ ઇચ્છે. પણ એમાં પણ દોષ દેવા જેવું શું છે? સડેલા અંગને તો કાપી જ નાખવું પડે. શાંતિથી ને જવાબદારીના ભાન સહિત તે કરવામાં આવે એટલે બસ. કોઈને ઈજા કરવાનો તેમાં ઇરાદો નથી; કોઈના યોગ્ય હકને ડુબાડવાની બદદાનત નથી. સમાજના હિતમાં જ સત્યાગ્રહ જે સુધારો માને છે તે કરે છે. જો તે સર્વમાન્ય નહિ હોય તો એની મેળે સત્યાગ્રહ ઠરી જશે. એ પણ એની ઉપર આપોઆપ મર્યાદા રહેલી છે. આવા નિર્દોષ બળને સમાજઘાતક કહેવું કે ત્યાજ્ય ગણવું એમાં તો શું ઘાતક ને શું ત્યાજ્ય છે એની જ અણસમજ લાગે છે. પણ ન જોવા માગનારને કોણ દેખાડી શક્યું છે? અને સત્તાએ કદી પોતા સામેના વિરોધને સારો માન્યો જ નથી. સાથે સાથે સત્યાગ્રહ કે સશસ્ત્ર બળવો પણ, તેથી કરીને, કદી દુનિયામાંથી દૂર નથી થયો એમ ઇતિહાસ બતાવે છે.

૬

સત્તાધારી વર્ગોની, ઉપર જોઈ આવ્યા તે દલીલથી ભિન્ન, છતાં સત્યાગ્રહને કાંઈક આક્ષેપકારી એવી શાસ્ત્રીય દલીલ પ્રો. કેસ કરીને અમેરિકાના એક અધ્યાપકે તેની 'Non-violent Coercion' (અહિંસક બળાત્કાર) નામની ચોપડીમાં કરી છે. કોઈ જાતના પક્ષકાર તરીકે તેણે ત્યાં દલીલ નથી કરી. નિઃશસ્ત્ર પ્રતિકારના ભિન્ન ભિન્ન પ્રકારોના શાસ્ત્રીય અભ્યાસને પરિણામે તેને લાગ્યું કે એ બધાનું રહસ્ય

'અહિંસક બળાત્કાર' છે. તેમાં તે સત્યાગ્રહનાં શસ્ત્રોની પણ સમીક્ષા કરે છે. એટલે આ શાસ્ત્રીય શોધ એટલા પૂરતી આપણે તપાસવી જોઈએ કે તેમાં કેટલો સત્યાંશ છે અથવા લેખક ક્યાં આગળ સત્યાગ્રહને સમજવામાં ભૂલ કરે છે.

પુસ્તકની શરૂઆતમાં જ તેના નામનો વદતોવ્યાઘાત સમજાવતાં લેખક જણાવે છે:

> "પુસ્તકનું નામ જોઈને, તેમાં જે બે વિરોધી શબ્દોને સાથે જોડવામાં આવ્યા છે, તેથી વાચકને આશ્ચર્ય લાગશે. . . . છતાં આ વિચિત્ર મિશ્રણ પહેલેથી વિચારી રાખેલા અભિપ્રાયનું પરિણામ નથી; પરંતુ, મનુષ્યના આચારના આ બે સિદ્ધાંતો, જેમાનો દરેક જુદો રહીને બરાબર કામ આપતો નહોતો લાગતો, તેઓની કાર્યશક્તિની નોખી નોખી તપાસનો લાંબો પ્રયત્ન કરવા દરમિયાન, લેખક સ્વાભાવિક રીતે જે કાર્યકર ગોઠવણના પરિણામ પર આવ્યો, તેના પ્રતિનિધિરૂપ એ મિશ્રણ છે."

અહિંસા અને બળાત્કાર એ બે સિદ્ધાંતો મનુષ્યસમાજના સંગઠનના કામમાં લેવામાં આવે છે. માત્ર બળાત્કારથી કામ ન ચાલી શકે એ સમજવું સહેલું છે. તેથી તો અહિંસા અને સત્યાગ્રહ જગન્માન્ય સિદ્ધાંતો હોવાનો દાવો કરી શકે છે. પરંતુ અહિંસા એકલી ન ચાલી શકે એ માન્યતામાં લેખકની અહિંસાની વ્યાખ્યા કંઈક જુદી હોવી જોઈએ એમ ઉઘાડું લાગે છે. તેને મન અહિંસા એટલે નિષ્ક્રિયતા છે. એટલે તે ક્રિયારહિત સિદ્ધાંત સમાજપોષક હોવા છતાં કાર્યકર ન બની શકે એમ ધારી તેણે 'અહિંસક બળાત્કાર' જેવું વિચિત્ર મિશ્રણ રચ્યું!

એમાં વાપરેલો બળાત્કાર શબ્દ ખૂંચે એવો છે એ તે પોતે કબૂલ કરે છે: 'ઘણાને, કદાચ ઘણું કરીને બધાને બળાત્કાર શબ્દમાં અશુભનો ધ્વનિ લાગશે.' પણ તેની દૃષ્ટિએ બળાત્કાર બે પ્રકારના છે: શારીરિક અને નૈતિક અથવા હિંસારહિત. શારીરિક બળાત્કાર એટલે કે હિંસાબળથી તો તે કંટાળેલો છે. યુરોપીય યુદ્ધની યાદી આપીને તે જણાવે છે,

> "મનુષ્યજાતના ઇતિહાસમાં હમણાં થયેલ હિંસાબળના રમખાણની બરાબરી કરે એવું કશું પહેલાં બન્યું નહોતું. જગતની

રંગભૂમિ ઉપર પશુબળ પોતાનો પાઠ છેવટની અવધિ સુધી ભજવી ચૂક્યું છે. સ્વાતંત્ર્યપ્રેમી પ્રજાઓને તેણે મદોન્મત્ત અધિકારમાંથી બચાવી છે; પ્રાચીન જુલમી અને ગર્વિષ્ઠ જોહુકમી રાજ્યાસનો તેણે ઉથલાવ્યાં છે; પરંતુ સંસ્કૃતિના પોતાના જ સંરક્ષણનો સવાલ તેણે કૃપણ બનેલી નીતિભ્રષ્ટ દુનિયાના પર છોડયો. એ પરથી વધારે સ્પષ્ટ થાય છે કે, હિંસાબળના દોષો અંતર્ગત, ઊંડાં મૂળવાળા અને અસાધ્ય છે; ચોક્કસ હિતના માર્ગમાં વિરોધી વસ્તુઓનો નાશ કરવા જેટલું તે સશક્ત છે. તે કાયમી ભલાઈ કરવા માટે અશક્ત છે."

આમ તેની માન્યતા હોવાથી 'અહિંસક કે નૈતિક બળાત્કાર'ને તે સમાજમાં માન્ય કરે છે ને જણાવે છે કે તે ભવિષ્યમાં સંસ્કૃતિની કીમતી સેવા કરશે. રાજસત્તા તો પશુબળ પર રચાયેલી હોવાથી સમાજસતા કે સામાજિક નિયમન જ આવું બળ વાપરી શકશે. તેથી તેને તે 'અહિંસક કે સામાજિક બળાત્કાર' પણ કહે છે. તેનું સ્થાન "એક બાજુ ખાનગી બળાત્કાર અને બીજી બાજુ સરકારી એટલે કે રાજકીય બળાત્કાર, એ બેની વચ્ચે છે. તેને 'સામાજિક' કહેવાનું કારણ એ છે કે, તેના પીઠબળનાં પ્રવર્તક તત્ત્વો બળના વૈયક્તિક ઉપયોગમાં કે તેના પર આધાર રાખીને રચાયેલા વ્યવસ્થિત અધિકારને અનુનય કરવામાં નથી રહેલાં; પરંતુ તે તો રોજના સામાન્ય સામાજિક જીવનના સંબંધોના સંગઠિત સંચાલનમાં રહેલાં છે." એનાં શસ્ત્રો હડતાલ, બહિષ્કાર અને અસહકાર છે. એ બધાંમાં એ તત્ત્વ જણાય છે કે, "તેમની કાર્યસિદ્ધિની શક્તિ ખરી રીતે એક પ્રકારના સામુદાયિક બળને આભારી છે, જેનો યથાર્થમાં યથાર્થ વાચક શબ્દ અહિંસક કે સામાજિક બળાત્કાર છે."

આ ટૂંકમાં પ્રો. કેસની શાસ્ત્રીય તપાસ છે. અહિંસક બળાત્કારમાં પણ તે વળી ઇષ્ટ અનિષ્ટ એવો ભેદ પાડે છે. ઇષ્ટને તે 'રચનાત્મક અહિંસક બળાત્કાર' એવું કઢંગું નામ આપે છે. આની કલ્પના આપણા સત્યાગ્રહને મળતી આવે છે. તેનું વર્ણન કરતાં તે કહે છે,

"સાચો અહિંસક બળાત્કાર બેધારી તરવાર છે અને હોવી જોઈએ. અર્થાત્, તેને વાપરનારને તે પીડા સહન કરાવે છે અને એમ થાય તે ઠીક છે; તેમ જ જેની સામે તે વપરાય છે તેને પણ કરાવે છે."

એટલે જેની સામે સત્યાગ્રહ કરવામાં આવે છે તેને પણ પીડા પડે છે, તેથી તે બળાત્કાર ગણાય એમ લેખક માને છે! સવિનય કાનૂનભંગને માટે તે લખે છે,

"તે બહારથી સ્પષ્ટ અહિંસક છે, પણ અંદરથી ગર્ભિત રીતે બળાત્કારયુક્ત છે, કેમ કે તેનો ઉદ્દેશ સરકાર પાસે, તેની ઇચ્છા કે વિવેકશક્તિની વિરુદ્ધ, કાયદો રદ કરાવવાનો છે. એટલે એ ચોખ્ખો અહિંસક બળાત્કારનું દૃષ્ટાંત છે."

આટલા પરથી વાચક જોઈ શકશે કે, લેખક જ્યાં બળ કહેવું જોઈતું હતું ત્યાં બળાત્કાર કહી બેઠો છે. જેને તે સામાજિક બળાત્કાર કહે છે તે ખરેખર તો સામાજિક નિયમનશક્તિ કે સમાજબળ જ છે. કોઈને પોતાની મરજી ન હોય ને કાંઈ કરવું પડે તો તેટલામાત્રે તે બળાત્કાર નથી થઈ જતો. લોકને અપ્રિય કાયદો કરનાર સરકાર, ખરી રીતે જોતાં, પ્રજા પર બળાત્કાર કરે છે એમ કહેવાય, કેમ કે જે કાયદો પ્રજામાન્ય નથી તે કરવાનો સરકારને હક નથી. છતાં કરે તો સરકારે પોતાની મર્યાદાનો ત્યાગ કર્યો અને કાયદો પ્રજા પર બળાત્કારે જ લાદ્યો એમ ગણાય. પરંતુ એમ કહેવું કે તેને વશ ન થનાર સત્યાગ્રહી પ્રજા બળાત્કાર કરે છે, કારણ કે સરકારને કાયદો નથી કાઢવો, એ તો ભાષાનું ખૂન જ ગણાય. સત્યાગ્રહી પ્રજાના હકમાં છે કે તે તેનો વિરોધ કરે. અહિંસક બળથી તે વિરોધ કરે છે એમ કહેવાય. પણ તેને અહિંસક કહો, તોપણ તે બળાત્કાર શી રીતે થયો? છતાં એમ જ કહેવાની ભૂલ પ્રો. કેસ કરે છે.

સત્યાગ્રહ મદે છકેલી સત્તાને પણ નમાવી શકે એવું પ્રબળ શસ્ત્ર છે ખરું. પરંતુ તેવી સત્તાના વાજબી હકને પણ તે નથી ઉથાપતું. સત્યાગ્રહથી સત્તાને પીડા થાય છે એમ પ્રો. કેસ જણાવે છે, અને એથી તે બળાત્કાર શબ્દ પસંદ કરે છે. પરંતુ એ પીડારૂપે પીડા નથી, એ તો સત્યના જન્મની વેદના જ છે. દા. ત. અંગ્રેજ લોક હિંદમાં વેપારને લોભે આવ્યા; પોતાના વેપારની ગમે તે રીતે જમાવટ કરી. હવે જો હિંદી લોક તેમાં દુરસ્તી કરવા ધારે ને તેથી અંગ્રેજનું લોભી દિલ દુખાય તો તે પીડા ન કહેવાય; એ તો લોભી અંગ્રેજની પણ સુધારણા છે.

એટલે સત્યાગ્રહ બેધારી તરવાર છે, પણ બેઉ બાજુ કાપવાને બદલે તેની અગ્નિપરીક્ષા વિશુદ્ધ કુંદન જ તૈયાર કરે છે. "સત્યાગ્રહ એ સર્વધારી તરવાર છે. વાપરનાર તથા જેની ઉપર તે વપરાય છે તે સુખી થાય છે." (ગાંધીજી)

સત્યાગ્રહ આવું બળ હોવાથી તેને બળાત્કાર ન કહી શકાય. સ્વચ્છંદથી કે હક બહાર વર્તવાની કોઈની કુટેવ ઉપર નિયમન પડે, તેથી નિયામકે તેના પર બળાત્કાર કર્યો એ પ્રો. કેસની સમજ ભૂલ-ભરેલી છે. જે સમાજમાં કે સમૂહમાં હું રહું તે મારી પાસે તેના સંગ્રહાર્થે મર્યાદાધર્મ* પળાવશે. તે પાળવાની મારી સામાજિક જવાબદારી છે. પણ તેની શરત એ છે કે તે નીતિમય હશે. તેમ ન હોય તો હું એ ન પાળું ને ખુશીથી તે ભંગની શિક્ષા ભોગવું એ સમાજ સામે બળાત્કાર નથી; જેમ સમાજ મારી પાસે યોગ્ય ધર્મ પળાવે તે પણ નથી. બળાત્કારમાં સ્વાતંત્ર્યનો લોપ રહેલો છે. અને સ્વાતંત્ર્ય સ્વધર્મ અને સંયમમાંથી ઉત્પન્ન થાય છે. એટલે કોઈ પણ જાતના નિયમનને બળાત્કાર કહેવો એ તો બેહૂદું જ છે. તેમાંય સત્યાગ્રહને માટે તો તેના પ્રણેતાએ એમ કહ્યું છે કે, "બળાત્કાર એ તો આ મહાન આધ્યાત્મિક (સત્યાગ્રહ) બળનો ઘાતક છે. આ બળ

* અને નીતિયુક્ત કાયદા પણ મર્યાદાધર્મનાં જ અંગ છે. તેવા કાયદાનો ભંગ ન કરી શકાય એ અહીં આગળ યાદ આવ્યા વગર નહિ રહે. ઘણી વાર કહેવાવાં આવે છે કે કાયદો હિંસાબળનું પ્રતીક છે, માટે સત્યાગ્રહમાં તેને માન ન હોય. આ સમજ બરાબર નથી લાગતી. શુદ્ધ સ્વરૂપે તપાસતાં એમ લાગે છે કે, કાયદો એ સમાજમાં પ્રવર્તતા નીતિધર્મની નીચામાં નીચી સપાટી છે; તેથી નીચે જનારને સમાજ નહિ સાંખે, એ તેના દંડનો સાચો અર્થ છે. સત્યાગ્રહી સ્વેચ્છાએ અવશ્ય નીતિધર્મ પાળનાર હોવાથી તેને આ દંડનો ભય જ ન હોય, કેમ કે તે નીતિધર્મની કાયદા-નિયુક્ત કક્ષાથી ક્યાંય ઉપર હોય છે. તે તો નવો નીતિધર્મ પ્રવર્તાવવા મથનાર હોય છે, તેથી કાયદા દ્વારા મળતી આ નીતિબળપોષક સાહાય્ય સ્વીકારતો છતો તેના દંડમાં અનિષ્ટ જોશે.

આ દૃષ્ટિએ કાયદાને પણ મર્યાદાધર્મ ગણવામાં અયોગ્ય નથી એમ મને લાગે છે.

જેઓ બળાત્કારનો સાવ ત્યાગ કરશે તેનાથી જ ખીલવી શકાશે અને વાપરી શકાશે."

મોડુંવહેલું પણ દુનિયાએ અહિંસાનું આ જ બળ કેળવવું પડશે, તે વિના સંસ્કૃતિ કે સમાજનો ઉગારો નથી. સત્યાગ્રહની મીમાંસાનું મંડાણ કરતાં જ આપણે જોયું કે, આપણા યુગનો પ્રધાન પ્રશ્ન આ છે અને એનો ઉકેલ ગાંધીજીએ સત્યાગ્રહ દ્વારા આપેલો છે. તેમને અમેરિકા આવવાનું નોતરું આપનાર લોકને જવાબ આપતાં તેમણે આ સારનું કહ્યું હતું કે, મારે સંદેશો તો આખા જગતને આપવો છે, પણ હિંદમાં તેનો સફળ પ્રયોગ કરવા દ્વારા જ તે હું કરી શકું. એટલે સત્યાગ્રહ આપણા યુગને માટે અપાયેલો મંત્ર છે, કેમ કે સમગ્ર જીવનમાં વ્યાપક એવો એ સિદ્ધાંત છે; તેથી આજના જમાનામાં જ્યારે બધું જ વિભક્ત રીતે ને લડાયક ભાવથી નિહાળાય છે ત્યારે ખાસ ઉપયોગી છે.

'સત્યાગ્રહના આવા શસ્ત્રને ઉપયોગમાં લેવાને માટે જે કેટલાક મુખ્ય માર્ગો* વિચારાયા અને આચરાયા છે તે આ છે:

૧. સવિનય કાનૂનભંગ;

૨. શાંતિમય અસહકાર;

૩. મર્યાદિત બહિષ્કાર;

૪. કરબંધી.

એ શસ્ત્રનું વ્યાપક સ્વરૂપ ચર્ચી લીધા બાદ હવે અનુક્રમે આ તેના ચાર પ્રકારો ટૂંકમાં જોઈએ.

---

* આ ચાર ઉપરાંત બીજા નીચેના માર્ગોનો વિચાર પણ હવે (ઈ. સ. ૧૯૪૮) કરવા જેવો ગણાય:

૧. હડતાલ અને રાજીનામું તથા લોકાઉટ કે કામબંધી,

૨ ઉપવાસ,

૩. 'સેબૉટેજ' કે ભાંગફોડ.

આમાંનો પહેલો માર્ગ સવિનય કાનૂનભંગ અને અસહકારનો પ્રકાર ગણાય. ઉપવાસનો બીજો માર્ગ ભારે સૂક્ષ્મ વિવેક પર અવલંબે છે. ત્રીજો માર્ગ ૧૯૪૨માં કેટલાક કૉંગ્રેસીઓએ લીધો, પરંતુ તે ચોખ્ખો હિંસક હોઈ ત્યાજ્ય છે. આ ત્રણ બાબતોનો થોડો વિચાર આ નવી આવૃત્તિની પ્રસ્તાવના રૂપે કરવામાં આવશે.'

## ૧૬

# સવિનય કાનૂનભંગ

"૧૯૦૬ની સાલ સુધી મેં એકલી બુદ્ધિની સમજાવટ પર આધાર રાખ્યો હતો. હું બહુ જ ઉદ્યોગી સુધારક હતો. હું સત્યનો નૈષ્ઠિક ઉપાસક રહ્યો. એને લીધે મારી પાસે હકીકતોનું પાકું જ્ઞાન હતું, તેથી હું સરસ લખાણો કરી શકતો. પણ મેં જોયું કે, દક્ષિણ આફ્રિકામાં જ્યારે અણીની ઘડી આવી ત્યારે બુદ્ધિ અસર ઉપજાવવામાં નિષ્ફળ નીવડી. મારા દેશભાઈઓ ઉશ્કેરાઈ ગયા હતા, --કીડો પણ કોઈ વાર સામો થશે ને થાય છે, — અને વેર વાળવાની વાત ચાલતી હતી. ત્યારે મારે જાતે હિંસામાં ભળવાની અથવા આપત્તિને પહોંચી વળવાની બીજી કોઈ પદ્ધતિ શોધી નિઃસત્ત્વતાનો સડો અટકાવવાની વચ્ચે પસંદગી કરવાની ફરજ પડી; અને મને સૂઝી આવ્યું કે, અમારે પતનકારી કાયદાનું પાલન કરવાનો ઇનકાર કરવો અને સરકારને ફાવે તો ભલે અમને જેલમાં પૂરે. આ રીતે શસ્ત્રયુદ્ધના નૈતિક અવેજરૂપ આ શસ્ત્ર જન્મ પામ્યું."

—ગાંધીજી

સત્યાગ્રહનાં શસ્ત્રોમાં કાયદાનો સવિનય ભંગ કે સાદર નિરાદર, એ શસ્ત્ર પ્રથમ શોધાયું હતું તે આપણે આગળ એક પ્રકરણમાં જોઈ આવ્યા. અહીં આપણે તેની મર્યાદા અને શક્તિ ટૂંકમાં સમજીશું.

### ૧

ઘણા લોકની સામાન્ય સમજ એવી હોય છે કે, કાયદો અને સત્યાગ્રહ બે વિરોધી વસ્તુઓ છે, કેમ કે કાયદો બળાત્કારનું પ્રતીક છે જ્યારે સત્યાગ્રહ બળાત્કારને ઇનકારનારું બળ છે. એ સાચું છે કે, કાયદાની પાછળ શસ્ત્રબળ છે ને તેનો ભંગ કરનારને સજા કરવામાં આવે છે, તેમાં તેને સુધારવાના ઇરાદા કરતાં શિક્ષા કરવાનો મુખ્ય હોય છે. આ બેઉ વાતનો સત્યાગ્રહી સ્વીકાર ન કરે. છતાં કાયદાને તે એક દૃષ્ટિએ માન આપે છે અને સુધારો કરવામાં તેનો ઉપયોગ પણ કરી શકે.

આપણે જાણીએ છીએ કે, કાયદાનો મૂળ હેતુ સમાજહિત સાધવાનો છે. જેને લોકમત પસંદ ન કરે તેનો કાયદો ન થઈ શકે. એટલે લોકમત તપાસીને જ કાયદો કરી શકાય. કાયદો કરવા પાછળ એ માન્યતા રહેલી છે કે, મોટા ભાગના લોકો તેનો સ્વીકાર કે પાલન કરવા તૈયાર છે, જૂજ લોક જ એટલા અસામાજિક હશે કે તેમ કરવાનું ન સમજી તેનો ભંગ કરવાનો ગુનો કરશે. મોટો ભાગ તે કાયદો ત્યારે જ સ્વીકારશે કે જ્યારે તેની એવી પ્રતીતિ હોય કે તે સમાજહિતનો છે, ન્યાયી છે.

આ તો આદર્શ સ્વતંત્ર પ્રજાસત્તાક રાષ્ટ્રની સ્થિતિ હોય, એમ કોઈ કહેશે. બાકી, આજે સ્વતંત્ર ગણાતાં રાષ્ટ્રોમાં પણ એટલે દરજ્જે વિકાસ થયેલો હોતો નથી. ઇતિહાસમાં જોઈએ તો જણાશે કે, સમાજનો એકાદ પ્રબળ વર્ગ જ રાજસત્તા સ્વહસ્તક કરી લે છે અને પોતાને જે લાગે તે સર્વને માટે સારું છે એમ માનીને ચાલે છે. તેમાંય જો આપણા પરતંત્ર દેશમાં જોઈએ તો ઘણી વાર લોકમતની પરવા ન કરવી એ જ કાયદા ઘડવાનો નિયમ લાગે છે. પરંતુ આથી કાયદાનાં તાત્ત્વિક સ્વરૂપમાં દોષ નથી બતાવી શકાતો. લોકમતને માન નથી અપાતું અને તેની વિરુદ્ધ કાયદા કરવામાં આવતા જોવામાં આવે છે એ પરથી એ ફલિત થાય છે કે, પ્રજાએ વધારે જાગ્રત બની પોતાનો મત સિદ્ધ કરવો જોઈએ, એટલે કે, સત્યાગ્રહ કરીને પોતાનો મત માન્ય કરાવવો જોઈએ. પ્રાચીન તેમ જ અર્વાચીન રાજનીતિશાસ્ત્રને માન્ય એવો આદર્શ તો એ જ છે કે, કાયદો લોકમતનું પ્રતિબિંબ છે અને સમગ્ર સમાજના હિતમાં તે ઘડાયો હોવો જોઈએ.

સત્યાગ્રહ અને કાયદાનો સંબંધ આ પરથી વિચારવો જોઈએ. કાયદાનું શુદ્ધ સ્વરૂપ હમેશ અમલમાં નથી આવતું એ પરથી તો સત્યાગ્રહની હંમેશ આવશ્યકતા છે એમ જ સિદ્ધ થાય છે. બાકી, જ્યાં અને જ્યારે એ સ્વરૂપ અમલમાં આવતું હોય ત્યાં ને ત્યારે સત્યાગ્રહીએ તેને અપનાવવું જોઈએ. એટલે સામાન્ય રીતે, જ્યાં કાયદો સમાજના હિતનો છે એમ લાગે ત્યાં સત્યાગ્રહી તેનું ધર્મપૂર્વક પાલન કરશે. "સાધારણ રીતે કાયદાનો ભંગ કરનાર માણસ છૂપાઈને

કાયદો તોડે છે, અને તેની શિક્ષાથી દૂર ભાગવા મહેનત કરે છે. પણ સત્યાગ્રહી તેમ નથી કરતો. કાયદાના ભંગથી જે શિક્ષા થાય તેની બીકથી નહિ, પણ સમાજના કલ્યાણ માટે તે કાયદાને જરૂરના ગણે છે, તેથી સત્યાગ્રહી હંમેશ કાયદાને માન આપે છે."

એક જણે 'નવજીવન'માં પૂછયું હતું:

"જો બળાત્કારથી કંઈ પણ સુધારા કરવા એ અહિંસાનીતિથી વિરુદ્ધ હોય તો કાયદેથી કોઈની પાસે મદ્યપાન છોડાવવું એ પણ બળાત્કાર ગણાય."

આનો જે જવાબ ગાંધીજીએ આપ્યો તે કાયદા અને સત્યાગ્રહનો સંબંધ સમજવામાં મદદગાર છે. તેમણે કહ્યું:

"આમ કેટલીક ગેરસમજ છે. કાયદોમાત્ર બળાત્કારસૂચક છે એમ આ મિત્રની માન્યતા જણાય છે પણ દરેક કાયદો બળાત્કારસૂચક નથી. પોતાના સ્વાર્થને અંગે અને બીજાને દુઃખ દેવાને અર્થે દુઃખ દેવું એ હિંસા છે. એથી ઊલટું કોઈના સુખને અર્થે કોઈને દુઃખ થવા દેવાનો પ્રસંગ આવે તો સ્થિર અને નિઃસ્વાર્થ વૃત્તિથી તેમ કરવું એ અહિંસા હોઈ શકે. ચોરના ભયથી બચવા (એટલા મારા સ્વાર્થને સારુ) હું ચોરને દંડ કરું એ હિંસા છે દરદીના સુખને સારુ શસ્ત્રવૈદ્ય તેની ઉપર શસ્ત્રપ્રયોગ કરે ને તેને દુઃખ દે તે અહિંસા છે. આ દૃષ્ટિએ ચોરને પકડીને તેને દુઃખ દેવાને સારુ નહિ પણ સુધારવાને સારુ તેને ચોરસુધારગૃહમાં રાખી, તેની ઉપર માયા બતાવી, તેને એવા શુભ સંજોગોમાં મૂકવો કે તે સારો થાય, તેમાં બળાત્કાર કે હિંસા નથી. પણ સમાજનો કે શાસનકર્તાનો સંયમ છે. આવો શાસનકર્તા ચોરને ફરિયાદના ભયમાંથી બચાવી લે છે એ તેનો વધારાનો ઉપકાર છે. એ જ રીતે મદ્યપીને ફટકા મારવાના કાયદામાં કેવળ બળાત્કાર છે; પણ કાયદાથી પ્રત્યેક પીઠાં બંધ કરી પીનારની આગળથી લાલચ હરી લેવી એ સંયમ છે અને અહિંસા છે. તેમાં શુદ્ધ પ્રેમ સિવાય બીજું કશું જ નથી. તે જ રીતે ધમકી આપીને કોઈની પાસે હું વિલાયતી કપડાંનો ત્યાગ કરાવું એ બળાત્કાર છે, પણ કાયદો કરી વિલાયતી કપડું આવતું બંધ કરું એ સંયમ છે. એમાં શુદ્ધ પ્રેમ સિવાય બીજું કાંઈ જ નથી. પણ વિલાયતી કપડાં પહેરનારને કાયદાથી

સજા કરની એ બળાત્કાર છે. તેમાં સમાજનો દોષ છે. આ ઉપરથી જોઈએ છીએ કે કાયદોમાત્ર બળાત્કારની નિશાની નથી." *

આમ જો કાયદો ન્યાયી હોય, સમાજહિત સાધનારો હોય, તો સત્યાગ્રહી તેને માન આપે છે, એટલું જ નહિ, એવા કાયદા કરાવવામાં પોતે લોકમત તૈયાર કરીને સહાયકારી પણ બને છે. પરંતુ કાયદા પ્રત્યે સત્યાગ્રહની આવી માનની નજર લોકના ધ્યાનમાં નથી આવતી, કારણ કે આપણા રાજપ્રકરણમાં સત્યાગ્રહનો મુખ્ય ઉપયોગ તેના સવિનયભંગમાં જ કરવામાં આવ્યો છે. ખરી સ્થિતિ તો એમ છે કે, જે જવાબદારી અને ધર્મબુદ્ધિ સત્યાગ્રહીને સવિનયભંગ કરવા પ્રેરે છે એ જ તેને યોગ્ય કાયદાનું પાલન કરવા પણ પ્રેરનાર છે. એટલે, તેને માટે, કાયદાપાલન કે કાયદાભંગમાં પણ એક જ સત્યાગ્રહી દૃષ્ટિ રહેલી છે. તેથી જ તે પ્રસંગ આવ્યે કાયદાનો ભંગ કરવાની જવાબદારીથી પણ ડરતો નથી અને તેની સજા શાંતિથી અને પ્રસન્નતાથી વહોરે છે.

૨

પણ એવા પ્રસંગો તો જૂજ હોઈ શકે. સામાન્ય સ્થિતિ તો એ હોય કે સત્યાગ્રહી કાયદાને ધર્મબુદ્ધિથી માન આપતો હોય. પરંતુ એ એમેય નથી માનતો કે કાયદો થયો એટલે એને માન આપવું જ જોઈએ: તેના નીતિશાસ્ત્રમાં તેના ભંગના પ્રસંગો પણ આવી શકે છે. આપણે જોયું કે કાયદાને માન આપવું કે ન આપવું એ એક જ વસ્તુ પર આધાર રાખે છે કે તે ન્યાયી છે કે અન્યાયી, સમાજના હિતમાં છે કે અહિતમાં. અમુક લોકે તે કર્યો છે, ઘણા માણસોએ થઈને કર્યો છે, બહુમતીથી થયો છે, તેથી તે ન્યાયી કે સાચો છે એમ ન હોઈ શકે. તેમ જ સત્તા જે કરે તે સાચું જ કરે એમ પણ નથી. સત્તાધારીના જેટલો અનુભવ બીજાનો ન હોય, એટલે એ જે કરે તેમાં વધારે અનુભવસિદ્ધતા હોય, દીર્ઘદૃષ્ટિ હોય, માટે ઊંડો ને લાંબો વિચાર કરવો જોઈએ, એમ ભલે; છતાં સત્તાને સમજનો અમરપટો પણ ન આપી શકાય. સત્યાગ્રહી છેવટે પોતાના અંતરનાદ

* જુઓ ન. જી. ૧૩-૭-'૨૪

પર જ વિશ્વાસ રાખે છે. એટલે જ્યારે કોઈ પણ કાયદો કે નિયમ તેના અંતરાત્માને નાપસંદ હોય ત્યારે તે એકલો પણ તેનો વિરોધ કરવાનો ધર્મ સમજે છે.

આવા વિરોધનું રાજપ્રકરણી જ નહિ પણ સાંસ્કૃતિક મહત્ત્વ ભારે છે. સુધારો અને પ્રગતિ આવા પ્રકારના વિરોધને — જૂની જડતા કે રૂઢિની સામે સત્યાગ્રહીની સત્ય ટીકાશીલતાને,— આભારી છે. ગાંધીજી 'હિંદ સ્વરાજ'માં કહે છે તેમ, "ઘણા માણસોએ કહ્યું એ થોડાએ કબૂલ કરવું તે અનીશ્વરી વાર્તા છે, તે વહેમ છે. એવા દાખલા હજારો મળી આવશે કે જેમાં ઘણાએ કહ્યું તે ખોટું હોય છે ને થોડાએ કહ્યું એ જ સાચું હોય છે. સઘળા સુધારા ઘણા માણસોની સામે થઈને થોડા માણસોએ દાખલ કરાવ્યા છે."

તે સુધારાનું રાજપ્રકરણી મહત્ત્વ પણ ઓછું નથી. આપખુદ સત્તા પર — પછી તે સામાજિક, ધાર્મિક કે રાજકીય ગમે તેવી હોય — સત્યાગ્રહ કરતાં વધારે અસરકારી કાબૂ બીજો ન મળી શકે. અને સત્તા પર કાબૂ રાખવાની જરૂર પડે જ છે, કેમ કે સામાન્ય રીતે તેનો સ્વભાવ સ્વપર્યાપ્ત હોય છે. રાજપ્રકરણમાં તો આમ સવિશેષ બને છે. બીજું કારણ, પ્રો. લાસ્કીના શબ્દોમાં, આવું છે કે,

> "ઇતિહાસ જોતાં આપણને હમેશ જણાય છે કે, કોઈ પણ રાજતંત્ર તે સમયે જેઓના હાથમાં આર્થિક સત્તા છે તેમના કબજામાં હોય છે. પોતાના હિતનું જે હોય તેને તેઓ મોટે ભાગે સારું માને છે . . તાત્ત્વિક દૃષ્ટિએ રાજસત્તાના ઉદ્દેશમાં જે નિરપવાદ સાર્વજનિકતા હોવી જોઈએ તેની તેના આચરણમાંથી ક્યારે ને ક્યાંય ખાતરી નથી મળતી. એટલે ગમે ત્યારે પણ આપણે, સરકારી નીતિનો ઉદ્દેશ ઠીક છે, એમ નહિ માની શકીએ; જેમાંથી સ્વાભાવિક અર્થ એ નીકળે છે કે તેનો દુરુપયોગ ન થાય તે માટે સલામતીઓ યોજવી જોઈએ."

પ્રજાના પ્રાથમિક હકો ઉપરાંત, મતાધિકાર, અરજી, 'ડેપ્યુટેશન' વગેરે રાજબંધારણી ઉપાયો હોવા છતાં, પૂરી સલામતી તો સત્યાગ્રહ જ આપી શકે છે, એ આપણે આગળ એક પ્રકરણમાં જોયું હતું.

સવિનય કાનૂનભંગનો આ ઉપયોગ સ્વરક્ષા અર્થે છે. જ્યારે અમુક કાયદો કે નિયમ આપણાથી ન માની શકાય એમ લાગે ત્યારે

આપણે તેનો નિરાદર કરીએ એ જાતની સ્વરક્ષા એમાં રહેલી છે. જેમ કે ગાંધીજીએ ચંપારણમાં મૅજિસ્ટ્રેટના મનાઈહુકમનો સાદર નિરાદર કર્યો, અથવા ખેડા, બારડોલીના ખેડૂતોએ સરકારનો હુકમ અયોગ્ય લાગવાથી મહેસૂલ ભરવાનું અટકાવ્યું. પરંતુ કોઈ વાર એવો કાયદો હોય છે કે જેનો નિરાદર સીધી રીતે ન થઈ શકતો હોય, જેમ કે રૉલેટનો કાળો કાયદો; અથવા કોઈ પણ સત્તાનું કે સરકારનું એવું પ્રજાદ્રોહી વર્તન હોય કે જે સામે વિરોધ બતાવવાનો સીધા નિરાદરનો ઉપાય ન હોય, જેમ કે પંજાબ અત્યાચાર અથવા ખિલાફતનો વચનભંગ. આવે પ્રસંગે જેમાં નીતિ નથી એવા કાયદાનો, વિરોધ-પ્રદર્શનાર્થે, છેવટના 'અમલી પોકાર' તરીકે, સવિનય ભંગ અંગીકાર કરી શકાય. સવિનયભંગની આ બીજી દૃષ્ટિએ ઉપયોગિતા છે.

એટલે સવિનય ભંગના પ્રસંગો જૂજ હોય, છતાં તે એવા મહત્ત્વના હોય છે કે તે સ્વતંત્રતા ને સ્વમાનને ભોગે જ જતાં કરી શકાય. વ્યક્તિ કે સમૂહને માટે તેમ કરવું અશક્ય હોવું જોઈએ. એટલે,

> "જ્યારે અમુક કાયદા સત્યાગ્રહીના અંતઃકરણને એટલા બધા અન્યાયી લાગે કે તેમને અધીન થવું એ દૂષણ ગણાય, આવે વખતે તે ખુલ્લી રીતે અને વિનયપૂર્વક તેમનો ભંગ કરે છે અને તેની શિક્ષા શાંતિથી સહન કરે છે. વળી કાયદો ઘડનારના વર્તનની સામે પોતાનો વિરોધ નોંધાવવાને જે કાયદાના ભંગમાં અનીતિ સમાયેલી ન હોય તેવા બીજા કાયદાઓનો પણ ભંગ કરીને એટલે અંશે રાજ્યને મદદ કરવાનું પણ તે બંધ કરે છે." (ન. જી. ૧૮–૧–'૨૦)

૩

સાદર નિરાદરમાં સત્તાને મદદ કરવાનું બંધ કરવાનો જે અંશ છે તેમાં તેની કાર્યશક્તિ રહેલી છે. સત્તાના સ્વીકારમાં સત્તાની શક્તિ રહે છે અને તે સ્વીકારના ચિહ્ન કે પ્રતિનિધિ રૂપ આચરણ કાયદાપાલન કે નિયમપાલન છે. તેનો જ જો ત્યાગ કરવામાં આવે તો સત્તા શસ્ત્રથી પણ ન ભડકે એટલી તેનાથી ભડકે છે; અને જો તે સાર્વત્રિક અને વ્યાપક બને તો તેથી સત્તાનો અંત જ આવે, જોકે એક પણ સાદર નિરાદરનો સાચો દાખલો તેટલે અંશે તો તેની પ્રતિષ્ઠા હરે જ. જો તે

દાખલામાં કોઈ પણ વ્યાપક સત્ય સમાયું હોય તો એકમાંથી અનેક સત્યાગ્રહી થતાં મણુ વાર નથી લાગતી. સમુદાયમાં ઘણી વાર એવી સ્થિતિ હોય છે કે કોઈ નીડર અને વિનયી નેતાને અભાવે જ વિરોધ ધૂંધવાયા કરતો પડી રહે છે. ત્યાં આગળ એક પણ નીડર કાર્ય ચિનગારી બની જઈ વિરોધ ભભૂકી ઊઠે છે/

/પણ આવા વિરોધની બે મર્યાદાઓ સ્પષ્ટ જાણવી જોઈએ. તેમાં તેની શક્તિ છે અને વ્યાપક તથા સાર્વત્રિક બની શકવાની ચાવી રહેલી છે. તે મર્યાદા એ છે કે, આ વિરોધ સાદર અને અહિંસક હોવો જોઈએ. જે કાનૂનભંગને સત્યાગ્રહ માન્ય કરે છે તે સવિનય હોવો જોઈએ. તેને સાદર કે સવિનય વિશેષણ, ચોરડાકુ વગેરેના અનીતિમય કાનૂનભંગથી જુદો દેખાડવા માટે, લગાડવામાં આવે છે. ચોર વગેરે ગુનેગાર લોક કાયદાભંગ તો કરે છે, પણ સત્યાગ્રહીની જેમ નૈતિક દૃષ્ટિ રાખીને નથી કરતા. તેમનો ઉદ્દેશ પણ સમાજહિત નહિ પણ અહિત છે. વળી, તેઓ છાનાછપના અને દંડમાંથી છટકી જવાના પ્રયત્ન સહિત પોતાની કારવાઈ કરે છે. આ બધાને લીધે તેમનો કાનૂનભંગ સાચા અર્થમાં ભંગ છે. સત્યાગ્રહી ભંગ તેવી જાતનો ન હોય. સત્યાગ્રહી તો નૈતિક કે આધ્યાત્મિક દૃષ્ટિથી, જાહેર રીતે અને સાર્વજનિક હિતમાં, કાનૂનનું પાલન નથી કરતો અને તેની સજા પ્રસન્નતાથી સહન કરે છે. એટલે તેનો કાનૂનભંગ સત્તાને જ ભંગ લાગે કે દોષમાત્ર દેખાય. બાકી તે તો ખરી રીતે ઊંચા પ્રકારનું કાનૂનપાલન ગણાય, કેમ કે જે કાયદો સમાજહિતનો નથી તે કાયદો જ ન ગણાય એ સાચી રાજનૈતિક દૃષ્ટિ છે.

તેથી તો સત્યાગ્રહી ગમે તે કાયદાનો ભંગ નથી કરી શકતો. સ્વરક્ષા કે વિરોધપ્રદર્શનના કોઈ પણ કારણે, જે કાયદો અનીતિમય હોય તે જ તોડી શકાય/ સામુદાયિક કાનૂનભંગમાં આ મર્યાદા સાચવવી સહેલી પડે તે સારુ, કયો કાયદો તોડવો તે નક્કી કરવા નાની સમિતિ કે મંડળ રાખવામાં આવે છે; નહિ તો ગોલમાલ થવાની ભીતિ રહે, એટલે કે, સામુદાયિક કાર્યની પહેલી જ શરત તૂટે.

વ્યક્તિગત સત્યાગ્રહ કરતાં સામુદાયિકમાં એ જ વિશેષ છે કે, તેમાં પૂર્વતૈયારી તરીકે સમુદાયનું નિયમનતંત્ર બરાબર યોજાયું હોવું જોઈએ. તે તંત્રે સમુદાય પર એટલી શક્તિ મેળવેલી હોવી જોઈએ કે સત્યાગ્રહની મર્યાદા તેની પાસે પોતે પળાવી શકે. અને એમ કરાવવામાં તેની પાસે પીઠબળ તરીકે માત્ર સેવાસંપન્ન સહૃદયતા અને પ્રેમ જ હોય. આમાં સત્યાગ્રહની સરળતા છે, અને જો મુશ્કેલી છે એમ ગણો તો અમોઘતા છે. એક સમૂહને સરખો નીડર બનાવી સત્તા સામે થતો કરવો એ, જો સમૂહ એકરાગ હોય તો, સરળ છે. તેમ ન હોય તો સેવા દ્વારા તેને સંગઠિત કરવો એ સભ્ય સમાજમાં સરળ જ ગણાવું જોઈએ. છતાં મુશ્કેલ ગણીએ તોપણ તેમ કર્યા વિના, બીજી રીતે પણ, તે સમાજને ન જ ચાલી શકે. સત્તા સામે ન થવું હોય તોપણ સમૂહે પોતાની સ્વરક્ષા ને પ્રગતિને ખાતર પણ એકરાગ ને નીડર બનવું જ જોઈએ. સમૂહ એવો બને તો દરેક જણ કહેશે કે, “અમે કબૂલ કરીએ છીએ કે સત્યાગ્રહનું બરોબર રીતે પાલન થતું હોય તો પશુબળ વડે થતું લોકશાસન અશક્ય બની જાય, અને તેમ થવાથી લોકોને અણગમતા કાયદાઓનો સંપૂર્ણ રીતે અમલ થવો, છેક અશક્ય નહિ તો, મુશ્કેલ તો થઈ પડે.”* અને સવિનયભંગના શસ્ત્ર સાથે જો અસહકારનું શસ્ત્ર ભળે તો તો કોઈ પણ ગમે તેવી હઠીલી સત્તાનો મદ ઊતરે એમાં શંકા જ નથી.

* પંજાબ અત્યાચાર તપાસસમિતિનો રિપોર્ટ પા. ૪૬

## ૧૭

# શાંતિમય અસહકાર

"મારા સંકોચને લીધે મેં અગાશીએ ચડીને પોકાર નથી કર્યો કે અસહકાર, અહિંસા અને સ્વદેશીનો સંદેશો એ આખા જગતને સારુ છે."

**—ગાંધીજી**

"પ્રજાની સાચી પ્રગતિને માટે જરૂરી આત્મભોગ અને તાલીમ આપવાના એક સાધનરૂપે અસહકારની આ ચળવળને યોજવામાં આવી છે."

**—કલકત્તા મહાસભાનો ઠરાવ**

સત્યાગ્રહનાં શસ્ત્રોમાં શાંતિમય અસહકારની શોધ સવિનય કાનૂનભંગ પછી થઈ. સવિનયભંગની શોધના જેવા જ કટોકટીના મામલાને પ્રસંગે ગાંધીજીની સત્યાગ્રહી પ્રતિભામાંથી આ જગજૂનું શસ્ત્ર ઝળકી આવ્યું. સત્યાગ્રહયુગની શરૂઆતમાં એક વાર ગાંધીજીએ કહેલું કે સત્યાગ્રહ વિશાળ વટવૃક્ષ સમાન છે; સવિનયભંગ તો તેની એક માત્ર શાખા છે. ઘણાને તે વેળા એ કથન નહિ સમજાયેલું. પરંતુ, સાચા સહકારના બીજા પાસા સમાન અસહકાર જ્યારે ગાંધીજીએ બતાવ્યો ત્યારે બધાને લાગ્યું કે, સત્યાગ્રહ સાચે જ વટવૃક્ષ સમાન, આખા પ્રજાજીવનને વ્યાપી રહેલો સિદ્ધાંત છે, અને અસહકાર તેના પાયા નવેસર જ નાખવા ઇચ્છનાર મહાન નૈતિક સિદ્ધાંત છે. સ્વ. લાલાજીએ અસહકાર–નીતિને 'હિંદી રાજકારણની બારાખડી' કહીને વર્ણવી છે મહાસભાએ તેનો સ્વીકાર કર્યો તેને ગાંધીજીએ 'મહાસભાનું મહાપરિવર્તન' ગણ્યું છે.

આ સિદ્ધાંતના ઇતિહાસમાં અહીં ઊતરવાનું આપણું કામ નથી. તેમ જ તે કેવી રીતે ધીમે ધીમે ફાલ્યો અને તેણે કેવી રીતે હિંદી રાજપ્રકરણમાં નવું જોમ ને નવું તેજ આણ્યું તે પણ આપણે અહીં ન તપાસી શકીએ. સત્યાગ્રહના એક શસ્ત્ર તરીકે તેની ઉત્પત્તિ અને તેની વ્યાપ્તિ તથા તે સામે લેવાયેલા કેટલાક મુખ્ય વાંધાનો જ અહીં વિચાર કરીશું. કેવા સંજોગોમાં અસહકાર શોધાયો તે પ્રથમ જોઈએ.

૧

'અસહકાર' શબ્દનો પહેલવહેલો પ્રયોગ ગાંધીજીએ દિલ્હીની એક હિંદુમુસલમાનની ભેગી સભામાં કર્યો. કેવા વાતાવરણમાં તેમને એ પ્રયોગ કરવાનું સૂઝ્યું તેનો જે ચિતાર તેમણે 'આત્મકથા'માં આપ્યો છે તે વાંચતાં દક્ષિણ આફ્રિકાની સવિનયભંગની જન્મદાતા સભા યાદ આવ્યા વગર નથી રહેતી. તેમાં વાતાવરણની એ જ તીવ્રતા અને એ જ કાંઈકનું કાંઈક કરી નાખવાની ઉત્કટ અધીરાઈ અને એવું જ ગાંધીજીનું અહિંસક હૃદયમંથન, આપણે જોઈ શકીએ છીએ. ગાંધીજીની પ્રતિભા આવી ઉત્કટ તીવ્રતામાં જ સર્વોત્તમ ઝળકી ઊઠે છે.

સભા ખિલાફત સંબંધી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિનો વિચાર કરવા તથા સુલેહની ઉજવણીમાં ભાગ લેવો કે ન લેવો તેનો નિર્ણય કરવાને, ૧૯૧૯ના અંત ભાગમાં મળી હતી. પંજાબ અત્યાચારનો ઘા પણ તે વખતે વહેતો જ હતો. તેની તપાસ કરવામાં ગાંધીજી રોકાયેલા હતા. તેની વચમાં તે આ સભામાં હાજરી આપવા ગયા.

સભામાં આવેલા "ઘણા ઠરાવોમાં એક ઠરાવ હિંદુમુસલમાન બધાએ સ્વદેશી વ્રતનું પાલન કરવું, ને તે અર્થે વિદેશી કાપડનો બહિષ્કાર કરવો એમ હતો. ખાદીનો પુનર્જન્મ હજુ થઈ ચૂક્યો નહોતો. (મૌલાના હસરત મોહાનીને) આ ઠરાવ ગળે ઊતરે તેમ નહોતો. તેમને તો અંગ્રેજી સલ્તનત જો ખિલાફતની બાબતમાં ઇનસાફ ન કરે તો વેર લેવું હતું. તેથી તેમણે બ્રિટિશ માલમાત્રનો યથાસંભવ બહિષ્કાર સૂચવ્યો."

ગાંધીજીને આવી વેરનીતિ ગમે તો નહિ જ. એટલે તેમણે પોતાની અહિંસાની નીતિનું પ્રતિપાદન કર્યું અને વિદેશી વસ્ત્રના બહિષ્કારની વ્યવહારુ સૂચના રજૂ કરી.

"અમને તમારા વિદેશી વસ્ત્રના બહિષ્કારથી સંતોષ થાય એમ જ નથી. . . . . અમારે તો બ્રિટિશ લોકો ઉપર તાત્કાલિક અસર થાય એવું કંઈક જોઈએ. તમારો બહિષ્કાર ભલે રહે, પણ એથી વધારે જલદ વસ્તુ તમારે બતાવવી જોઈએ." આમ મૌલાના હસરત મોહાનીએ પોતાનો જવાબ વાળ્યો.

ખિલાફતના પ્રશ્નમાં જો સરકાર દગાબાજી કરે તો મુસલમાનો જેહાદ અને હિજરતની કુરાનની આજ્ઞાઓ આચરવાની વાત કરે તે ગાંધીજી જાણતા હતા. એ પુણ્યપ્રકોપને અહિંસક માર્ગે વાળવાનું તેમનું કામ હતું. જો સત્યાગ્રહ સશસ્ત્ર યુદ્ધનો અહિંસક અવેજ છે તો આ પ્રસંગે તે સિદ્ધ થવું જોઈએ. ગાંધીજીએ જોયું કે,

"વિદેશી વસ્ત્રના બહિષ્કાર ઉપરાંત કાંઈક બીજું ને નવું બતાવવું જોઈએ. . . . મૌલાના સાહેબે પોતાનું ભાષણ પૂરું કર્યું ત્યારે હું જવાબ દેવા તૈયાર થઈ રહ્યો હતો. મને ઉર્દૂ કે હિંદી શબ્દ તો હાથ ન લાગ્યો . . . પણ જવાબ તો આપ્યો. મને 'નૉન–કોઑપરેશન' શબ્દ હાથ આવ્યો. મૌલાના ભાષણ કરતા હતા અને મને થયા કરતું હતું કે, તે પોતે ઘણી બાબતમા જે સરકારને સાથ દઈ રહેલા છે તે સરકારના વિરોધની વાત કરે છે તે ફોગટ છે. તલવારથી વિરોધ નથી કરવો એટલે સાથ ન દેવામાં જ ખરો વિરોધ છે એમ મને લાગ્યું, ને મેં 'નૉન–કોઑપરેશન' શબ્દનો પહેલો ઉપયોગ આ સભામાં કર્યો.

"મારા ભાષણમાં મેં તેના સમર્થનમાં મારી દલીલો આપી. આ વેળા એ શબ્દમાં શું શું સમાઈ શકે તેનું મને ભાન નહોતું. તેથી હું વિગતોમાં ઊતરી ન શક્યો. મેં તો આટલું કહ્યું એમ યાદ છે: . . . ઈશ્વર તેવું ન કરે, પણ કદાચ જો સુલેહની શરતો (મુસલમાન ભાઈઓની) વિરુદ્ધ જાય, તો તેઓ સરકારને સહાયતા આપતા અટકશે. મને લાગે છે કે આ પ્રજાનો હક છે. સરકારના ખિતાબો રાખવા કે સરકારી નોકરી કરવા આપણે બંધાયેલા નથી. જ્યારે સરકારને હાથે ખિલાફત જેવા મહા અગત્યના ધાર્મિક સવાલને વિષે આપણને નુકસાન પહોંચે ત્યારે આપણે તેને સહાય કેમ કરીએ? તેથી ખિલાફતનો ચુકાદો આપણી વિરુદ્ધ જાય તો સહાય ન કરવાનો આપણને હક છે."*

હિંદી રાજપ્રકરણનું આ દશાપરિવર્તન ગાંધીજીના પોતાના આંતરપરિવર્તનને અનુરૂપ જ હતું. ખિલાફતના વચનભંગ સાથે સાથે પંજાબ અત્યાચારની તપાસનું તેમનું કામ હિંદની અંગ્રેજ સરકારના ખરા સ્વરૂપ વિષે તેમની આંખ ઉઘાડી રહ્યું હતું. તેને પરિણામે તે એક અટલ રાજનિષ્ઠ સેવક મટીને તેની સામે બળવાખોર બન્યા. આજ સુધી તે સત્યાગ્રહના સવિનયભંગ શસ્ત્ર દ્વારા અહીંતહીં

---

* આત્મકથા ભા. ૨: ૩૪૮–૯ જુઓ

સરકારનાં બૂરાં કાર્યોની સુધારણા કરવા મથતા હતા. હવે તો તેમને તેની મૂળ મનોવૃત્તિ જ બૂરી છે એમ લાગ્યું. એટલે, કુટુંબના જે કાયદા પરથી સવિનયભંગ તેમણે શોધ્યો હતો તે જ કાયદા પરથી તેમણે હવે પ્રેમમૂલક અસહકાર શોધી રજૂ કર્યો. સત્યાગ્રહના દરેક શસ્ત્રની જેમ, આનું પણ એ જ મૂળ લક્ષણ છે કે, ક્રોધથી ઊભરાતા વાતાવરણને અક્રોધ દ્વારા દાબવું અને તે દ્વારા ઉત્પન્ન થતી શક્તિનો ધારેલે માર્ગે સંચાર કરવો. તે લક્ષણ સ્પષ્ટ બતાવવા સારુ તેને શાંતિમય અસહકાર એમ કહેવામાં આવ્યું.

૨

આ શસ્ત્રની ખૂબી તેના કાર્યક્રમની આ કે તે વિગતમાં નથી, પરંતુ તે વિગતોની પાછળ રહેલા અહિંસક વિરોધના માનસમાં રહેલી છે. આપણે જોયું કે, ગાંધીજીએ પ્રજાના ક્રોધી અને વિરોધયુક્ત માનસને અહિંસક દિશામાં વાળવાને માટે આ અસામાન્ય શસ્ત્ર શોધ્યું હતું. તેના વિના લોકની શક્તિ ખૂનરેજીના માત્ર ખંડનાત્મક રસ્તે વેડફાઈ જાત અને તેમાંથી દુઃખ જ નિપજાવત. ગાંધીજીએ તેને બદલે શાંતિમય અસહકારનો એટલો જ વેગવાન અને ધમધમાટીવાળો માર્ગ શોધી આપી તે ખૂનરેજી રોકી. આ માર્ગની ખૂબી એ છે કે, જેટલી રચના તમે કરો તેટલું જ ખંડન કરવાની તમે શક્તિ કેળવી શકો. માત્ર ખંડન તો હિંસા જ કરી શકે. સત્યયુક્ત અહિંસા, એટલે કે સત્યાગ્રહ તો અસત્યનો નાશ કરે તે સત્ય દ્વારા જ, એટલે કે, સત્યની રચનાત્મક શકિત ઉપજાવીને. અસહકારની આ ખૂબીને લીધે આપણે તેને રાજકારણની એક મહાન શોધ કહેવી જોઈએ.

એની પાછળ એ બે નિર્વિવાદ રાજકીય તત્ત્વો રહેલાં છે કે રાજસત્તા પ્રજાના સહકારથી જ નભે છે; અને યથા રાજા તથા પ્રજા એમ જ નહિ પણ યથા પ્રજા તથા રાજા એ સૂત્ર પણ સાચું છે,— આજના પ્રજાતંત્રના યુગમાં તો તે સવિશેષ છે. પહેલું તત્ત્વ અસહકારની ખંડનાત્મક શક્તિનું વાચક છે. સત્તાને અપાતો સહકાર ખેંચી લેવામાં આવે તો

સત્તા નબળી પડે. બીજું તત્ત્વ અસહકારની રચનાત્મક શક્તિનું વાચક છે. જેની રચના કરવા પ્રજા માગતી હોય તેવી પોતે પોતાની મેળે કરવા લાગી જાય તો રાજાએ તેને અનુરૂપ પોતાનું વર્તન મોડુંવહેલું કરવું જ પડે. આ બેઉ તત્ત્વો સહકારમાં પણ રહેલાં છે. પરંતુ તેમાં તે ભેગાં મળેલાં હોવાથી અસહકારની જેમ જુદાં નથી દેખાતાં એટલું જ.

હિંસાબળ માત્ર ખંડન કરીને અટકે છે. અસહકાર ખંડન સાથે જ મંડન કરવાનો પણ ઇરાદો રાખે છે. તેથી આપણે જોઈએ છીએ કે, મહાસભાના અસહકારના કાર્યક્રમમાં રચનાત્મક કામ તેનું મુખ્ય અંગ છે.

એ કાર્યક્રમની એક બીજી વસ્તુ પણ આપણું ધ્યાન ખેંચે છે તે અસહકારની ક્રમિક પ્રગતિ. મહાસભાએ જે અસહકાર દેશ આગળ રજૂ કરેલો તેમાં ચાર પગથિયાં હતાં: શાળા, અદાલત તથા ધારાસભાનો બહિષ્કાર ને માનચાંદનો ત્યાગ; સરકારી નોકરીનો ત્યાગ; પોલીસ ને લશ્કરી નોકરીનો ત્યાગ; છેવટે કરબંધી. આવો ક્રમિક અસહકાર ઘણી રીતે ફાયદાકારક છે. તેનાથી શાંતિની મર્યાદા સાચવવી સહેલી પડે છે. લોક ધીમે ધીમે તાલીમ પામતા જાય છે એટલે ઉત્તરોત્તર અસહકાર કરવા વધારે તત્પર થઈ શકે છે. અસહકાર પણ છેવટે ન્યાયી અને ઇષ્ટ સહકાર જન્માવવા સારુ જ છે, સામા પક્ષનો નાશ કરવાને નથી. એટલે ક્રમિક પ્રગતિથી સામા પક્ષને સુધરવાનો પૂરતો વખત મળી રહે છે. આ ઉપરાંત તટસ્થ પ્રજામત પણ ઘડાતો જાય છે; અને વ્યવસ્થાપૂર્વક વિરોધ થતો જવાથી સામાન્ય અવ્યવસ્થા બિલકુલ નહિ જેવી થાય છે.

અસહકારમાં પણ, જો પ્રજા પોતે અંદરઅંદર સહકાર કરીને એકતંત્ર ન બની હોય, તો તે સફળ વિરોધ ન કરી શકે એ તરત સમજાય એવું છે. જો તે સરકારી તંત્રનો ત્યાગ કરે છે તો એનો એ અર્થ છે કે, પોતે એટલી સુબદ્ધ બની છે કે તે તંત્રની જરૂર જ ઉડાડી મૂકે છે અથવા તેનું અવેજી તંત્ર પોતે ઊભું કરી લેવા શક્તિ ધરાવે છે. આ અસહકારની રચનાત્મક બાજુ છે. હિંસક અસહકારમાં, એટલે કે, શસ્ત્ર સહિત બળવો કરવામાં આવી દરકાર નથી રાખવાની

હોતી; તેમાં એક વાર તો બધું અંધાધૂંધીમાં રોળાય છે. સત્યાગ્રહના અહિંસક અસહકારમાં આ ન ચાલી શકે. એટલે સશસ્ત્ર બળવામાં પાછળથી કરવી પડતી તંત્રબદ્ધતા આમાં સાથે સાથે જ કરતા જવાની હોય છે. સામાન્ય સહકારી સંજોગોમાં રાજાપ્રજા ભેગાં મળીને આ જ વસ્તુ કરે છે; અસહકારના અણબનાવને પ્રસંગે રાજાપ્રજા જુદાં પડે છે ને પ્રજા એકલી પણ ધારેલા ફેરફાર કરે છે અને રાજાને તેમાં ભળવાને નમવું પડે છે.

આ પરથી એ પણ સમજાય એવું છે કે, નબળી પ્રજા અસહકાર ન કરી શકે, કેમ કે તેમાં રાજાનો કોપ વહોરવાનું ભારે જોખમ ખેડવાનું છે. એટલું જ નહિ તેમાં શાંત બહિષ્કાર કે ત્યાગ અને આત્મભોગની ઠંડી તાકાત પણ બતાવવાની હોય છે. એટલા સારુ પ્રજાએ સ્વાવલંબી બનવું જોઈએ. દોષિત પક્ષને છોડવામાત્રથી અસહકાર નથી થતો. સ્વ. લાલાજી કહે છે તેમ, "શાંતિમય અને ન્યાય્ય માર્ગે પોતાના ધ્યેયને પહોંચવા ધારનાર પક્ષને માટે ચાલુ રાજતંત્ર જોડે આત્યંતિક અસહકાર કરવો અસંભવિત છે. . . . આપણા અસહકારનો એવો ઇરાદો પણ નહોતો ને નથી કે સહકાર માગવામાં આવે ત્યારે ન આપવો. . . . સહકાર છોડવાનું કારણ વચનભંગ અને આપણા પ્રાથમિક હકોના અસ્વીકાર સામે વિરોધ એ હતું." એટલે અસહકારની સ્વયંમર્યાદા એ આવે છે કે, જેટલે દરજ્જે આપણે સ્વાવલંબન કેળવી શકીએ ને ફના થવા તૈયાર થઈએ તેટલે જ દરજ્જે આપણે અસહકાર કરી શકીશું. આમ અસહકારનીતિમાં સ્વાવલંબન અથવા રચનાત્મક કાર્યની મુખ્ય આવશ્યકતા છે.

૩

અસહકારનું આ તત્ત્વ ઘણા ભૂલી જાય છે ને પછી તેના વિચિત્ર વિચિત્ર વિરોધ કરે છે. એક વિરોધ એવો હતો કે અસહકાર નિષેધવાદી નીતિ છે તેથી ઉત્તમ નથી; પ્રજા તેથી ચડી ન શકે. નિષેધવાદની પાછળ રહેલો પ્રખર રચનાત્મક નિશ્ચય ન સમજાયાથી જ આવી દલીલ કરી શકાય.

વળી એવો વિરોધ હતો કે, તેની પાછળ બ્રિટન પ્રત્યે જાતિદ્વેષ અને ઝેરવેરની લાગણી રહેલી છે, અને આ એનો મૂળગત દોષ છે. એ સાચું છે કે સરકાર સામે તીવ્ર વિરોધની લાગણી હતી તેથી અસહકાર કરવામાં આવ્યો હતો. પરંતુ એ લાગણીના ફળરૂપે તે નહોતો. એ તો વિરોધની વસ્તુસ્થિતિને શાંતિથી પહોંચી વળવાના પ્રયત્નરૂપે હતો. એટલે સાચું જોતાં તે વિરોધને દાબવાનું તેનું મૂળ કામ હતું. એ દાબવામાં જ એનું અસ્તિત્વ ને શક્તિ રહેલાં છે. ઝેર-વેરની વસ્તુસ્થિતિમાંથી કાયમી મહત્ત્વનું પ્રજાકીય હિતનું પરિણામ ઉપજાવવાનો તેનો ઉદ્દેશ હતો. આ યાદ રાખીને જો વિચાર કરીએ તો ઝેરવેરના દોષની ટીકા અણુસમજમાં જ ખપે. આ ઉદ્દેશ સારવા જતાં પૂરો કાબૂ ન રહે ને મારફાડ ફાટી નીકળે તો તેનો દોષ અસહકારને નથી; ખુનામરકીનું આભ ફાટવાને બદલે થોડાથી જ પત્યું. એને માટે અસહકાર આભારી છે, એમ ઊલટું ગણાવું જોઈએ.

આવી દલીલ કરનારા એમ માને છે કે, પ્રજામાં ખરેખર વિરોધ-લાગણી નહોતી. અસહકારે તે ઉત્પન્ન કરી છે. આ તો વસ્તુસ્થિતિની યથાર્થ સમજનો જ ફરક છે. પણ એમાં પણ એક ઉઘાડી ભૂલ બતાવી શકાય. સશસ્ત્ર બળવામાં લોકને ઉશ્કેરવાનું બને છે; પણ નિઃશસ્ત્ર બળવામાં જ્યાં જાતે ઘસાવાનું જ છે ત્યાં આવી ઉશ્કેરણી અશક્ય હોય છે. એટલે સફળ અસહકારનો અર્થ જ એ છે કે પ્રજામાં વિરોધની લાગણી મૂળ હતી. પરંતુ સત્તા આટલી આત્મટીકા જાતે નથી કરી શકતી.

બીજી અનેક દલીલો અસહકાર સામે થતી. એ બધામાં આ મૂળ વસ્તુસ્થિતિનું અજ્ઞાન કે અશ્રદ્ધા હતી કે, હિંદની પ્રજાનો સરકાર પરથી વિશ્વાસ ઊઠ્યો છે એટલે અસહકારનો શાંત સ્વાવલંબનનો માર્ગ જ તેમાંથી તરણોપાય હતો. અસહકારમાં નિષેધ અને વિધાનની બેઉ તાકાત છે. જો સત્તાધારી સારી દાનતનો હોય તો તે ગમે ત્યારે અસહકારમાંથી બહાદુર પ્રજાનો તેજસ્વી સહકાર સાંપડાવી શકે, માત્ર પોતાની સાફ દાનતની ખાતરી કરાવવી જોઈએ. તેમ જો તે ન કરે તો અસહકાર દ્વારા પોતે પોતાનો નાશ વહોરે છે એમ જ થયું. એ રીતે જોતાં અસહકાર તો જેમ પ્રજાના સ્વમાનનું રક્ષક હતો તેમ સરકારના

સ્વમાનનો પણ હતો. એટલે સરકારને જો પોતાની આબરૂ વહાલી હોય તો ગમે તે વખતે તે સાચવી શકતી હતી. આ વસ્તુ ગાંધીજી ટૂંકમાં આવી રીતે વર્ણવતા કે, સરકારને સુધરવું હોય તો અસહકારથી તે સુધરશે, નહિ તો તેનાથી તે મટશે.

વળી, સત્યાગ્રહી વાટાઘાટ કરવા તત્પર નથી એમ પણ નથી. તેની સ્થિતિ તો સહકાર કરવા તલસનારના જેવી છે; અસહકાર તેને લાચારીએ જ લેવો પડે. તેથી તે તો દરેક ક્ષણે આબરૂ ભરેલી સલાહ કરવા તૈયાર હોય છે; સાચા સહકારની નિશાની જુએ તો તરત ઝડપી લેવા તે તત્પર છે. ગઈ લડતની તહકૂબીનો ઇતિહાસ જાણ્યા પછી આ વિષે આપણને શંકા નથી. આમ અસહકાર કોઈનો નિષેધ કરે છે, કે સહકારનો માર્ગ બંધ કરે છે, એમ બિલકુલ નથી. ગાંધીજી જેવા પ્રેમાળ જીવને માટે એમ કરવુંય અશક્ય છે. ૧૯૨૦ના તીવ્ર વાતાવરણમાં પણ અમદાવાદ મહાસભામાં તેમણે આ યાદગાર ઉદ્ગાર કાઢ્યા હતા :

> "સરકારની દાનત જો ઇન્સાફ પર હોય, જો લૉર્ડ રીડિંગ ન્યાય આપવા માગતા હોય, જો તેમની આ બધું કરવાની દાનત હોય, તો હું તમને ઈશ્વરને સાક્ષી રાખીને અને ખરા દિલથી જણાવું છું કે, તેમને માટે આ ઠરાવમાં દ્વાર ખુલ્લાં છે. પણ જો તેમની દાનત સાફ ન હોય તો દ્વાર બંધ છે. હજુ ભેગા મળીને મસલત કરી શકાય તેવું છે ને તેમાં હું સામેલ થાઉં, પણ તે મસલત સાચી હોય તો, તેમાં સરખાપણાના હકથી બેસવાનું હોય તો, આપણે ભીખ માગવા જવાનું ન હોય તો જ. . . . તેઓની દાનત જો સાચી હોય તો હું પ્રજા તરફથી તેમને ખાતરી આપું છું કે આ ઠરાવમાં તેમને માટે દ્વાર ખુલ્લાં છે. . . . આ ઠરાવમાં દૃઢતા, નમ્રતા, અને નિશ્ચય એ ત્રણે રહેલાં છે."

## ૪

અસહકારની ઉપરની બધી ચર્ચા મુખ્યત્વે રાજકીય દૃષ્ટિએ કરી છે. એના પરથી એમ નથી માનવાનું કે તે માત્ર રાજકીય સિદ્ધાંત છે. તેના જેવો ઉત્કટ ઉપાય લેવા યોગ્ય બીજી પરિસ્થિતિમાં પણ તેનો ઉપયોગ કરી શકાય. પ્રહ્લાદે પિતાનો ત્યાગ કર્યો, વિભીષણે ભાઈનો,

મીરાંએ પતિનો, નરસિંહ મહેતે ન્યાતનો. એમ અસહકારના અનેક જાતના દાખલા આપી શકાય. રાજકીય ક્ષેત્રનો પ્રયોગ દરેક જાણે છે તેથી સિદ્ધાંત સમજવામાં સરળતા થાય માટે જ તેને મુખ્ય ધ્યાનમાં રાખવામાં આવ્યો છે.

અસહકારનું શસ્ત્ર એટલું બધું વ્યાપક છે કે બીજાં ઘણાં શસ્ત્રો તેના પ્રકારરૂપે ગણાવી શકાય. સરકારને મદદ ન કરવાની દૃષ્ટિએ સવિનયભંગ કરવામાં આવે તો તેટલા પૂરતો તે પણ અસહકારનો જ પ્રકાર ગણાય. આર્થિક અને સામાજિક બહિષ્કાર, હડતાલ, હિજરત, કરબંધી વગેરે તેના પ્રકારો છે એ તો ઉઘાડી વાત છે. આપણા રચનાત્મક કાર્યક્રમની કલ્પના પણ અસહકારના અંગ તરીકે કરવામાં આવી છે એ આપણે ઉપર જોઈ આવ્યા.

પરંતુ,* મૂળમાં તે પ્રજાકીય સહકાર અને સ્વાવલંબન ચાહનાર અને કેળવનાર કાર્યક્રમ છે. અને તેથી જ જેમ જેમ આગળ વધીએ છીએ તેમ તેમ રચનાત્મક કાર્યક્રમ દેશના સ્વરાજનું અને તેના ઘડતરની સ્વાવલંબી યોજનાનું રૂપ પકડે છે. અહીં આપણે લડતના માર્ગ તરીકે વિચાર કરતા હોવાથી એ કાર્યક્રમનો એ અંશ નોંધવો અહીં પ્રસ્તુત છે કે, તે કાર્યક્રમ પ્રજાને અહિંસક યુદ્ધની તાલીમ આપે છે; પરસ્પર મેળના અને રાષ્ટ્રપ્રેમના પાયા ઉપર પ્રજાનું સંગઠન કરવાને માટે તક આપે છે, અને તેની જ સાથે તેમના રોજિંદા બધા પ્રશ્નો જાતમહેનતથી અને સ્વબળથી હલ કરી આપે છે. આ વસ્તુ તે કાર્યક્રમની અનેક વિગતો વિચારીએ તો સ્પષ્ટ થાય એમ છે. અહીંયાં એ વિગતો ગણાવવાથી વધુ વિવેચન અસ્થાને છે. તે વિગતો+ આ પ્રમાણે છે:—

---

* આ ફકરો નવી આવૃત્તિમાં ઉમેરી આપ્યો છે. (૧૯૪૭)

\+ આ વિગતો ગાંધીજી કૃત 'રચનાત્મક કાર્યક્રમ' પુસ્તિકામાંથી લીધી છે. તેમના વિવેચન માટે તે તથા તે ઉપરનું શ્રી રાજેન્દ્ર બાબુનું 'વિવરણ' (પ્રકાશક – નવજીવન) જુઓ. (૧૯૪૭).

1. કોમી એકતા
2. અસ્પૃશ્યતાનિવારણ
3. દારૂબંધી
4. ખાદી
5. બીજા ગ્રામોદ્યોગો
6. ગ્રામસફાઈ
7. 'નઈ તાલીમ'
8. પ્રૌઢશિક્ષણ
9. સ્ત્રીઓની ઉન્નતિ
10. આરોગ્ય અને શૌચની કેળવણી
11. રાષ્ટ્રભાષાનો પ્રચાર
12. સ્વભાષાપ્રેમ
13. આર્થિક સમાનતા
14. ખેડૂતો
15. મજૂરો
16. આદિવાસીઓ
17. રક્તપીતિયાઓ
18. વિદ્યાર્થીઓ
19. ગોસેવા

## ૧૮

# મર્યાદિત બહિષ્કાર

"સત્યાગ્રહીના પ્રત્યેક કાર્યમાં પોતે દુઃખ સહન કરવાનું છે, વિરોધીને દુઃખ દેવાનું કદી નહિ. પોતે દુઃખ ખમતાં કે ધર્મ પાળતાં વિરોધીને દુઃખ થાય કે અગવડ પહોંચે તેને સારુ સત્યાગ્રહી લાચાર થાય છે."

"બહિષ્કાર હિંસક અને અહિંસક હોઈ શકે છે. સત્યાગ્રહીથી અહિંસક બહિષ્કાર જ વપરાય."

—ગાંધીજી

બહિષ્કારનું શસ્ત્ર સત્યાગ્રહમાં ના ના કહેતાં ઘૂસી ગયા જેવું છે એમ જ કહેવું જોઈએ. એનો અર્થ એમ નથી કે તે ત્યાજ્ય જ છે. આગળ આપણે જોયું હતું કે, તેમાં મૂળગત દોષ રહેલો છે, જે ગમે તે વખતે કાબૂમાંથી છટકી જઈ બહિષ્કારને હિંસક રૂપ આપી શકે છે. અને સત્યાગ્રહમાં તો તેનું અહિંસક રૂપ જ ગ્રાહ્ય હોઈ શકે.

૧

બહિષ્કારના બે પ્રકાર આપણે જાણીએ છીએ: આર્થિક અને સામાજિક. આર્થિક બહિષ્કારની બધી શક્તિ આપણે સ્વદેશીપાલન દ્વારા પણ ઉત્પન્ન કરી શકીએ છીએ. અને સ્વદેશીનો વિચાર કરતાં આપણે જોયું કે તેનો તેવો ઉપયોગ ધર્મ્ય છે. સ્વદેશીપાલન રચનાત્મક કાર્ય હોઈ નિર્દોષ છે. તે દ્વારા સહેજે પરદેશી માલનો બહિષ્કાર થાય છે; પણ જેટલે દરજ્જે સ્વદેશી માલનો આપણે સ્વીકાર કરી શકીએ તેટલે દરજ્જે તેનો બહિષ્કાર થાય છે, એ તેની સ્વતઃ મર્યાદા છે. એનાથી બહિષ્કારનાં અનિષ્ટ તત્ત્વો પર એની મેળે કાબૂ આવી જાય છે. નર્યો બહિષ્કાર તો કરી પણ ન શકાય, કેમ કે જે વસ્તુ જોઈએ તે તો જોઈએ જ. તેના અવેજમાં આપણે જો સ્વદેશી ઉત્પન્ન કરી શકીએ તો જ પરદેશીનો કાયમી ત્યાગ થઈ શકે. એથી કરીને સ્વદેશી એ આર્થિક બહિષ્કારનું કાયમી ને મર્યાદાયુક્ત સ્વરૂપ છે.

સામાજિક બહિષ્કાર બાબત વિચાર કરતાં પણ એમ જ લાગે છે કે, તેનો મર્યાદાયુક્ત અવેજ અસહકાર છે, એટલે તે વિના ન જ ચાલી શકે એમ નથી. જેનો સંગ આપણે અનિષ્ટ માનીએ તેને તજીએ અથવા તેનો તેટલા પૂરતો અસહકાર કરીએ તો તેટલાથી બહિષ્કારની ગરજ સરવી જોઈએ. તેમ કરવાથી બહિષ્કારમાં હદ ઓળંગવાની જે બીતિ છે તેમાં પણ ઊતરવું ન પડે, અને તેનું ફળ પણ અસહકાર દ્વારા પૂરેપૂરું મેળવી શકાય.

પરંતુ સામાજિક બહિષ્કારના શસ્ત્ર પર આપણો હાથ એટલો બધો બેસી ગયો છે કે તે ઉગામ્યા વગર આપણાથી રહેવાતું નથી. અને તેનો નિર્દોષ ઉપયોગ જ આપણે કરીશું એવી પણ ખાતરી નથી. આપણાં કેટલાંય સામાજિક દુઃખો આપણી અવિચારી બહિષ્કાર-વૃત્તિને આભારી છે. એટલે તેના પર અહિંસાની મર્યાદા મૂકવાની જરૂર રહે છે.

ગઈ લડતની શરૂઆતમાં ગાંધીજીએ બહિષ્કાર વિષે પોતાનો મત બતાવ્યો છે તે આ સંબંધમાં જોવા જેવો છે:

"કોઈ કહેશે કે (બહિષ્કારમાં પાળવાની) આ અહિંસા તો આકરી. વાત સાચી છે. અહિંસા જેવી આકરી તેવી જ આસાન છે. સમજે તેને સારુ તે સહેલી છે, ન સમજનારને સારુ આકાશમાં ઊડવા કરતાં પણ કઠણ છે. આ વાતનું મને પૂરું ભાન હતું તેથી જ મેં પ્રજાની સામે બહિષ્કારને મૂક્યો નથી. ગુજરાતે પોતાની મેળે ઝીલી લીધો છે એટલે મેં તેને ચાલવા દીધો છે ને મારાં ભાષણોમાં ઉત્તેજન પણ આપ્યું છે. છતાં તેની મર્યાદા હમેશાં જણાવી છે. એવો મર્યાદિત અહિંસક બહિષ્કાર ન જાળવી શકાય ને તેથી તે છોડી દેવામાં આવે તો હજી કશું ઢોળાઈ નથી ગયું" (ન. જી. ૪–૫–'૩૦)

૨

ખેડાની લડત વખતના તેમના ઉદ્ગારો જોઈએ તો બહિષ્કાર-શસ્ત્રનો વિકાસ સમજવાની દૃષ્ટિએ પણ ઉપયોગી થશે તે વખતની તેમની મનોવૃત્તિ બહિષ્કારની વિરોધી જ જાણે ન હોય એમ લાગે છે. તે વખતે અમલદારો આજના જેવા હૃદયશૂન્ય પણ નહિ હોય એમ કદાચ હશે અને ગાંધીજી પોતે પણ આજની જેમ બળવાખોર ત્યારે નહોતા.

ખેડાની પ્રજાએ કોઈના શીખવ્યા વિના જ બહિષ્કાર ઉપાડ્યો હતો એ સૂચક બીના છે. આપણે ઉપર જોયું એમ, એ શસ્ત્ર આપણી નાતજાતનાં બંધારણમાં પરાપૂર્વથી વપરાતું આવ્યું છે, તે તેનું કારણ છે. જ્યારે ગાંધીજીએ તે વિષે જાણ્યું ત્યારે એક સભામાં તે વિષે તેમણે આવી ચેતવણી આપી કે,

"અમલદાર ભૂખ્યા ગયા અથવા તરસ્યા ગયા એમ એકે ગામ વિષે નહિ કહેવાવું જોઈએ. અમારે ત્યાંથી અમલદારને પીવાનું પાણીયે ન મળ્યું એમ કહીને ઘણાં મૂર્ખાઈ હાંકે છે. સત્યાગ્રહીનું કામ કોઈને ભૂખે મારવાનું, દૂભવવાનું નથી. સત્યાગ્રહી જાતે દુઃખી થશે, કહેવાતા શત્રુને પોતાનો રોટલો આપી પોતે ભૂખે મરશે."

બીજી એક સભામાં સત્યાગ્રહીના ધર્મ વિષે બોલતાં તેમણે આટલે સુધી કહ્યું હતું કે,

"સત્યાગ્રહી વિનય કદી નહિ છોડે, આગ્રહ પણ નહિ છોડે. અમલદારોને ભૂખ્યા પણ નહિ કાઢે. પાણી, ખોરાક, ઉતારો અને

સલામ પણ આપશે. તેઓ આપણા પરોણા છે એટલે પછી તે શત્રુ યા મિત્ર હોય તોપણ આપણે તેની સાથે વિનયથી વર્તવાનું."

(ખેડાની લડત, પાં. ૩૦૯)

પરંતુ આ વિનયનો અર્થ એ નથી કે જપ્તીઅમલદાર તેનો અમલ પણ ચલાવી શકે એવું વર્તન રાખવું જોઈએ.

"અમલદારને આપણે માન આપીશું, પણ આપણે તેને મદદ નથી કરવાના. તેની આગતાસ્વાગતા કરીશું, પણ આપણા ઘરમાં આવી તેને કંઈ ન મળે તેની કાંઈ અડચણ નથી. અમારી પાસે છે એ જાણુસો અહીં નથી, હોય ત્યાંથી ખોળી લેજો, એમ કહેવામાં લડતને જોર મળે છે. માત્ર વસ્તુઓ તૈયાર રાખી મૂકવાથી ઊગરી ગયા એમ જેઓ કહે તેઓ લડતનું સ્વરૂપ સમજ્યા જ નથી."

આવી વિનયયુક્ત દઢતા એ જ સાદર નિરાદરનું તત્ત્વ છે. તેમાં સ્વમાન રહેલું છે, અને અસહકારની વિરોધ-શક્તિ પણ છે.

"મામલતદાર કે કલેક્ટર આવે તેની સામે આપણે ઉદ્ધતાઈ ન કરીએ. તે કાંઈ માગે તે વેઠથી ન આપીએ. હુકમથી તે ન માગી શકે, પણ આપણે આદરસત્કાર તો ન જ ભૂલવો જોઈએ. એમને જોઈતી ચીજ મફત આપવાનું પ્રયોજન નથી, પણ જોઈતા પૈસા લઈને તો આપવી આપણે વિનય નથી છોડવાનો. ગઈ કાલે મારી પાસે રાવ આવી કે પૈસા આપતાં છતાં લોકો ચીજ આપતા નથી. આ કેવી સત્યાગ્રહની લડત? આથી મને દરદ થયું. જે જુલમથી બચી જવા પામે તે બીજા પર જુલમ કેમ કરે?" (ખેડાની લડત, પા. ૧૭૩)

## ૩

બહિષ્કાર એવો શબ્દપ્રયોગ કેવી રીતે શરૂ થયો તે જોતાં પણ જણાય છે કે બહિષ્કારનું શસ્ત્ર લોકના તેને માટેના આગ્રહને લીધે જ સત્યાગ્રહમાં સ્થાન પામ્યું છે. બાકી, તેની વસ્તુ તો સ્વદેશી અને અસહકાર દ્વારા પણ સધાઈ શકતી હતી. આપણે જાણીએ છીએ કે, આર્થિક બહિષ્કાર અથવા બ્રિટિશ માલનો બહિષ્કાર બંગભંગ વખતથી ખૂબ જાણીતો થયો છે ને સામાજિક બહિષ્કાર તો આપણો પરાપૂર્વનો રિવાજ છે. પરંતુ એને માટે 'બહિષ્કાર' એવો

શબ્દપ્રયોગ અસહકાર-યુગથી શરૂ થયો લાગે છે. તે પહેલાં તેને અંગ્રેજી શબ્દ 'બૉયકોટ'થી ઓળખવામાં આવતો.

આ શબ્દ જગજાણીતો છે. એ પરથી એમ દેખાય છે કે બહિષ્કારવૃત્તિ પણ દરેક દેશનાં માણસોમાં હોય છે. એક અંગ્રેજે લખ્યું છે કે, "આધ્યાત્મિક, સામાજિક કે નૈતિક ત્રાસ ઉપજાવવાને સારુ બૉયકોટ, એક ગુપ્ત શસ્ત્ર તરીકે, એક યા બીજે રૂપે, ઇતિહાસ-કાળમાં સતત વપરાતું આવ્યું છે." પરંતુ તેનો વાચક શબ્દ બૉયકોટ અર્ધા સૈકા જેટલો જ જૂનો છે. તેની ઉત્પત્તિ જોતાં તેના અકારાપણાનો પૂરો ખ્યાલ આવશે.

આયર્લૅન્ડના એક અંગ્રેજ જાગીરદારના મુનીમ, કર્નલ બૉયકોટના નામ ઉપરથી એ શબ્દ યોજાયો છે. ત્રાસદાયી વિઘોટી સામે વિરોધ બતાવવા તે જમીનદારના ખેડૂતોએ આ કર્નલનો સંપૂર્ણ સામાજિક ને આર્થિક બહિષ્કાર કર્યો. ધોબી, મોચી, લુહાર વગેરેની સેવા પણ તેને ન મળી શકે એવો સખત બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. મુનીમ તેની ખેતી પણ લશ્કરી મદદથી જ કરી શકતો. આયરિશ ખેડૂતોના એવા બહિષ્કારને 'બૉયકોટ' નામ આપવામાં આવ્યું છે. આજે એ શબ્દ યુરોપની ઘણી ભાષામાં વપરાય છે. તેનો પ્રચાર અમેરિકામાં અને આપણા દેશમાં પણ ખૂબ થયેલો છે. તે શબ્દનાં અસત્યાગ્રહી સંસ્મરણો દૂર થાય તે ઇરાદે તેને બદલે બહિષ્કાર શબ્દ યોજવામાં આવ્યો હતો એમ મારું ધારવું છે, છતાં શબ્દમાત્રના ફેરફારથી તેની આખી વસ્તુ તો ગ્રાહ્ય ન જ બની શકે. એટલે સત્યાગ્રહમાં મર્યાદિત બહિષ્કાર જ વિહિત ગણ્યો છે./ હવે તેની વસ્તુ સમજવા તરફ વળીએ.

૪

આગલા પ્રકરણમાં આપણે જોયું કે બહિષ્કાર, હડતાલ, હિજરત, કરબંધી વગેરે વિરોધ દર્શાવવાના પ્રકારોમાં અસહકારનું એક સામાન્ય લક્ષણ એ છે કે, તે બધા, જુદી જુદી દૃષ્ટિએ છતાં, જે અનિષ્ટ કે પાપમય છે તેનો અસંગ સાધવાને યોજાયેલા ઉપાયો છે; દૃષ્ટિભેદને

કારણે તેમને જુદાં નામ આપવામાં આવ્યાં છે. આ દૃષ્ટિભેદ ધ્યાનમાં લેવાથી બહિષ્કારની વિશેષતા ચોખ્ખી સમજાશે.

જે અનિષ્ટ છે તેને સહકાર ન દઈ શકાય એ ધર્મનીતિ છે. અસહકાર એનો વાચક શબ્દ છે. તેથી, આપણે આગળ એક પ્રકરણમાં જોઈ આવ્યા કે, સમાજધર્મમાં અસહકારને સહકાર જેટલો જ પ્રમાણવો જોઈએ. નરસિંહ મહેતાનો તેની ન્યાત સાથે કે પ્રહ્લાદનો તેના પિતાની સાથે અસહકારનો સંબંધ હતો. નાગરી ન્યાતની દૃષ્ટિએ જોતાં કે હિરણ્યકશિપુની દૃષ્ટિએ જોતાં, તેમણે બહિષ્કાર કર્યો હતો અને ઉપરથી પજવણી પણ તેઓ કરતાં હતાં. મહેતો અને પ્રહ્લાદ શાંતિથી તે સહન કરી લેતા હતા. આ શુદ્ધ શાંતિમય અસહકારનો દાખલો છે. વિભીષણે કરેલા રાવણના ત્યાગમાં કે મીરાંએ કરેલા રાણાના ત્યાગમાં અસહકારનું તત્ત્વ છે, કેમ કે તે ત્યાગમાં પાપનો અસંગ સાધવાનો પ્રયત્ન હતો. પરંતુ પ્રહ્લાદના અસહકારથી તેમાં એ ફરક હતો કે, અસહકારી વ્યક્તિ વિરોધી સાથે ન રહેતાં તેને છોડી જાય છે. તત્ત્વતઃ અસહકાર છતાં, આને ત્યાગ અથવા હિજરતનો દાખલો ગણી શકાય. દીવોદેવતા બંધ કરવાનો કે નાતબહાર મૂકવાનો રિવાજ બહિષ્કારનો દાખલો ગણાય. તેમાં પણ અનિષ્ટનો અસહકાર કરવાનો મૂળ ઇરાદો છે; પરંતુ તે સાધવાને સારુ તેની સેવા બંધ કરાય છે, એ ફરક છે.

મહંમદ પેગંબરના જીવનમાં જોતાં અસહકારના ઘણા પ્રકારો એકત્રિત જોવા મળે છે. જ્યાં સુધી તે મક્કામાં રહ્યા ત્યાં સુધી તેમના જાતભાઈઓ સાથે તે શાંતિમય અસહકારથી રહ્યા. જાતભાઈઓના ત્રાસદાયી વર્તનને કારણે, જ્યારે તેમ કરવું અશક્ય થઈ પડ્યું ને બહાર સહકારનું ક્ષેત્ર દેખાયું, ત્યારે તે તેમનો ત્યાગ કરીને મદીના ગયા, જેને હિજરત કરી કહેવામાં આવે છે. મક્કાવાસીઓએ તો તેમનો મક્કામાં જ બહિષ્કાર કરેલો હતો. મદીના ગયા પછી પણ તેમણે પેગંબર સાહેબને પજવવાનું છોડ્યું નહિ. એટલે તેમણે સશસ્ત્ર વિરોધ કે જેહાદ દ્વારા તેમને વશ કર્યા અને પાછા મક્કા આવીને રહ્યા.

તેમના જીવનની આ ત્રણ ઘટના ત્રણ પ્રકારની વિશિષ્ટ વસ્તુ-સ્થિતિ અને તેને અનુરૂપ વિશિષ્ટ વિરોધનો પ્રકાર સૂચવે છે. શરૂઆતમાં પેગંબર એકાકી સત્યાગ્રહી વીરના જેવા છે. તે વખતે તે બળનો સંગ્રહ કરવાની દશામાં હતા. પછી વિરોધી પક્ષે જ્યારે તેમનું રહેવું વસમું જ કરી મૂક્યું ત્યારે તે મદીના હિજરત કરી ગયા, ને ત્યાં સ્વતંત્ર રીતે પોતાનું બળ જમાવ્યું, અને છેવટે તે બળ વડે મક્કા-વાસીને વશ કર્યા. આ ઉપરથી કહેવાય કે, સામાન્ય રીતે અસહકાર સ્વરક્ષાર્થે, હિજરત લાચારીમાં, અને બહિષ્કાર કે યુદ્ધ આક્રમણ કરવાની બલાઢ્ય સ્થિતિમાં અખત્યાર થાય છે. અસહકાર સ્વમાન સાચવવાનો છેવટનો દુર્ગ છે, હિજરત સામા પક્ષની રંજાડમાંથી બચવાનો માર્ગ છે, ત્યાગ પોતાનો નિરાળો માર્ગ ગ્રહણ કરવા જેટલા બળનું લક્ષણ છે, અને બહિષ્કાર બળની ખાતરીથી ઉગામવાનું શસ્ત્ર છે. આમ આ શસ્ત્રોની ખાસિયત દેખાડી શકાય. બધાં પરસ્પર સંબંધ ધરાવે છે એ ખરું, છતાં તેમની પરિસ્થિતિના ભેદ પરથી આ રીતનો તફાવત બતાવી શકાય.

આ ઉપરથી સમજાશે કે, બહિષ્કાર શસ્ત્ર રક્ષણાત્મક કરતાં આક્રમણાત્મક વધારે છે, અથવા ઝટ તેવું બની બેસવાનો પૂરો ભય છે. રક્ષણાત્મક બહિષ્કારમાં અને અસહકારમાં બહુ ભેદ ન બતાવી શકાય. પરંતુ બહિષ્કારનું રહસ્ય જ વાડામાંથી બહાર કાઢવામાં અને તેમ કરીને સજા કરવામાં કે ભૂલનું ભાન કરાવી આપવામાં રહેલું છે. જો બહિષ્કારમાં સજાનો ઉદ્દેશ હોય તો તે હિંસક ગણાય. અસહકારની જેમ જો તેમાં સુધારવાનો ઉદ્દેશ હોય તો તે અહિંસક ગણાય. તો તેમાં મર્યાદા હોવી જોઈએ, ઉદારતા હોવી જોઈએ, સમાધાન કરવાની વૃત્તિ હોવી જોઈએ. આખો વ્યવહાર ન્યાય, દયા અને મીઠાશ ભરેલો રહેવો જોઈએ.

ખરાબમાં ખરાબ બહિષ્કારનો દાખલો જોવો હોય તો અસ્પૃશ્યતા-ની આપણી અધમ રૂઢિ છે. તે તપાસતાં દેખાય છે કે તેમાં સહકાર તો નથી જ, કેમ કે અસ્પૃશ્ય ગણાતા લોકો અનિષ્ટ છે એવું તો કાંઈ છે નહિ. આપણે બધા જ સરખા સારા કે નઠારા છીએ.

નથી તેમનો ત્યાગ કરવામાં આવ્યો, કેમ કે તેમની સેવા ચૂસવાનો ઇજારો તો કોઈ જતો કરવા માગતું નથી. એટલે તેમનો નર્યો બહિષ્કાર જ રહી જાય છે. સમાજમાં રહેનાર દરેકને પરસ્પર સેવા લેવાનો ને દેવાનો હક છે. તેમાંથી સેવા લેવાના જ હકથી તેમને વંચિત રાખવામાં આવે છે, એ તો સ્વાર્થની પણ હદ છે. નથી તેમાં અસહકારની નૈતિક દૃષ્ટિ, નથી તેમાં ત્યાગનું સ્વાવલંબન. બહિષ્કારમાં છુપાયેલાં અવગણના અને તિરસ્કાર માત્ર જ તેમાં પછી રહે છે. આ હડહડતી હિંસાયુક્ત બહિષ્કારનો નમૂનો છે.

મોટો એટલે બળવાન જનસમુદાય બહિષ્કાર કરે તો તે આવી નિર્દયતા કરવા લોભાઈ જાય એમ હોવાથી જ બહિષ્કારનો ઉપયોગ સ્વરક્ષા પૂરતો કરવાની સામાન્ય મર્યાદા બાંધવી જોઈએ. અથવા બીજી રીતે કહીએ તો, બહિષ્કારે કદી પણ સજ્જનતાની અવધિ ન ઓળંગવી જોઈએ. એવા મર્યાદિત બહિષ્કારની નિશાની એ છે કે, તેનો કરનાર પોતે તેનાથી દુઃખ સહન કરે છે. તો જ તેને સત્યાગ્રહી બહિષ્કાર ગણાય, કેમ કે મથાળે ટાંકેલા ઉતારામાં ગાંધીજી કહે છે તેમ, “સત્યાગ્રહીના પ્રત્યેક કાર્યમાં પોતે દુઃખ સહન કરવાનું છે, વિરોધીને દુઃખ દેવાનું કદી નહિ. પોતે દુઃખ ખમતાં કે ધર્મ પાળતાં વિરોધીને દુઃખ થાય કે અગવડ પહોંચે તેને સાચું સત્યાગ્રહી લાચાર થાય છે.”

## ૫

સામાજિક બહિષ્કાર વિષે સરદાર વલ્લભભાઈના શા વિચારો છે તે હવે જોઈએ. બારડોલી સત્યાગ્રહ વખતે એક સભામાં તેમણે આમ કહ્યું હતું :

> “મારા સાંભળવામાં આવ્યું છે કે, તમારા ગામમાં એક ખ્રિસ્તી જપ્તી-અમલદાર નિમાયા છે તેને ગામમાંથી સીધુંસામાન મળતાં નથી. મારી સલાહ છે કે એમ ન કરશો. અમલદાર કાંઈ આપણા દુશ્મન નથી. . . . . તેના ઉપર આપણને દ્વેષ ન હોય. કોઈની જિંદગીની જરૂરિયાતો અટકાવવી, દૂધ, શાક, ધોબી, હજામ ન મળે એમ કરવું, એ સત્યાગ્રહ નથી. બજારમાંથી મળતી ચીજો પૂરાં દામ આપતાં સૌની જેમ તેમને પણ મળવી જોઈએ. એક અજાણ્યો માણસ ગામમાં આવી

પડે ને તેનો આવો બહિષ્કાર કરે તો તેની કેવી સ્થિતિ થઈ પડે ? તેનાથી ન નોકરી છોડાય, તેમ ન લોકોનો ત્રાસ સહેવાય. આવી સ્થિતિમાં કોઈને મૂકવો એ સત્યાગ્રહ નહિ પણ ઘાતકીપણું કહેવાય. માટે ઘી, દૂધ, શાક તેમ જ જો કોઈ માંદો પડે તો દવા વગેરે જિંદગીની જરૂરિયાતો કોઈ અટકાવો નહિ. જરૂર જપ્તીના કામમાં તેને કોઈ જાતની મદદ ન કરવી, ગાડી કે મજૂર કે પંચ એવું કશું આપવાની સાફ ના કહેવી. તેને કહી દેવું કે, અમારે તમારી ઉપર રોષ નથી, તમે ખ્રિસ્તી હો કે હિંદુ હો કે મુસલમાન હો — અમારે તો બધા સરકારી નોકરો સરખા છે; અમારે તમારી સાથે અંગત વિરોધ કંઈ જ નથી; પણ અમારી સામે જપ્તીના દરોડા લાવો તેમાં અમે તમને મદદ ન જ આપી શકીએ."

આમ જેમાં મદદ ન આપી શકાય એવા મુદ્દામાં આપણે બહિષ્કાર કરી શકીએ. એ તો અસહકાર કર્યો જ કહેવાય. પરંતુ કોઈની પાસે ધાર્યું કરાવવા આપણે બહિષ્કાર દ્વારા સતામણી કે ત્રાસ કરીને જબરદસ્તી કરી ન શકીએ. જેમ કે, કેટલાક લોક ગઈ (૧૯૩૦ની) લડતમાં રાજીનામાં અપાવવા બહિષ્કારનું શસ્ત્ર વાપરતા હતા. આ ચોખ્ખો હિંસક બહિષ્કાર ગણાય. પરંતુ જેનો અમલ આપણે નથી માનતા તે ન માનવા દ્વારા અસહકાર કરી શકાય, અને તેમ કરતાં નાગરિક તરીકેનું વર્તન ન છોડી શકાય.

નબળાનો બહિષ્કાર કરવામાં પણ એવી ભૂલ થવાનો સંભવ છે. સબળાએ નબળાને રંજાડવા રૂપી અક્ષત્રિયત્વ તો તેમાં છે જ. પરંતુ તેમાં અહિંસા પણ નથી અને ભારે અયુક્તિ રહેલી છે. પારસી જેવડી નાનકડી કોમનો બહિષ્કાર ન થાય તે સમજાવતાં સરદારે કહેલું :

"બહિષ્કાર કરવાનો આપણને હક છે, પણ તે આપણા માણસોની સામે. આપણી મોટી કોમોમાં જે ઊધઈ પાકે તેની સામે બહિષ્કાર કરો, પણ પારસી જેવડી નાનકડી કોમનો કોઈ માણસ પડે તો તેને દરગુજર કરો."

જે નબળો છે તેનો બહિષ્કાર કરવો એ તો તેની અવગણના કર્યા બરાબર જ થવાનું. એને તો ક્ષમા જ કરવી જોઈએ. તે

પોતાને બળે કશું જ કરતો નથી હોતો. તેથી બીજાને દોષે તેને ન દંડાય. "જે અત્યંત દુર્બળ છે તેનો બહિષ્કાર કોઈ પણ કારણે ન કરાય. દાખલા તરીકે, અંત્યજો ભૂલ કરે તો એ દરગુજર કરી એમને પ્રેમથી નવરાવી એમનામાં વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઈએ. . . . . હમેશ એ ધ્યાન રાખવું ઘટે છે કે, સૌથી નીચલે પગથિયે પડેલ વર્ગને સામાજિક બહિષ્કારથી સુધારી ન શકાય, દંડી પણ ન શકાય; કેમ કે તેમને વધુ નીચે ઊતરવાપણું હોવું જ નથી." (કાકાસાહેબ)

આ મર્યાદામાં રહીને બહિષ્કાર કરાય તો તે ક્ષમ્ય છે.

૬

બહિષ્કાર, ત્યાગ કે અસહકાર મૂળ જોતાં વૃત્તિનો સવાલ છે. ત્રણે શસ્ત્ર વિરોધવૃત્તિમાંથી ઊપજે છે એટલે દરજ્જે એકસરખાં છે. પણ જેવા બળથી ને મનોદશાથી તે વિરોધ દર્શાવાય તે પરથી તેમનો ભેદ પડે છે. બહિષ્કારમાં સામાના જીવન પર આર્થિક યા સામાજિક બળાત્કાર કરવાની શક્તિ પણ છે, અને દરેક સમાજ પાસે હોવું જોઈએ એવું હિતકર સામાજિક નિયમન કરવાની સત્તા પણ છે. બૉયકૉટની શક્તિ પહેલા પ્રકારની છે. સામાજિક નિયમનનું તે હિંસક રૂપ હોઈ સત્યાગ્રહમાં ત્યાજ્ય છે. એ ત્યાજ્ય શક્તિને ધ્યાનમાં લઈને અમેરિકન પ્રો. કેસે સત્યાગ્રહને ભૂલમાં 'અહિંસક બળાત્કાર'માં ગણાવ્યો છે, જે આગળ એક પ્રકરણમાં આપણે જોતા આવ્યા છીએ.

ખરું સામાજિક નિયમન સમાજહિતમાં જ હોવું જોઈએ. એ નિયમનની બહાર રહેવા માગનારને સમાજ ન સાંખી શકે, નહિ તો સમાજ માટે તે આપઘાત વહોરવા જેવું થાય. તેથી સરકારી સત્તા પણ આવા નિયમનની આડે ન આવી શકે. બહિષ્કાર કરવો ને દંડ દેવો એ શસ્ત્ર સમાજ હમેશ વાપરતો આવ્યો છે. અને તેની આ સત્તા સુધારક સત્યાગ્રહી કે કુધારક દુરાગ્રહી બેઉ પર સમાજ અજમાવે છે. ચોરડાકુ વગેરે દુરાગ્રહી કે ઈશુ ખ્રિસ્ત, ગેલીલિયો વગેરે સત્યાગ્રહી — બેઉ વર્ગના લોક તેના ભોગ બન્યા છે. એનું કારણ તો ઉઘાડું છે કે એટલી

રૂઢિગત જડતા ને પરંપરાંધતા સમુદાયમાં આપોઆપ આવે છે. એ તેની રૂઢિચુસ્તતા ( conservatism ) નું પરિણામ છે.

આથી જણાશે કે, બહિષ્કારનો દરેકનો સામાજિક હક ઇનકારી ન શકાય, પણ તેની મર્યાદા જરૂર આવશ્યક છે. કોઈનો સદંતર બહિષ્કાર કરવો એ તો ઘાતકી જ ગણાવું જોઈએ. એ તો તેને મરણની ટીપ માર્યા બરાબર છે. બહિષ્કારમાં સમાજનો ઉદ્દેશ તો એટલો જ છે કે, કોઈ અનિષ્ટ માણુસ ચેપી ન નીવડે તેટલા સારુ તેના અનિષ્ટની અપ્રતિષ્ઠા કરી તે માણુસની ચેપશક્તિ હરી લેવી. એટલે એમાં તો સામાજિક પ્રતિષ્ઠા આપવા ન આપવાનો સવાલ છે. બહિષ્કાર તેમ કરવાનો તીવ્ર ઉપાય છે. લડાઈનો ઉદ્દેશ જેમ લોકોનો કચ્ચરઘાણ કાઢવાનો નથી પણ શત્રુદળને હતાશ કરવાનો છે, અસહકારનો ઉદ્દેશ જેમ સામા પક્ષને સહકારની લાયકાત બતાવવાની તક આપવાનો છે, તેમ જ બહિષ્કારનો ઉદ્દેશ સમાજથી કોઈને કાપી કાઢવાનો નથી, પરંતુ તેની અસામાજિકતા કે સમાજદ્રોહ સામે આકરામાં આકરી નોટિસ આપવાનો છે. તે તો દૃઢતાપૂર્વક પણ શાંતિથી અને વિનયપૂર્વક કરાય તો જ અસરકારક થાય.

સમાજમાં કોઈને એમ કહેવું કે, તને અમારામાં નહિ સંઘરીએ —જો તેને સમાજની શરતોએ આવવું હોય તોપણ— તો એ તો આપણી અમાણુસાઈ જ ગણાય. એવા વાડાબંધ સમાજમાં સડો પેસતાં વાર ન લાગે. પોતાનું નિયમન કેવું હોવું જોઈએ એ સમાજ નક્કી કરી શકે. પછી તે નિયમન સ્વીકારી તેમાં આવવા ઇચ્છનારને છૂટ હોવી જોઈએ. એટલે "કોઈ પણ માણુસ સમાજની અંદર રહેવા માગતો હોય ત્યાં સુધી તેનો સદંતર બહિષ્કાર ન જ થઈ શકે. માણુસ પ્રાયશ્ચિત્ત કરી સમાજમાં પાછો આવી શકે એવી સગવડ હોવી જ જોઈએ."* એટલું જ નહિ, બહિષ્કાર દરમિયાન પણ, "તેની સાથે* આપણો વ્યવહાર એવો ઉદારવૃત્તિનો હોવો જોઈએ કે જ્યારે સમાધાન થાય ત્યારે પરસ્પર વાતચીત કરતાં અને જૂની

* શ્રી. કાકાસાહેબ, જુઓ ન. જી. ૪–૫–'૩૦

વાતોનું સ્મરણ કરતાં આપણને શરમાવું ન પડે, સંકોચ જેવું ન લાગે." "આપણા તીવ્રતમ બહિષ્કારમાં પણ મીઠાશ અને વિનય હોવાં જોઈએ. એમ નહિ થાય તો કોઈક દિવસ તો હુલ્લડ પણ થવાનું."* આ મર્યાદામાં રહીને બહિષ્કાર કરવામાં કાંઈ દોષ ન હોય ને તેવો બહિષ્કાર કરવાનો સત્યાગ્રહીને હક છે.

૭

પણ સરકાર કહે છે કે, આ બહિષ્કાર બળાત્કાર છે ને તેની સામે કાયદેસર પગલાં લેવાં જોઈશે. એનો તો સરદારે ટૂંકો જ જવાબ આપ્યો છે તે જોવો બસ થશે:

"કલેક્ટર સાહેબ તેમની મુલાકાતમાં સામાજિક બંદોબસ્તની ફરિયાદ કરે છે. પણ હું તેમને પૂછું છું કે તમારું સિવિલ સર્વિસનું જૂથ બીજું શું છે? એક સભ્યની ભૂલ થઈ હોય તોયે બધા સાથે મળી તેને છાવરો છો કે નહિ?"

"સરકારને આપણું સંગઠન ખૂંચે છે. ખેડૂતને હું સલાહ આપું છું કે તમને દગો દે તેને બિલકુલ જતો ન કરો. તેને કહી દો કે, આપણે એક હોડીમાં બેસીને ઝુકાવ્યું છે; તેમાં તારે કાણું પાડવું હોય તો તું હોડીમાંથી ઊતરી જા, અમારે ને તારે વહેવાર નહિ. સ્વરક્ષા માટે સંગઠન ન કરવું એ આપઘાત કરવા બરાબર છે. વૃક્ષને વાડ કરી ઢોરથી બચાવીએ, ગેરુ લગાવીને ઊધઈથી બચાવીએ, તો આવડી જબરી સરકાર સામે લડત માંડી છે તેમાં ખેડૂત પોતાના રક્ષણ માટે વાડ શા સારુ ન કરે?"

"સરકાર બહિષ્કાર નથી કરતી? સરકારની અનીતિમાં સામેલ ન થાય એ અમલદારને સરકાર પાણીચું આપે છે. . . . તો તમે શા સારુ બહિષ્કાર ન કરો? તમે કાંઈ કોઈની રોજી નથી છીનવી લેતા; તમે તો માત્ર એની સાથે સંબંધ છોડો છો, એની સેવા લેવી બંધ કરો છો. એવો બહિષ્કાર કરવાનો પ્રત્યેક સમાજનો જન્મસિદ્ધ હક છે. કોઈની કનડગત કરવાનું એમાં આવતું નથી. . . આપણે બહિષ્કાર કરીને માણસ મટવું નથી, સામાને માણસ બનાવવો છે. બહિષ્કાર કેવળ આત્મરક્ષણાર્થે છે."

* ગાંધીજી જુઓ ન. જી. ૪-૫-'૩૦

છતાં બહિષ્કાર સામે સરકારના વિરોધનું કારણ તો રહેવાનું, કેમ કે તે યોગ્યાયોગ્યતાના વિચાર પર નથી રચાયેલું. તેનું કારણ તો એ છે કે, જ્યાં સરકારને નડે એવા સંગઠન સારુ બહિષ્કાર વાપરવામાં આવે ત્યાં જ તે બૂમ પાડે છે. બાકી, "હિંદુસ્તાનની નાતોને પોતાની આંતર વ્યવસ્થા માટે પૂરી સત્તા સરકાર હમેશ ભોગવવા દેતી આવી છે. મૂર્ખ બ્રાહ્મણો જો બહિષ્કારના દંડબળથી બાળવિધવાનું માથું મૂંડે કે તેના પુનર્વિવાહનો નિષેધ કરે તો સરકાર અલગ રહે છે. જો અંત્યજોને સાર્વજનિક જળાશયો, મંદિરો, અને કોક વાર રસ્તાનો અને નિશાળોનો ઉપયોગ ન કરવા દેવામાં આવે તો સરકારને નથી લાગતું કે વચમાં પડવું જોઈએ કે પડવાનો હક છે. 'અસ્પૃશ્ય' કહેવાતા લોક સાથે સંસર્ગ કરવાની હિંમત કરનાર લોકોને સખત શિક્ષા નાત કરે છે, પરંતુ નાતના એ જુલમ સામે તેને રક્ષણ આપવા સરકાર શક્તિ કે હિંમત નથી બતાવતી."* પણ જો લોક દારૂનિષેધ અર્થે બહિષ્કારનું શસ્ત્ર વાપરે કે મહેસૂલબંધીને અર્થે સંગઠન કરવામાં વાપરે, તો સરકારને નડે છે અને શહેરીના હકના સંરક્ષણમાં વચ્ચે પડવાની તેને જરૂર જણાય છે! આમાં રહેલો દગો સમજાવવા જરૂર નથી. આપણે જોયું એમ, નાતજાત તથા મહાજન પોતાની વ્યવસ્થાને અર્થે બહિષ્કાર દ્વારા નિયમન કરતાં આવ્યાં છે. તે તેમનો હક જન્મસિદ્ધ છે. સત્યાગ્રહના યુદ્ધમાં તેનો મર્યાદિત ઉપયોગ સ્વીકારી શકાય. અને જો જબરદસ્તીથી કે વેઠરૂપે આર્થિક કે સામાજિક સહકાર માગવામાં આવે તો ત્યાં બહિષ્કાર ધર્મ પણ થઈ પડે.

છતાં, મર્યાદાની ઝીણવટ કરવાની જરૂર બહિષ્કારમાં ઘણી જગાએ ઊભી થવાની. "અમુક પ્રસંગે અમુક રીતે કોઈનો બહિષ્કાર કરાય કે નહિ એ નક્કી કરવું સહેલું નથી. એ બહિષ્કાર પાછળ કઈ વૃત્તિ છે એ જોવું મહત્ત્વનું છે; અને જો વૃત્તિ શુદ્ધ હોય તો ગમે તે બહિષ્કાર ઘણે ભાગે યોગ્ય હશે." પણ પ્રાકૃત લોક પાસેથી આવી

* શ્રી. રાજગોપાલાચારી 'યંગ ઇન્ડિયા' ૧૨–૧૧–'૩૧

વૃત્તિની પરીક્ષાની આશા ન રખાય. વિવેકવાન અહિંસક નેતા જ યોગ્ય નિયમો ઘડી તેમને દોરી શકે. લોકમાં હિંસક બહિષ્કાર પર દોડી જવાની ટેવ હોવાથી નેતાએ બહિષ્કારની બાબતમાં, મોટે ભાગે, તેમને રોકવાનું જ હોય તો નવાઈ નહિ. તેમ કરતાં પણ નેતાએ પાછા ન પડવું જોઈએ. અહિંસાની મર્યાદા સત્યાગ્રહની પહેલી ને છેલ્લી શરત છે. તે બાબતની કડકાઈ સરવાળે લાભદાયી જ નીવડવાની. તેમાંય બહિષ્કારની માઠી અસર તો અંદરઅંદર જ ઝેરવેર ઉત્પન્ન કરી સંગઠન જ તોડી નાંખે એવી હોય છે. તેથી ક્ષમા ને ઉદારતા જ સામાન્ય નીતિ હોવી જોઈએ. સત્યાગ્રહમાં "અહિંસાથી જ વિજય છે ને હિંસાથી અત્યારે ગમે તેવાં સારાં પરિણામો જણાતાં હોય તોપણ અંતે હાર જ છે. ક્ષયરોગથી પીડિત મનુષ્યના ચહેરાની લાલી આરોગ્યની નિશાની નથી, પણ ડોકિયું કરી રહેલા મૃત્યુના તાત્કાલિક આગમનનું એક ભયાનક ચિહ્ન છે." (ગાંધીજી)

૮

અત્યાર સુધી આપણે મોટે ભાગે સામાજિક બહિષ્કારનો વિચાર કર્યો. છેવટે હવે આર્થિક બહિષ્કાર વિષે જોઈએ. શરૂઆતમાં જ આપણે જોયું કે સ્વદેશી એ આર્થિક બહિષ્કારનું કાયમી રૂપ છે. આર્થિક દૃષ્ટિએ જોતાં જે ચીજો આપણે આપણા દેશમાં બનાવી શકીએ તે બનાવવી જોઈએ, અને તેને આપણે ઉત્તેજન આપવું જોઈએ. તેમાં નીતિદોષ નથી. આ વિષે આપણે સ્વદેશીનો વિચાર કરતાં જોઈ આવ્યા છીએ એટલે અહીં લંબાણ નહિ કરીએ.

આ તો કાયમી બહિષ્કાર થયો. પરંતુ અમુક સંજોગોમાં મુદતી બહિષ્કાર પણ હિતાવહ હોય છે. જેમ કે, આપણા ઉપયોગમાં આવતી, અનિવાર્ય ન હોય એવી, પરદેશી ચીજોનો વાપર બંધ કરી શકાય. દેશના સામાન્ય આર્થિક હિતને ખાતર પણ એમનો કાયમી ત્યાગ કરવામાં આવે તોય ખોટું નથી. પરંતુ, ગઈ લડતની જેમ, આપણે જો સંકડામણમાં આવ્યા હોઈએ ત્યારે આવી રાષ્ટ્રીય કરકસર તો ભારે શસ્ત્રસમાન થઈ પડે છે. તેનાથી પાર વિનાની રાષ્ટ્રની મજૂરી સંઘરી શકાય છે. ૧૯૧૪ના યુરોપીય યુદ્ધ વખતે કેટલાક દેશોએ

એ દૃષ્ટિથી દારૂબંધી કરી હતી. તેમાં મળેલા અનુભવ પરથી જ તે સુધારાની કાયમી કિંમત અમેરિકા વગેરે દેશોને જડી આવી હતી.

લડતને વખતે તો, જરૂરી જણાતી ચીજોનો પણ અમુક કાળ પૂરતો ત્યાગ કરવામાં આવે તો લડતને ફાયદાકારી હોય છે. શસ્ત્ર-યુદ્ધમાં શત્રુની વેપારબંધી (blockade) કરવામાં અને દેશનો સાધનસંગ્રહ કરકસરથી વાપરવામાં આવી જાતનો ઇરાદો હોય છે. આપણું સ્વદેશી અને બ્રિટિશ માલના બહિષ્કારનું શસ્ત્ર આ જાતનું ગણાય. આવી જાતના આર્થિક શસ્ત્રથી આજની દુનિયા બહુ બીએ છે. જો કોઈ પણ રાષ્ટ્ર ધારે તો શાંતિથી આ શસ્ત્ર વાપરી શકે, અને સરકારનો કાયદો કે બીજી કોઈ સત્તા તેમાં કશી બાધા ન નાખી શકે, એ એની ખૂબી છે. માત્ર તે સફળ કરવાને માટે સમૂહગત નિશ્ચય અને અમુક ચીજોનો ઉપયોગ કર્યા વિના ચલાવવાનો સંયમ જોઈએ. લડતમાં ફતેહ ઇચ્છતી સ્વમાની પ્રજાને માટે આટલું કરવું તો સહેલું હોવું જોઈએ.

આ શસ્ત્રની અહિંસાની બાબતમાં ગાંધીજીને મૂળથી વિરોધ હતો, માટે તે દૃષ્ટિએ તેની તપાસ આવશ્યક છે. તેમના વિરોધમાં બે દલીલ હતી, એક તાત્ત્વિક અને બીજી વ્યાવહારિક. વ્યાવહારિક દલીલ એ હતી કે, બ્રિટિશ માલનો બહિષ્કાર કરવા ધારીએ તોપણ કાપડ ઉપરાંત કશાનો શક્ય નથી. અને અમુક પસંદ કરેલી બીજી વસ્તુઓનો બહિષ્કાર કરવા ધારીએ તોપણ વેપારીવર્ગ કે તેમનો વાપરનાર વર્ગ સાથ નહિ આપે. આ વ્યાવહારિક મુશ્કેલી કાયમી બહિષ્કાર માટે સાચી છે. પરંતુ લડતમાં વાપરવાના શસ્ત્ર પૂરતો મુદતી બહિષ્કાર શક્ય થઈ શકે. ગયે વર્ષે લોકોએ તે બાબત જે કામ કરી દેખાડ્યું છે તે પરથી જોઈએ છીએ કે સાથ ન મળવાની ફરિયાદ નાશ પામી છે. ગાંધીજી જ્યારે આ ફરિયાદ કરતા હતા ત્યારે એ સાચી હતી ખરી. આજે બ્રિટિશ રાજકર્તાઓએ પોતાની ભૂલોથી પ્રજાના બધા પક્ષોને એટલા ઉશ્કેરી મૂક્યા છે કે તે ફરિયાદ એની મેળે નીકળી ગઈ છે.

ગાંધીજીની બીજી દલીલ આવી વ્યાવહારિક નથી. તેમનું કહેવું હતું કે, બ્રિટિશ માલના બહિષ્કારમાં જો વેર વાળવાની વૃત્તિ હોય તો

તેને સત્યાગ્રહમાં સ્થાન ન હોય. વેર વાળવાને અર્થે તો સત્યાગ્રહમાં એકે ઉપાય ન લઈ શકાય એ સામાન્ય સિદ્ધાંત છે. એટલે વેરભાવે બહિષ્કાર કે બીજો કોઈ ઉપાય ન લઈ શકાય. પરંતુ બ્રિટિશ માલના બહિષ્કારમાં ન્યાય રહેલો છે એની ના ન પાડી શકાય. જો બ્રિટિશ પ્રજા હિંદને અન્યાય કરે તો હિંદ પાસે તે સારો સંબંધ રાખવાની આશા તો ન જ રાખી શકે, એ સામાન્ય વ્યવહારની નીતિ છે. દરેકને જ્યાંથી ને જેનો માલ પસંદ પડે ત્યાંથી તેનો ખરીદવા છૂટ છે. એટલે માલ વેચવા માગનારે ઘરાકનું દિલ દુખાવ્યા છતાં ઘરાકીની આશા રાખવી એ વધારેપડતું કહેવાય. તેથી, ઘરાક જો કોઈનો માલ ન લે તો તેમાં દ્વેષ કે વેર છે એમ કહેવા કરતાં તેનું દિલ ઊંચું થયું છે એમ કહેવું યોગ્ય ગણાય. અને, જેમ અસહકાર કે બીજાં શસ્ત્રોના મૂળમાં વિરોધનું શુદ્ધ માનસ હોવાની સાથે ક્રોધનું પણ હોય છે ને સત્યાગ્રહ તેને દબાવીને પોતાનું કામ કરવા ધારે છે, તેમ જ આ બહિષ્કારમાં પણ દ્વેષ કે વેર હોય તો સત્યાગ્રહ તેને દાબવા પ્રયત્ન કરે, પણ બહિષ્કારનો બિલકુલ ઇનકાર ન કરી શકે.

આવી કાંઈક માન્યતાથી સામાન્ય લોકે બહિષ્કારનું આ શસ્ત્ર વાપરવાનો આગ્રહ રાખ્યા જ કર્યો છે. ગઈ લડત વખતે મહાસભાએ પણ તે વાપરવાની છૂટ આપી હતી. ગાંધીજી પણ તેના વાપરની આજે છૂટ આપે છે. તેમના વિરોધનું એક કારણ તો તેમની પોતાની તે વખતની મનોદશા પણ હશે એમ લાગે છે. ૧૯૩૦ સુધી તે સાંસ્થાનિક સ્વરાજમાં માનતા હતા. એટલે હિંદનું ભવિષ્ય બ્રિટિશ સામ્રાજ્યના સ્વતંત્ર સાથી તરીકે તે કલ્પતા હતા. તેથી આખા સામ્રાજ્યની દૃષ્ટિએ જોતાં સ્વદેશીનો સિદ્ધાંત એમ શીખવે કે સામ્રાજ્યના દેશોએ અંદરે અંદર માલની આપલે પ્રથમ કરવી જોઈએ. તે રીતે, બ્રિટિશ માલનો બહિષ્કાર સ્વદેશીનો વિરોધી ગણાય. અને હિંદી ઉદ્યોગોને તો તેમાંથી ફાયદો ન જ મળે.

પરંતુ આજે તેમની હિંદના ભવિષ્યની એ કલ્પના ઊડી ગઈ છે. સંપૂર્ણ સ્વરાજ એ આપણું ધ્યેય થયું છે. એટલે સામ્રાજ્યના અંગ તરીકે વિચાર ન કરતાં હવે બ્રિટનના બરાબરિયા તરીકે આપણે

વિચાર કરી શકીએ. તેવા વ્યવહારમાં બ્રિટિશ માલનો બહિષ્કાર, ઉપરની દૃષ્ટિથી, સ્વદેશીનો વિરોધી ન ગણાય. તેનો ઉપયોગ તાત્કાલિક લડત પૂરતો જ હશે, એટલે સ્વદેશીના કાયમી ફળની દૃષ્ટિએ તો તે કામમાં ન આવી શકે એ ખરું. છતાં આજની આપણી સ્થિતિમાં તેની શસ્ત્ર તરીકેની શક્તિ ભારે છે. લોક પણ તેને વાપરવા એકદિલ છે.

એટલે બ્રિટિશ માલના આર્થિક બહિષ્કારની બાબતમાં લોકે છેવટે પોતાની નીતિ મહાસભા પાસે સ્વીકારાવી છે અને ગાંધીજીની અનુમતિ પણ મેળવી છે, એમ કહેવામાં વાંધો નથી. પરંતુ સામાજિક બહિષ્કારનો તેમનો આગ્રહ તો ખોટો જ છે. તેની મર્યાદા જો ન મૂકવામાં આવે તો અંદર અંદર જ લોકો નવી નવી નાતો પાડવા લાગી જાય. તેથી, સત્યાગ્રહના શાસ્ત્રમાં, જેમ અસહકારને શાંતિમય ને કાનૂનભંગને સવિનય વિશેષણ લગાડાય છે તેમ બહિષ્કારને મર્યાદિત એવું વિશેષણ લગાડવું જોઈએ. તો તે અહિંસામાન્ય સિદ્ધાંત થાય.

## ૧૯

## કરબંધી

स्वभागभृत्या दास्यत्वे प्रजानां च नृपः कृतः।
ब्रह्मणा स्वामिरूपस्तु पालनार्थं हि सर्वदा ॥

(ઈશ્વરે રાજાને સ્વામી છતાં, પ્રજાનું હંમેશ પાલન કરનાર દાસ બનાવ્યો છે. કર તેની મજૂરી પેટે છે.)

— શુક્રનીતિ

"મહેસૂલ ન ભરવાની વાત સરકાર સાંખે તેમ નથી . . . બારડોલીની લડાઈ એક પ્રકારની ને સંકુચિત હતી. તે એક હક મેળવવાની હતી; આ હકૂમત છીનવવાની છે. બેની વચ્ચે આસમાન જમીનનું અંતર છે."

—ગાંધીજી

૧

અસહકાર, બહિષ્કાર કે હિજરતની જેમ, અસંતુષ્ટ પ્રજા રાજાને કર ન આપે એ રિવાજ પણ પ્રાચીન છે. આપણા પ્રાચીન રાજનીતિના ગ્રંથોમાં રાજ્યને અપાતા વેરાને રાજાનું 'વેતન' ગણ્યો છે. રાજા પ્રજાનો નોકર છે; જ્યાં સુધી તે બરાબર નોકરી બજાવે ત્યાં સુધી તે પૂરા પગારનો અધિકારી છે. જો તેમાં કસૂર આવે તો પ્રજા પગારમાંથી તેનો દંડ કરી શકે: કસૂર પ્રમાણે કરના પૈસા પાછા લેવાનો પ્રજાનો હક મનાતો.* રાજાને કર આપવામાં આવે છે તેનું પ્રયોજન પ્રજાપાલન છે. એ ઉદ્દેશ જો ન સરે તો કર આપવાનું કારણ નથી રહેતું: પ્રજા કર ન આપે.

કરવેરા ઉઘરાવવાનો આ સિદ્ધાંત આજે પણ શાસ્ત્રશુદ્ધ મનાય છે. આજની પ્રજાતંત્રની રાજનીતિમાં નાણાકોથળીની સત્તા પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં રહે છે. કયો કર નાંખવો, કયો ન નાંખવો, કેટલું ખરચ શામાં કરવું, વગેરે અંદાજપત્રની સત્તા પણ પ્રજાના પ્રતિનિધિઓની જ રહે છે. પ્રજાસત્તાક રાજ્યમાં તો આમ હોય, પરંતુ જ્યાં રાજા હોય છે ત્યાં પણ આ સત્તા પ્રજા દ્વારા રાજાએ ભોગવવી જોઈએ, એવો આગ્રહ માન્ય રાખવામાં આવે છે. ઇંગ્લંડમાં પ્રજાતંત્ર-સ્થાપનનો ઇતિહાસ આનું ઉત્તમ દૃષ્ટાંત છે. અમેરિકાનાં સંસ્થાનોનું રાજકીય જીવન અને અંતે સ્વતંત્રતા આ જ સિદ્ધાંતમાંથી ઉદય પામ્યાં હતાં. અમેરિકન રાજક્રાંતિનો પોકાર જ એ હતો કે, 'પ્રતિનિધિત્વ નહિ તો કર નહિ:' જો અર્થતંત્રમાં પ્રજાનો મત પૂછવામાં ન આવે તો પ્રજા પોતાની કમાણીનાં નાણાં પણ કરરૂપે રાજાને નહિ આપે.

આપણા દેશમાં આ સત્તા આપણને નહિ જેવી જ આપવામાં આવી છે. તેથી હૂંડિયામણનો દર, જમીનમહેસૂલ, વગેરે પ્રશ્નોનો નિકાલ કરવામાં આપણે અપંગ છીએ. અંગ્રેજ સરકાર તેને ફાવે તેમ, પ્રજાના એકમત વિરુદ્ધ પણ, નાણાં કર વાટે ઉઘરાવે છે ને ખરચે છે.

---

* આ બાબત વધારે જાણવા જુઓ શ્રી. જયસ્વાલનો વિદ્વત્તાપૂર્ણ ગ્રંથ: Hindu Polity ભાગ ૨, પા. - ૧૬૧

તેમાં પણ બતાવવામાં તો એમ જ આવે છે કે પ્રજાહિતમાં જ પૈસા ખરચાય છે, અને પ્રજાએ કર ન આપવો એમ તો બને જ નહિ— તેણે કર તો કાયદેસર આપવો જ જોઈએ. પ્રજાસત્તાક રાજનીતિની દૃષ્ટિએ આ દોષમય પદ્ધતિ છે. પરરાજ્યમાં તો એ સવિશેષ સાચું હોય છે.

આવી આર્થિક સત્તા રાજતંત્રની મુખ્ય ચાવી છે એ સમજાવવાની જરૂર નથી. તેના પર પ્રજાના જીવનનો મોટો આધાર રહે છે. કરભાર કોના પર નાંખવો, કેટલો નાંખવો, વગેરે બાબતોમાં જો પક્ષપાત રહે તો પ્રજાના અમુક વર્ગો ફાવે અને અમુક મરે. પ્રજા પાસે, એવી વસ્તુસ્થિતિ સામે થવાને સબળ શસ્ત્ર હોવું જ જોઈએ. તેથી સત્યાગ્રહમાં કરબંધીને પણ શસ્ત્ર તરીકે સ્થાન છે. આપણે જોઈ આવ્યા કે અસહકારનું તે છેલ્લું પગથિયું છે. જે પ્રજા સફળતાપૂર્વક રાજ્યને કર આપવાનું અટકાવી શકે તે પ્રજા, રાજસત્તાનું જે સાચું કામ પ્રજાસેવા છે, તે બરાબર તેની પાસેથી લઈ શકે.

તેથી કરીને રાજસત્તા પણ કરબંધી કદી સહન નથી કરતી. રાજાનો સામંત ખંડણી બંધ કરે તેની જેમ જો પ્રજા કર બંધ કરે તો રાજા પોતાના રાજદંડની પૂરી શક્તિ ખરચવા પાછું નહિ જુએ. અને જ્યાં રાજ્ય પરાયું હોય ત્યાં રાજાપ્રજાનો પ્રેમસંબંધ ઓછો હોવાથી તેમાં વિશેષ ક્રૂરતા આવવા સંભવ છે. કર ન આપવો એ પ્રજાકીય બળવો લેખાય છે ને રાજ્ય તેને પોતાની પૂરી સત્તા વાપરીને દાબી દેવા મથે છે. આમ, રાજા-પ્રજા વચ્ચેના કલહમાં કરપદ્ધતિ મોટો મુદ્દો હોય છે.

## ૨

આવા કલહના બે પ્રકાર છે. અમુક ચોક્કસ કર ગેરવાજબી લાગે તો તે સામે ફરિયાદરૂપે તે કર ન આપવામાં આવે એ એક. બીજો તેનાથી વસમો પ્રકાર એ છે કે, સરકાર સામે અસંતોષ વ્યક્ત કરવા તેની સાથે અસહકાર રૂપે કરબંધી કરાય. દાખલો લેવાથી બે પ્રકારો વધારે ચોખ્ખા સમજાશે.

ખેડામાં ૧૯૧૮માં પાક ઓછો પાકવાથી કાયદા પ્રમાણે ખેડૂતોનું મહેસૂલ મોકૂફ રાખવું જોઈએ. સરકારે કહ્યું કે, પાક એવો ખરાબ નથી ને પ્રજાએ કર આપવો જોઈએ. આ અસત્ય લાગવાથી પ્રજાએ કરબંધી જાહેર કરી તે સવિનય કાનૂનભંગનો દાખલો ગણાય. તેવું જ બારડોલીનું ૧૯૨૮નું પગલું મહેસૂલવધારાના સરકારી હુકમના વિરોધ તરીકે હતું. આ કરબંધી રાજસત્તા સામે બળવો નથી, જોકે સરકારે તો તેનું તેવું નામ પાડી દાબી દેવા ધાર્યું હતું. આવી કરબંધી, ગાંધીજી કહે છે તેમ, 'સંકુચિત, એક હક મેળવવાની હતી.' અંગ્રેજી ઇતિહાસમાં હૅમ્પડનનો વહાણુ-વેરાનો વિરોધ આવી જાતનો ગણાય. કાયદાનો ફાવતો અર્થ કરીને રાજાએ વહાણુ-વેરો ઉઘરાવવા ધાર્યું. તેના વિરોધાર્થે હૅમ્પડને તે ન ભર્યો. તેથી તેને પકડી કેસ ચલાવવામાં આવ્યો. કેટલીક હાર પછી તેમાં હૅમ્પડનનો વિજય થયો.

કરબંધી દ્વારા વિરોધ કરવાનો બીજો પ્રકાર 'હકૂમત છીનવવાનો' છે. એટલે 'બેની વચ્ચે આસમાનજમીનનું અંતર છે.' આનો દાખલો બોરસદ બારડોલીની ૧૯૩૦ની કરબંધી છે. સરકારની રાજનીતિ સામે વિરોધરૂપે તેમણે મહેસૂલ ન ભર્યું, તેમાં સરકારની સત્તાનો ઇન્કાર નહિ, પણ તેનો સખત વિરોધ હતો. પ્રજાપાલન માટે કરરૂપી વેતન સરકારને આપવામાં આવે છે એ સિદ્ધાંત તેની પાછળ હતો.

અમેરિકાનાં સંસ્થાનોની લડત પણ આ પ્રકારની હતી. તેમાં ફરક એટલો હતો કે, પ્રજા શસ્ત્ર ઉપાડીને પણ પોતાનો હક સિદ્ધ કરવા તૈયાર હતી. એટલે તે કરબંધીને પરિણામે શસ્ત્રયુદ્ધ કરી તેણે સ્વાતંત્ર્ય મેળવ્યું હતું. અથવા હેન્રી થોરોનો દાખલો આ પ્રકારનો ગણાય. રાજ્ય ગુલામીને આશ્રય આપતું હોવાથી તેને મદદ બંધ કરવાને ઉદ્દેશે થોરોએ વેરો આપવાનું બંધ કર્યું ને કેદમાં જઈ બેઠો. આવા વિરોધની શક્તિ વિશે તે કહેતો કે, "એક જ ખરો બહાદુર ગુલામીની સામે થઈને વેરો નહિ આપી જેલમાં જશે તો તે જ દહાડે ગુલામોની બેડી તૂટવાની શરૂઆત થશે."

૩

કયો કર આપવો બંધ કરવો એ પણ વિચારવાની જરૂર હોય છે. જ્યાં આગળ અમુક ચોક્કસ કરની સામે વિરોધ કરવાનો હોય ત્યાં તો એ કર ન આપવો એ ઉઘાડું છે. પરંતુ રાજસત્તાનો જો સામાન્ય વિરોધ કરવો હોય તો સમુદાયે કયો કર ભરવાનું બંધ કરવું એ ઝટ નહિ સૂઝે.

સરકાર કર બે માર્ગે ઉઘરાવે છે: કેટલાક કર વ્યક્તિ પાસેથી સીધા જ લેવાય છે. તેનો ભાર વ્યક્તિ જ વેઠે છે અને તેનો આકાર વ્યક્તિનું ગજું જોઈને નક્કી કરવામાં આવે છે. આવા કરને સીધા કે સરળ કર કહેવાય છે. આવકવેરો કે જમીનમહેસૂલ આવી જાતનો કર છે. જેની જેટલી આવક કે જમીન તેટલો તેની પાસેથી સીધો કર લેવામાં આવે છે. પણ દારૂ પીનારો કે મીઠું વાપરનારો કે ખાંડ ખરીદનારો સરકારને કર આપે છે તે એવી સીધી રીતે નથી આપતો. તેની રીત આડકતરી છે, અને તેનો ભાર વેપારી કે આયાત કરનાર દ્વારા ઘરાક વેઠે છે. આ કરને આડકતરો કર કહે છે. જકાત કે ઇજારાની કરની રકમ આ જાતની છે. ઘરાક જેટલો માલ ખરીદે છે તે પ્રમાણમાં તે, તેની કિંમત દ્વારા, સરકારને કર ભરે.

કરબંધીની લડતની દૃષ્ટિએ સીધો કર બંધ કરવામાં સહેલાઈ રહેલી છે, કેમ કે તેમાં ન ભરનાર સીધો જ બંધ કરી શકે છે. પણ આડકતરા કરમાં તે તેમ ન કરી શકે. તેમાં તો જો તે ચીજ વાપરવાની બંધ કરે તો જ કર ચુકાવી શકે, કેમ કે આવો કર તો માલની કિંમત પર જ ચડાવી દીધેલો હોય છે. મદ્યપાનનિષેધ અને વિદેશી વસ્ત્ર બહિષ્કારનો રચનાત્મક કાર્યક્રમ તથા સ્વદેશી ધર્મનું પાલન આ કર પર સારો કાપ મૂકે છે; તેથી સરકાર તેનો છૂપો આડકતરી રીતે વિરોધ કરે છે, કેમ કે આ પ્રજાપોષક પ્રવૃત્તિનો સીધો વિરોધ કરવો એ નામોશી ભરેલું ગણાય. પરંતુ સીધો કર બંધ થાય તો તે પોતાની સત્તા વાપરીને લે છે. કાયદામાં તેને માટે જપ્તી અને બળાત્કાર કરવાની છૂટ રાખી છે. તેથી કરબંધીની લડત ઉપાડવા ભારે સંગઠનબળ અને

સહનશક્તિ જોઈએ. સરકાર જીવનની જરૂરિયાતો પણ ઝડપી લઈ તે વેચી નાંખી પોતાનો કર વસૂલ કરશે. પણ આમ જો આખા સમુદાયને માટે કરવું પડે તો કરની ઉઘરાણીનો ખરચ જ કદાચ કરની રકમ કરતાં વધી પડવાની ભીતિ રહે છે, અને જે ગાયને દોહીને પોતાનું પોષણ કરવાનું છે તેને જ મારવા જેવું થાય. આખરે રાજાનું રાજ પ્રજાની સંમતિ ને આબાદી પર નભે છે. એટલે તેના જુલમને પણ સ્વાભાવિક હદ તો છે જ કે તે સદંતર નાશ ન જ કરે. તેમ કરે તો પ્રજા પહેલાં પોતાના જ રાજવીપણાનો નાશ થાય. એટલે કરબંધીનું શસ્ત્ર સચોટ છે; તો સાથે જ તેટલું કસોટી કરનારું પણ છે. ખૂબ તાલીમબદ્ધ અને આપભોગપરાયણ પ્રજા જ તે સફળ રીતે વાપરી શકે.

જેમ સરકાર માટે કર તેમ બીજી સંસ્થા માટે જો આવકનું સાધન બંધ કરવામાં આવે તો તેની પણ એ જ દશા થાય, એ ઉપરના વિવરણ પરથી ઘટાવી લેવું. પ્રજાના સહકાર પર નભતી સંસ્થાઓ પર આ દ્વારા પ્રજા હિતકર કાબૂ રાખી શકે. જેમ રાજ્યની નાણાંકોથળીની સત્તા પ્રજા પાસે ન હોય તો સરકાર બેદરકાર બને તેમ જ સંસ્થાઓ જો આર્થિક સ્વાતંત્ર્ય મેળવે તો પ્રજાહિત ભૂલે એમ બનતું જોવામાં આવે છે. કરબંધીનું શસ્ત્ર, આ દૃષ્ટિએ જોતાં, આવશ્યક કાબૂ પણ છે. બીજી બાજુએ જોતાં, જો આર્થિક રીતે સરકાર સુસ્થિત ન હોય તો રાજતંત્ર પણ ન ચાલી શકે. સરકારની આંટ પણ ન સચવાય. એથી કરબંધીને વગોવી શકાય. પણ તે વગોવણી ખોટી ગણાય. તેને અટકાવવાનો તો એક જ સાચો ઉપાય છે, અને તે એ કે સરકારની સાચી આંટ જે પ્રજાનું રાજી દિલ છે તે જીતવું. સત્યાગ્રહનાં બધાં જ શસ્ત્રો આવી જાતના દોષને પાત્ર બતાવી શકાય. એ બધાનો એ જ એક જવાબ છે કે તે સાચી ફરિયાદ તરીકે વાપરવામાં આવે છે, તેથી તેમાં બેઉ પક્ષનું કલ્યાણ રહેલું છે. કરબંધીનું શસ્ત્ર તેઓમાં છેવટનું છે, અને ઉગ્રમાં ઉગ્ર હોઈ બેઉ પક્ષને માટે ભારે પડે એવું છે.

# ઉપસંહાર

"સદ્ગૃહસ્થની એ લગભગ વ્યાખ્યા છે કે તે કોઈને કદી દુઃખ પમાડતો નથી."
—કાર્ડિનલ ન્યૂમૅન

"વ્યક્તિના ચારિત્ર્ય પર અસર કરનારું, સામાજિક અનિષ્ટનો નાશ કરનારું, અને જીવનકળા પર સ્વામિત્વમાં વધારો કરનારું, પ્રથમ વ્યગ્રતા ઉત્પન્ન કર્યા વગર કે સામાજિક બુદ્ધિશક્તિ અથવા કલ્પનાબળની જરૂર ઘટાડ્યા વગર થનારું, તાત્કાળિક ને મૌલિક જે સામાજિક પરિવર્તન તે ક્રાંતિ છે."
—ડેલાઈલ બર્ન્સ

આ બે અવતરણો સત્યાગ્રહનો સામાજિક અને વૈયક્તિક આદર્શ ઉત્તમ રીતે દેખાડે છે. સત્યાગ્રહ એટલે ખાનદાની, માણસાઈ, સંસ્કારિતા. તેનું સાધન અદ્રોહ કે અહિંસા છે. તેથી સત્યાગ્રહીનું જીવનરહસ્ય ઉપર આપેલી ન્યૂમૅનની ગૃહસ્થની વ્યાખ્યામાં સમાય છે. કોઈને જ જે દુઃખ નથી પમાડતો તેને શત્રુ ક્યાંથી હોય? અને જેને શત્રુ નથી તેની હમેશ જીત જ છે.

સામાજિક અર્થમાં સત્યાગ્રહ સુધારકનું મહાન શસ્ત્ર છે, આત્મશુદ્ધિ છે, લોકકેળવણી ને લોકજાગૃતિ છે. શસ્ત્રયુદ્ધનો એ નૈતિક અવેજ છે. હિંસક ક્રાંતિ કરતાં તેનું બળ કોઈ રીતે ઓછું નથી, જ્યારે તેના ફાયદા અનેકાનેક છે.

હિંસક ક્રાંતિ માટે એમ ન કહી શકાય કે તે સામાજિક અનિષ્ટ દૂર કરનારી છે કે ચારિત્ર્ય ને જીવનકળાની વૃદ્ધિ કરનાર બળ છે. કદાચ, ઊલટું જ ખરું છે. સોરોકીન કરીને એક રશિયન લેખકે જગતની પ્રાચીન અને અર્વાચીન પ્રજાકીય ક્રાંતિઓનો અભ્યાસ કરી તેનો નિચોડ 'Sociology of Revolution' નામના પુસ્તકમાં જણાવ્યો છે. તેમાંથી એક બે વાત પર તેના મત જોવા જેવા છે:

"(હિંસક) ક્રાંતિમાં લોકને પાશવ બનાવવાના કરતાં સામાજિક બનાવવાનું વલણ વધારે નથી હોતું. . . . તેમાંથી જે કાંઈ ફાયદો હોય તે અતિ ભારે ને પ્રમાણ બહારના ખરચને ભોગે થાય છે." "ક્રાંતિના

ઉદ્દેશ સિદ્ધ કરવાની પદ્ધતિઓ સંસ્કૃતિની હલકામાં હલકી કક્ષાના લક્ષણવાળી હોય છે; તે વિચારશૂન્ય, પાર વિનાની સીધી ને ઘાતકી હોય છે. ભીંત સાથે પોતાની જાતને અફાળતા આખલાના જેવી એ છે. હલકટ બળનો તેમાં પ્રયોગ કરાય છે. શારીરિક હિંસાની સાર્વભૌમ ઉપયોગિતા છે એવો એમાં વિશ્વાસ રખાય છે."

સત્યાગ્રહ ક્રાંતિકારી સિદ્ધાંત છે, પણ તે આથી ઊલટો જ છે. તે પાશવતા પર સંયમ માગે છે ને સંસ્કૃતિને પોષક ને વર્ધક છે. તેના પ્રયોગો બધાને જ કલ્યાણકારી છે. તેની અસર વ્યક્તિ કે સમાજ, સત્યાગ્રહી કે દુરાગ્રહી, ઉભય માટે ઉન્નતિકર એવી સવ્યસાચી હોય છે. શરૂઆતમાં જ, સત્યાગ્રહ એટલે શું તે વિચારતાં આપણે આ બે આદર્શો વિષે જોયું હતું.

આપણે આ પુસ્તકમાં મુખ્યત્વે સામાજિક આદર્શની ચર્ચા કરી છે. તેનો ઉપસંહાર કરતાં એક વસ્તુ યાદ આવે છે: અત્યાર સુધી આપણે સત્યાગ્રહનો ઉપયોગ રાજદ્વારી ક્ષેત્રમાં મોટે ભાગે કર્યો છે. તેની ઊણપો સમાજહિતનાં બીજાં ક્ષેત્રોમાં સુધારા કરવાની શક્તિ સંપાદન કરવામાં મોટી આડરૂપે હોવાથી તે ક્ષેત્ર પહેલું ઝડપાયું એ યોગ્ય હતું. પરંતુ સત્યાગ્રહ રાજદ્વારી જ શસ્ત્ર નથી. આપણે જોયું કે તે સુધારકનું સાચું સાધન છે. તે વાપરવાની તાલીમ આપણે લઈએ. તે દ્વારા આપણા રાષ્ટ્રનું પૂર્વનું ગૌરવ પાછું પ્રાપ્ત કરીએ. આપણો પ્રશ્ન આખા રાષ્ટ્રનો પુનરુદ્ધાર કરવાનો છે. કોમી ઐક્ય, અસ્પૃશ્યતા, ગ્રામસંગઠન, સામાજિક સડો, અનારોગ્ય, સાચી કેળવણી વગેરે અનેક રાષ્ટ્રીય મહત્ત્વના પ્રશ્નો આપણી પાસે ઉકેલ માગી રહ્યા છે. એ બધાને માટે સત્યાગ્રહથી વધારે શ્રેષ્ઠ સાધન ન હોઈ શકે.

ભાઈ ભાઈ વચ્ચેના આ બધા પ્રશ્નો છે. તેને માટે પ્રેમબળ જ ઉત્તમ ઉકેલ આણનાર હોય. અને અહીં પ્રેમસંબંધ સહજ હોવાથી સત્યાગ્રહનો પ્રયોગ પણ સરળ હોવો જાઈએ. પણ કદાચ ત્યાં જ તે મુશ્કેલ પણ બને: પ્રતિષ્ઠાનો પ્રશ્ન, માનાપમાનની ખણખોદ વગેરે બાબતો ભાઈ ભાઈમાં જ બહુ તીવ્રરૂપે રહે છે; તેથી અક્રોધબળ અજમાવવું વધારે મુશ્કેલ બને છે. સ્થાનિક અહમહમિકા, પ્રાંતીય

પક્ષપાત, નાતજાતના ઊંચનીચભાવ, પરંપરીણ રાગદ્વેષ વગેરે અનેકવિધ સંકુચિત સ્વાર્થ એમાં ઉમેરો કરનારાં અરાષ્ટ્રીય બળો છે. તેમને દૂર કરવાને માટે વધારે પ્રેમબળ, વધારે અહિંસાની તાલીમ — વધારે રાષ્ટ્રભાવ ને સામાજિક સહૃદયતા — જોઈએ. જો તે ગુણો આપણે મેળવી લઈએ તો એમાંથી સાચી સત્યાગ્રહી શક્તિ નીપજે.

એ શક્તિ તે આત્મબલિદાનની શક્તિ છે. દક્ષિણ આફ્રિકાની લડતમાં વાલિયામાના બલિદાન વિષે લખતાં ગાંધીજીએ આ શક્તિ વિષે જે અમર વાક્ય લખ્યું છે તે યાદ કરી સત્યાગ્રહના સિદ્ધાંતની આ મીમાંસા પૂરી કરીશું :

"સ્વદેશયજ્ઞમાં, જગદ્યજ્ઞમાં અસંખ્ય હોમાયા છે, હોમાઈ રહ્યા છે ને હોમાશે. એ જ યથાર્થ છે. કેમ કે કોઈ જાણતું નથી કે કોણ શુદ્ધ છે. પણ સત્યાગ્રહીઓ આટલું તો સમજે જ કે, તેમનામાં એક પણ શુદ્ધ હોય તો તેનો યજ્ઞ ફળ નિપજાવવાને સારુ બસ છે. પૃથ્વી સત્યના બળ પર ટકેલ છે. અસત્ — અસત્ય — એટલે 'નથી,' સત્ — સત્ય — એટલે 'છે.' અસતને જ્યાં હસ્તી જ નથી ત્યાં તેની સફળતા શી હોય? અને 'છે' તેનો નાશ કોણ કરી શકનાર છે?

આટલામાં સત્યાગ્રહનું આખું શાસ્ત્ર છે."

# સૂચિ

# ગાંધીજીનાં પુસ્તકો

| | કિંમત |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| એક સત્યવીરની કથા | ૦—૨—૦ |
| ગામડાંની વહારે | ૦—૨—૦ |
| ગાંધી–વાઇસરૉય પત્રવહેવાર | ૨—૮—૦ |
| ગીતાબોધ | ૦—૩—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| ‘ત્યાગમૂર્તિ’ અને બીજા લેખો | ૧—૦—૦ |
| દિલ્હી ડાયરી | ૩—૦—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૮—૦ |
| ધર્મમંથન | ૧—૮—૦ |
| ‘નીતિનાશને માર્ગે’ | ૦—૬—૦ |
| મંગળપ્રભાત | ૦—૩—૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦—૬—૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦-૧૨-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૧૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨—૦—૦ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧—૦—૦ |
| સર્વોદય | ૦—૩—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| હિંદ સ્વરાજ | ૦—૬—૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં) સાદું પૂઠું | ૧—૪—૦ |
| ખાદી પૂઠું | ૧-૧૨-૦ |

# સર્વોદયની જીવનકળા

**અનુ૦ ગોપાલદાસ પટેલ**

પ્રિ. જૅક્સનું મુખ્ય પુસ્તક કહી શકાય એવા કન્સ્ટ્રક્ટિવ સિટિઝનશિપ પુસ્તકનો અનુવાદ. આ ગ્રંથમાં સર્વોદયની દૃષ્ટિએ વ્યક્તિ પોતાનો કર્મયોગ કેવી રીતે ગોઠવી શકે, તેની વિવિધ મુદ્દાઓસર ચર્ચા કરવામાં આવેલી છે. એક રીતે તેને આપણા પૌર્વાત્ય કર્મયોગનું સામાજિક ભાષ્ય કહી શકાય. શરૂઆતમાં શ્રી જૅક્સની વિચારસરણીનું નિરૂપણ કરતો શ્રી મગનભાઈ દેસાઈનો ઉપોદ્ઘાત છે. તથા અંતે, પુસ્તકમાં આવતા અપરિચિત ઉલ્લેખો પર ટિપ્પણો આપેલાં છે.

પા. ૨૮+૩૪૦ કિં. રૂ. ૨-૦-૦ ટપાલખર્ચ ૦-૯-૦

# આધુનિક ભારત

**અનુ૦ પાંડુરંગ દેશપાંડે**

મધ્યયુગની રાજાશાહીમાંથી નીકળી અર્વાચીન લોકશાહીની ઢબે આપણું રાષ્ટ્ર કઈ રીતે જાગ્રત થયું, એ નૂતન હિંદની ઉદયકથા આ પુસ્તકનો વિષય છે. એ ઉદયમાં ક્યાં તત્ત્વો રહેલાં છે, તેમાં કઈ વિચારસરણી વિકસતી ગઈ, તેના નેતાઓ કોણ હતા, એ બધું પણ એનો વિષય છે. હિંદના આ કાળના ઇતિહાસ ઉપર આ ઢબનો બીજો ગ્રંથ જાણમાં નથી. એ લખવામાં શ્રી જાવડેકરે પ્રશસ્ય ન્યાયબુદ્ધિ, નિષ્પક્ષ તુલના કરવાની સમતા તથા અભ્યાસી ઊંડાણ બતાવ્યું છે. અર્વાચીન હિંદનો અભ્યાસ કરનાર દરેકે આ ગ્રંથ અવશ્ય વાંચવો જોઈએ.

પા. ૬૦૮+૮ કિં. રૂ. ૬-૦-૦ ટપાલખર્ચ ૦-૧૧-૦

# હિંદની અંગ્રેજ વેપારશાહી

[ઈ. સ. ૧૬૦૦-૧૮૦૦]

**મગનભાઈ દેસાઈ**

યુરોપના ગોરા વેપારીઓ આપણા દેશમાં ૧૬મા સૈકા પછી આવતા થયા અને તેમાંથી ધીમે ધીમે એ સૈકામાં — ઈ. સ. ૧૮૦૦ સુધીમાં — અહીં તેમણે પોતાનું રાજ્ય સ્થાપ્યું. વેપારી કંપની 'કંપની સરકાર' બની ગઈ. આ કેવી રીતે કેમ કરતાં બની શક્યું, એનો સરળ વાર્તાપ્રવાહરૂપે ઇતિહાસ આમાં આપવામાં આવ્યો છે. અર્વાચીન હિંદ વિષે વિચાર કરનાર દરેકે આ ઇતિહાસ વાંચવો જોઈએ. એમાં એક નવી જ શૈલી ને દૃષ્ટિથી આપણા દેશનો એ ગાળાનો ઇતિહાસ રજૂ કરવામાં આવ્યો છે. પાંચ નકશાઓ સાથે.

પા. ૩૫૮+૨૦ કિં. રૂ. ૪-૦-૦ ટપાલખર્ચ ૦-૯-૦